

श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# अनुशासन पर्व.



રા. રા. ભાઇશંકર નાનાભાઇ સોલીસીટરની સાહાય્યથી

સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ ભટ્ટે

પ્રસિદ્ધ કરેલું ભાષાંતર.



छपावी प्रसिद्ध कर्त्ता

એન. એમ. ત્રિપાઠીની કંપની તરફથી

નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

સ્થળઃ કાળબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબાઇ.



સંવત. ૧૯૭૯ | સને ૧૯૨૩



આવૃત્તિ ૪ થી. | પ્રત ૧૦૦૦



કીંમત રૂ. ૪—૦—૦

# અનુક્રમણિકા.



# श्रीमन्महाभारत.
# अनुशासन पर्व.

## અધ્યાય ૧ લો. જન્મમરણાદિનું કારણ કર્મ.

**युधिष्ठिर उवाच—शमो बहुविधाकारः सूक्ष्म उक्तः पितामह**
**न च मे हृदये शान्तिरस्ति श्रुत्वेदमीदृशम् ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ! મને શોક તરવાનો સૂક્ષ્મ ઉપાય આપે બહુ પ્રકારે કહ્યો પણ તે સાંભળવાથી હજી મારા હૃદયમાં શાન્તિ થતી નથી. ગોત્રવધના પ્રાયશ્ચિત્તથી મુક્ત થવાને અનેક પ્રકારના ઉપાય બતાવ્યા છતાં, જાણી બુઝીને કરેલા પાપથી સેંકડો ઉપાયે શાન્તિ થતી નથી. વીરપુરૂષનાં બાણથી વિંધાએલા તથા તીવ્ર ઘાતથી ભેદાએલા આ તમારા શરીરને જોઇ મારાં દુષ્ટ કર્મથી પસ્તાએલો હું જરાએ સુખ પામતો નથી. હે પુરૂષસિંહ! રૂધિરથી ખરડાએલું, પર્વતની પેઠે સ્ત્રવતું, આપનું શરીર જોઇ વર્ષાદથી ધ્રુજતા કમળની માફક મારૂં શરીર કંપે છે. આથી બીજું કયું કષ્ટ વધારે હોય? રણસંગ્રામમાં શત્રુઓના શરપ્રહારથી તમારી આવી અવસ્થા થઇ? અરેરે!!! મારે માટે ઘણા રાજાઓ પોતાના પુત્ર અને સગા સંબંધીઓ સાથે મરણ પામ્યા. અમે તથા કૌરવો કાળ ક્રોધને વશ થઇ આવું નિંદિત કર્મ કરવાથી કયી ગતિને પામીશું? હે રાજન! હું ધૃતરાષ્ટ્રના પુત્રોને ધન્ય માનું છું, કેમકે આવી અવસ્થાને પ્રાપ્ત થએલા તમને તેમણે નથી જોયા. તમારા અન્તનો કરનાર તથા સગાં-સંબંધીના વધનો કરનાર હું પૃથ્વીપર દુઃખી થઇ પડેલા તમને જોઇ શાન્તિ પામતો નથી. આ ક્ષત્રિયોના ધર્મસંગ્રામમાં, દુરાચરણી, કુળમાં અંગારારૂપ દુર્યોધન સૈન્ય સહવર્તમાન પોતાના નાનાભાઇઓ સુદ્ધાં હણાયો, તેથી તે તમને પૃથ્વીપર પડેલા જોતો નથી. હું પણ મરવામાંજ શ્રેય માનું છું, હવે જીવવાની ઇચ્છા કરતો નથી. હે વીર! જો તે રણસંગ્રામમાં ભાઇઓ સહવર્તમાન હુંજ નાશ પામ્યો હોત તો, શસ્ત્રોની પીડાથી દુઃખી થતા તમને જોવા પામત નહીં. અવસ્ય બ્રહ્માએ અમને પાપકર્મ કરવાને સૃજ્યા હશે. આ જન્મમાં તો ગોત્રવધનું પાપ નહીં જાય, તોપણ આપ જો મારૂં હિત ઇચ્છતા હો તો, જન્માન્તરે પણ હું પાપથી નિવૃત્ત થાઉં એવો ઉપાય મને બતાવો.

ભીષ્મપિતા કહે છે—દેહ તથા ઇન્દ્રિયોથી વ્યતિરિક્ત સૂક્ષ્મ આત્માને પરતંત્ર તથા પુણ્યપાપનો હેતુ એવો તું કેમ જોતો નથી? આ સ્થળમાં કાળ, પારધી તથા સર્પની સાથે મૃત્યુ અને ગૌતમીનો સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ ઉદાહરણ તરીકે હું તને કહું છું તે સાંભળ. હે કુન્તાના પુત્ર! ધૈર્યવાળી ગૌતમી નામની એક વૃદ્ધ ડોસી સર્પડંશ થવાથી મરી

ગએલા પોતાના પુત્રને જોતી હતી એટલામાં ડંશ કરનાર ક્રોધી સર્પને એક અર્જુનક નામનો પારધી સ્નાયુ પાશે બાંધી તેની નજીક લાવી બોલ્યો કે, હે વૃદ્ધા ! તારા પુત્રને હણનાર આ અધમ સર્પ છે. હે મોટા ભાગ્યવાળી ! ઝટ બોલ, એને કયે પ્રકારે મારવો ? અગ્નિમાં નાંખવો અથવા ઝીણા ઝીણા કકડા કરી નાંખવા ? બાળકને હણનારો આ પાપી હવે જીવવાને યોગ્ય નથી.

ગૌતમી કહે છે—હે મૂર્ખ ! એને છોડી દે, તે વધને યોગ્ય નથી. વગર વિચારે આત્માને કોણ નરકમાં નાંખે ? ધર્મીજન જળમાં નૌકાઓની પેઠે તરે છે અને અધર્મી પુરૂષો જળમાં પડતા પત્થરની પેઠે ડૂબી જાય છે. સર્પને હણવાથી મારો પુત્ર જીવતો થનાર નથી, તેમ સર્પના જીવવાથી તારો કંઇ નાશ નથી, તેમ છતાં આ જીવતા જીવને મારી અનંત કાળ સુધી નરકમાં કોણ જાય ? પારધી બોલ્યો કે ગુણાવગુણને જાણનારી હે દેવિ ! હું જાણું છું કે સબળાની પીડાવડે પીડાએલા હોય તે ગુરૂ થાય છે, પરન્તુ તે ઉપદેશો સુખીને ઉપયોગી છે, દુઃખીને નહી, માટે આ તુચ્છ સર્પને હું હણીશ. ધૈર્યવાન્ પુરૂષો, કાળે કરીને નાશ પામે છે એમ માની શોકનો ત્યાગ કરે છે; અને ઉપાયને જાણનારા શત્રુને મારીનેજ શોક છોડે છે.

ગૌતમી કહે છે—અમારા જેવાને આ દુઃખી છે, એમ તું જાણીશ માં. ધર્માત્મા હંમેશાં સજ્જન હોય છે, બાળક નિત્ય મરેલોજ છે, માટે સર્પને મારવાને હું ઇચ્છતી નથી. બાળકોને કોપ હોતો નથી, કેમકે કોપ કરવાથી નરક યાતના ભોગવવી પડે છે. હે સાધો ! ક્રોધને કાઢી નાંખી ક્ષમા કર અને સર્પને છોડી દે. પારધી કહે છે કે, પરલોકમાં હિત થાય તેજ અવિનાશી લાભ છે, તે લાભ શત્રુનો નાશ કરવાથીજ પ્રાપ્ત થાય છે. જેમ યજમાન યજ્ઞમાં પશુને મારી પોતે તથા પશુને સ્વર્ગમાં પહોંચાડે છે, તેમ શૂર પુરૂષો પણ પોતાને આપને પરને સ્વર્ગ સંપાદન કરાવે છે, અને તે બલિ કરતાં વંદનો કરનાર વખણાય છે. શત્રુના વધથી ત્રણ લોકમાં માન મળે છે, માટે આ ઘણાને અપકાર કરનાર કુત્સિત સર્પને મારવાથી મને જે તત્કાળ લાભ મળશે, તે હણવાને નહીં ઇચ્છા કરનારી તને મળવાનો નથી, માટે હું એને જરૂર હણીશ. ગૌતમી કહે છે કે, પ્રાપ્ત થએલા શત્રુને ન છોડવાથી તથા મારી નાંખવાથી શું ઇચ્છેલા ફળની પ્રાપ્તિ થાય છે ? હે ડાહ્યા પુરૂષ ! સર્પને મુકાવા શા માટે હું ઇચ્છા ન કરૂં, કારણ તે મારો શત્રુ નથી. પારધી કહે છે હે ગૌતમી ! એકથી ઘણા જણનું રક્ષણ કરવું, પણ ઘણાથી એકનું ન કરવું, ધર્મ જાણનાર અપરાધીનો નાશ કરે છે, માટે આ પાપી સર્પને તું માર. ગૌતમી કહે છે કે, હે લુબ્ધક ! સર્પને મારવાથી મારો પુત્ર જીવિત પામવાનો નથી, તેમ એને મારવામાં બીજો લાભ પણ હું દેખતી નથી, માટે તેને જીવતો મૂક. પારધી કહે છે કે વૃત્રાસુર દૈત્યને હણીને ઇન્દ્ર યશસ્વી થયો, તેમ દક્ષનો યજ્ઞધ્વંસ કરવાથી મહાદેવને યજ્ઞમાં ભાગ મળ્યો, માટે તું પણ દેવનું આચરણ આચર, અને ઝટ સર્પને માર, ખોટી શંકા કર મા.

ભીષ્મપિતા કહે છે—એ પ્રકારે લુબ્ધકે વારંવાર કહ્યા છતાં મહા ભાગ્યવાળી ગૌતમી સર્પ પ્રત્યે પાપબુદ્ધિવાળી ન થઇ. પછી પાશવડે પીડાએલો તથા બન્ધનના કષ્ટથી તપેલો, ઊંડો શ્વાસ લેતો સર્પ મનુષ્યના જેવી ધીમી વાણીથી બોલ્યો કે—બાળકના સરખી બુદ્ધિવાળા હે અર્જુનક ! આમાં મારો શો દોષ ? અસ્વાધીન તથા પરતંત્ર એવા મને મૃત્યુએ પ્રેરણા કરી તેથી તેનાં વચનથી હું એને ડસ્યો. કોપથી કે કામનાવડે નહીં. માટે જો દોષ જણાય-

તો તે મૃત્યુનો છે, મારો નહીં. લુબ્ધક કહે છે—હે સર્પ ! કદાચિત્ બીજાને વશ થઇ તેં આવું દુષ્ટ કર્મ કર્યું તોપણ મૃત્યુનું કારણ આ સ્થળે તું છે, માટે તું પણ દોષિત છે. માટીનું વાસણ કરવામાં કુંભારનું ચક્ર તથા લાકડી જેમ કારણ મનાય છે, તેમ હે સર્પ ! ગૌતમીના પુત્રના મૃત્યુનું કારણ તું થયો છે માટે દોષિત હોઇ ખરેખર વધ કરવા યોગ્ય છે. આ ઠેકાણે પુત્રને મારવાનું કારણ તું પોતે છે. સર્પ કહે છે કે મૃતિકાપાત્ર કરવામાં દંડ તથા ચક્ર જેમ કુંભારને વશ છે તેમ હું પણ મૃત્યુને વશ છું, માટે આમાં મારો દોષ નથી, એવો તારો અભિ પ્રાય છે, અથવા તારા મતથી પણ તે અન્યોન્ય પ્રયોજક છે. અન્યોન્ય પ્રેરણા થવાથી કાર્ય કારણમાં સંદેહ થાય છે એમ છતાં પણ હું દોષિત કે વધ કરવાને યોગ્ય થતો નથી. જો તું દોષ માનતો હોય તો તે બધા સમૂહને શિર છે. પારધી કહે છે—કારણ કદી નક્કી ન થાય અને કદાપિ કર્તા તું ન થતો હોયપણ પુત્રનું વિનાશ કારણ તું છે, માટે વધ કરવાને યોગ્ય છે એવો મારો અભિપ્રાય છે, શુંઅસતકાર્ય કર્યા છતાં હેતુ વધને યોગ્ય નથી થતો ? હે સર્પ ! તું વધારેશું માને છે ? સર્પ કહે છે કે કારણ છતાં અગર ન છતાં કાર્યને અભાવે ક્રિયા થતી નથી, માટે બેઉમાં સમાન હેતુ મેં કહ્યો વિશેષ નહીં. હે લુબ્ધક ! જો તું મને કારણ માનતો હોય તો પુત્રનો નાશ કરવામાં બીજો પ્રેરક હોવો જોઇએ અને તે તારે મતે દોષિત ગણાય. પારધી કહે છે—હે દુષ્ટ બુદ્ધિવાળા ! બાળઘાતી ! નિર્દય કર્મ કરનાર ! તું મારે વધ કરવા યોગ્ય છે. વધ્ય થયા છતાં હે દુષ્ટ સર્પ ! વારંવાર વિશેષ શું બોલે છે ? સર્પ કહે છે—હે અર્જુનક ! જેમ યજ્ઞમાં કોઇએ પ્રેરણા કરેલા હવિ આપનાર બ્રાહ્મણો ફળને નથી પામતા તેમ આ સ્થળમાં હું પણ છું.

ભીષ્મપિતા કહે છે—મૃત્યુએ પ્રેરણા કરેલો સર્પ એ પ્રકારે બોલતો હતો ત્યાં મૃત્યુ આવી સર્પની પ્રત્યે બોલ્યું, કે કાળે પ્રેરણા કરેલા મેં તને પ્રેર્યો માટે આ બાળકના મોતનો હેતુ તું તથા હું નથી. જેમ વાયુ મેઘ મંડળને આમથી તેમ ખેંચે છે તેમ મેઘની પેઠે હું કાળને વશ છું. કાળ જેમનો સ્વભાવ છે એવા કેટલાક સાત્વિક, રાજસ તથા તામસ ભાવ જંતુઓમાં પ્રવર્તે છે. હે સર્પ ! સ્થાવર, જંગમ પૃથ્વી અને અન્તરીક્ષ, એ સઘળું જગત્ કાલાત્મક છે. આ લોકમાં પ્રવૃત્તિઓ, તથા નિવૃત્તિઓ, અને તેમાં જે વિકૃતિઓ વગેરે જણાય છે, તે સઘળું કાળના સ્વભાવથી થાય છે. સૂર્ય, ચન્દ્ર, વિષ્ણુ, વરૂણ, ઇન્દ્ર, અગ્નિ, આકાશ, પૃથ્વી, મિત્ર, પર્જન્ય, આઠ વસુ, દિતિ, નદિઓ, તથા સમુદ્ર. ભાવ અને અભાવ એ સઘળાં કાળવડે સૃજાય છે તથા નાશ પામે છે. હે સર્પ ! તું મને દોષવાળો કેમ માને છે ? જો મને દોષવાળો ગણે તો તું પણ દોષવાળો છે. સર્પ કહે છે—નિર્દોષ કે દોષવાળો હું તને નથી કહેતો. જેવો તારો અભિપ્રાય છે તેવોજ મારો પણ છે. જો કાળને શિર દોષ છે અથવા તેને પણ નથી કહી શકતા તો આપણે કંઇ નક્કી કરી શકતા નથી. જો તે પ્રકારે મને નિર્દોષ કરવો ઘટે છે. તેમ મૃત્યુનો પણ દોષ નથી, એવો મારો અભિપ્રાય છે. આ પ્રમાણે સર્પે અર્જુનકને કહ્યું કે, મૃત્યુનું કહેવું તેં સાંભળ્યું ? હવે નિરપરાધી એવા મને પાશવડે તપાવાને તું યોગ્ય નથી. સર્પનું વચન સાંભળી પારધી કહેવા લાગ્યો કે હે સર્પ ! મેં મૃત્યુનું વચન સાંભળ્યું, તેમ તારૂં પણ સાંભળ્યું, તેથે કરીને તું નિર્દોષ નથી થતો. આ બાળકનો નાશ કરવામાં તું તથા મૃત્યુ બેઉ હેતુ છો, હું તો બેઉને કારણ માનું છું, કારણ ને અકારણ કેમ મનાય ? પ્રાણીઓને દુઃખનું કરનાર, ક્રૂર તથા દુષ્ટ એવા મૃત્યુને ધિક્કાર છે. પાપરૂપ તથા પાપનું કારણ એવા તને હું ગણીશ. મૃત્યુ કહે છે—જો તું સૂક્ષ્મ દૃષ્ટિએ

વિચારીશ તો કાળને વશ તથા પરતંત્ર હોવાથી અમે બેઉ દોષિત નથી. પારધી કહે છે—સર્પ તથા મૃત્યુ તમે બેઉ જો કાળને વશ છો તો ઉપકારના બદલામાં હર્ષ, અને અપકારના બદલામાં ક્રોધ થવાનું કારણ જાણવાની મને ઇચ્છા છે તે બતાવો. મૃત્યુ કહે છે—હે લુબ્ધક! એ તો મેં તને પૂર્વેજ કહ્યું છે કે આ જેટલી ચેષ્ટા જણાય છે તે સઘળી કાળની કૃતિ છે માટે કાળને વશ આજ્ઞાકારી એવા અમને બેઉને દોષદૃષ્ટિએ ના જો.

ભીષ્મપિતા કહે છે-હે યુધિષ્ઠિર! એટલામાં ધર્મ સંબંધી સંશય છેદવાને કાળ ત્યાં આવી મૃત્યુ, સર્પ તથા અર્જુનક પારધીની પ્રત્યે બોલ્યો કે હે લુબ્ધક! હું, આ મૃત્યુ તથા સર્પ કોઇએ બાળકના મરણમાં દોષિત નથી, તેમ અમે પ્રયોજક પણ નથી. હે અર્જુનક! એનું કરેલું કર્મજ પ્રેરક છે, વિનાશનો હેતુ બીજો કોઇ નથી, પોતાના કર્મવડેજ આ હણાયો છે. એણે જે કર્મ કર્યું તેણે આ મરણ પામ્યો. આના વિનાશનો હેતુ કર્મ છે. અમે સઘળા કર્મને વશ છીએ. કર્મજ પુત્રની પેઠે આ લોકને તારે છે, કર્મ ફળનો યોગ કરે છે, પુણ્યપાપનું આજ્ઞાપક કર્મજ છે. જેમ માટીનો પિંડ હાથમાં લઇ કુંભાર પોતાની ઇચ્છા પ્રમાણે જૂદાં જૂદાં પાત્ર ઉતારે છે, તેમ મનવડે કરેલા કર્મથી મનુષ્ય અનેક ફળને પામે છે. જેમ છાયા અને તડકો એક બીજાથી દૃઢ બંધાએલાં છે, તેમ કર્તા તથા કર્મ પોતાના કર્મોવડે દૃઢ બંધાએલાં છે, એજ પ્રકારે હું આ મૃત્યુ, સર્પ, અર્જુનક કે આ વૃદ્ધ બ્રાહ્મણી કોઇએ બાળકના મોતનું કારણ નથી, પરન્તુ એ બાળક પોતેજ પોતાના મરણનું કારણ છે. હે યુધિષ્ઠિર! કાળનું આવું બોલવું સાંભળી ગૌતમી સ્વર્ગ તથા નરકનું કારણ પોતાનું કર્મ છે એમ માની પારધી પ્રત્યે બોલી કે કાળે નહીં, સર્પે નહીં તેમ મૃત્યુએ મોતનું કારણ નથી પણ કાળે કરી પોતાના કર્મોવડે આ બાળક મરણ પામ્યો છે. મેં જે કર્મ કર્યું તેણે કરી મારો પુત્ર મૃત્યુ પામ્યો. હવે તમે જાઓ, મૃત્યુ પણ જાઓ, ને હે અર્જુનક! તું પણ સર્પને મૂકી દે.

ભીષ્મપિતા કહે છે—ગૌતમીના કહેવાથી મૃત્યુ કાળ અને સર્પ જ્યાંથી આવ્યા હતા ત્યાં ગયા. પછી પારધીનો તથા ગૌતમીનો શોક શમ્યો. હે રાજન! આ ઇતિહાસ સાંભળી શાન્તિને પામ, શોકવાળો થઇશ માં. સર્વ કોઇ પોતાના કર્મવડે સ્વર્ગાદિ લોકને પામે છે. તેં કંઇ કર્મ કર્યું નથી, તેમ દુર્યોધને પણ કર્યું નથી. તે સઘળું કાળે કર્યું એમ જાણ, ને તેથીજ સઘળા પાર્થિવો મરાયા. વૈશંપાયન કહે છે—હે જન્મેજય! ભીષ્મપિતાનું વચન સાંભળી યુધિષ્ઠિર શોક મુક્ત થયા છતાં મોટું જેનું તેજ છે એવા ધર્મને જાણનાર તે વળી ફરીને નીચે પ્રમાણે પૂછવા લાગ્યા.

**इत्येतद्वचनं श्रुत्वा बभूव विगतज्वरः ।**
**युधिष्ठिरो महातेजाः प्रपच्छेदं च धर्मवित् ॥ ८३ ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे गौतमीलुब्धकव्यालमृत्युकालसंवादे गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥**

---

## અધ્યાય ૨ જો. સુદર્શનનું મૃત્યુજિત ચરિત્ર.

**युधिष्ठिर उवाच—पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।**
**श्रुतं मे महदाख्यानमिदं मतिमतांवर ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે—હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! સઘળાં શાસ્ત્રને જાણનાર! અને મોટા જ્ઞાની પિતામહ! આ મોટું આખ્યાન મેં સાંભળ્યું. હવે ધર્મ અને અર્થ સહવર્તમાન તમોએ કિંચિત્ કહેલું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું. હે રાજન્! ધર્મનો આશ્રય કરી કયા ગૃહસ્થાશ્રમીએ મૃત્યુને જીત્યું? તે આપ યથાસ્થિત મને કહો.

ભીષ્મપિતા કહે છે—આ વિષે એક પુરાતન ઇતિહાસ હું તને કહું છું કે જે પ્રકારે ગૃહસ્થાશ્રમીએ ધર્મને આચરી મૃત્યુ જીત્યું હતું. હે રાજન! પ્રજાપતિ મનુનો ઇક્ષ્વાકુ નામે પુત્ર હતો. તેને સૂર્યના જેવી કાંતિવાળા સો પુત્ર થયા. હે ભરતખંડના રાજા! તેના દશમા પુત્રનું નામ દશાશ્વ હતું. પરાક્રમી ને ધર્માત્મા માહિષ્મતી નગરીનો તે રાજા થયો. એનું મન હંમેશ સત્યમાં, તપમાં તથા દાનમાં આસક્ત રહેતું. પૃથ્વીમાં તે ભૂપતિનું નામ મદિરાશ્વ કહેવાયું. ધનુર્વેદમાં અને વેદમાં તે બહુ કુશળ હતો. મદિરાશ્વનો પુત્ર દ્યુતિમાન્ નામે રાજા મહા ભાગ્યશાલી, મોટો તેજસ્વી, પરાક્રમી તથા બળવાન્ થયો. દ્યુતિમાન્નો પુત્ર સુવીર એક ધાર્મિક રાજા તરીકે સર્વ લોકમાં વિખ્યાત થયો. સુવીરનો પુત્ર સુદુર્જય નામે મોટો ધર્માત્મા, ધનાઢ્ય, સઘળા સંગ્રામોમાં જીતવો અશક્ય, બીજો ઇન્દ્રજ હોય એવો અને સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં ઉત્તમ ગણાયો. ઇન્દ્રના જેવા કાન્તિવાળા તે દુર્જયનો પુત્ર દુર્યોધન નામે મોટો રાજા થયો. સંગ્રામોમાં નિવૃત્તિ નહીં પામનાર ઇન્દ્ર સમાન ઐશ્વર્યવાળા તે રાજાના દેશમાં પૃથક્ પૃથક્ અન્ન, પશુઓ તથા રત્નોવડે ઇન્દ્ર આબાદી આપતો હતો. એનો દેશ તથા નગર સંપત્તિઓથી પરિપૂર્ણ હતાં. એ રાજાના દેશમાં કોઈ પુરૂષ કૃપણ, દરિદ્રી, નઠારા આચરણવાળો, કૃશ કે વ્યાધિવાળો ન હતો. દુર્યોધન રાજા, ઘણો ડાહ્યો, મીઠી વાણી બોલનાર, અદેખો નહીં, ઇન્દ્રિયોને જીતેલો, ધર્માત્મા, દયાળુ, પરાક્રમી, સત્યવાદી, યજન કરનાર ધૈર્યવાન, બુદ્ધિમાન, બ્રહ્મવિદ્યા જાણનારો, સત્યનો સમુદ્ર, શ્રદ્ધાળુ, દાતા તથા વેદ અને વેદનાં અંગ જાણનાર હતો. પુરૂષમાં સિંહ એવા તે દુર્યોધન રાજાને જોઇ, પુણ્યરૂપી જેનાં આચરણ છે એવી, કલ્યાણી દેવી નર્મદાએ તેને વર્યો. નર્મદાને વિષે દુર્યોધન રાજાને કમળ સરખાં નેત્રવાળી સુદર્શના નામે રૂપાળી કન્યા ઉત્પન્ન થઈ. હે યુધિષ્ઠિર! દુર્યોધનની પુત્રી સુદર્શના જેવી રૂપાળી હતી તેવી રૂપાળી કન્યા સ્ત્રીવર્ગમાં પૂર્વે કદી ઉત્પન્ન થઇ નથી. તે રાજકન્યા સુદર્શના વરવાને યોગ્ય થઇ ત્યારે બ્રાહ્મણનું રૂપ લઇ સાક્ષાત્ અગ્નિએ તેને વરવા માટે દુર્યોધનની યાચના કરી. આ દરિદ્ર, પોતાની વર્ણનો નહીં હોવાથી દુર્યોધન તેને કન્યા આપવાને ઇચ્છતો ન હતો. રાજાએ કરવા માંડેલા યજ્ઞનો અગ્નિ હોલવાઇ જવાથી દુઃખી થએલો તે બ્રાહ્મણોની પ્રત્યે બોલ્યો કે, હે પવિત્ર બ્રાહ્મણો! મારૂં અથવા તમારૂં એવું શું દુષ્કૃત છે કે જેથી કુત્સિત પુરૂષો પ્રતિ કરેલા ઉપકારની પેઠે અગ્નિ નાશ પામે છે. આ આપણું થોડું દુષ્કૃત ન કહેવાય? તે કુત્સિત મારૂં છે કે તમારૂં, તે સૂક્ષ્મ બુદ્ધિથી વિચારો. હે ભરતખંડના રાજા! દુર્યોધનનું આવું વચન સાંભળી બ્રાહ્મણો સ્તુતિ કરતા અગ્નિને શરણે ગયા. બ્રાહ્મણોને ભગવાન અગ્નિએ શરદ્ ઋતુના સૂર્ય સરખું પોતાનું દેદિપ્યમાન્ રૂપ દેખાડ્યું. તે ઉત્તમ બ્રાહ્મણોની પ્રત્યે મોટો જેનો આત્મા છે એવો અગ્નિ પછી કહેવા લાગ્યો કે મારે દુર્યોધનની પુત્રીને વરવું છે, પ્રાતઃકાલમાં ઉઠી ચકિત થએલા સઘળા બ્રાહ્મણોએ અગ્નિનું કહેવું રાજાને નિવેદન કર્યું. રાજા બ્રહ્મવાદીઓનું તે વચન સાંભળી હર્ષ પામ્યો. અગ્નિની માગણી તેણે કબુલ રાખી. દુર્યોધને ભગવાન વિભાવસુની પાસે એટલું પણ યાચ્યું કે,

હંમેશ ચિત્રભાનુ નામે અગ્નિ મારી સાનિધ્ય રહે તો હું તેમ કરૂં. અગ્નિએ રાજાને તેમ કરવાને હા કહી. ત્યારથી હંમેશાં અગ્નિ માહિષ્મતી નગરીમાં દુર્યોધનની સાનિધ્ય રહ્યો સહદેવ જ્યારે દિગ્વિજય કરવા ગયો ત્યારે તેણે તે દીઠો. દુર્યોધને પોતાની સુદર્શના કન્યાને નવીન વસ્ત્ર અને અલંકારે આભૂષિત કરી મહાત્મા અગ્નિને આપી. અગ્નિએ તે રાજકન્યાને ગ્રહણ કરી. યજ્ઞમાં વસોધારાની પેઠે વેદમાં બતાવેલા વિધિવડે કરીને આપેલી તે કન્યાનાં શરીર, રૂપ, આચરણ તથા શોભાવડે અગ્નિ પ્રસન્ન થયો અને એને વિષે ગર્ભ પ્રેમથી આરોપ્યો. સુદર્શનાને અગ્નિથી સુદર્શન નામે એક પુત્ર ઉત્પન્ન થયો સુદર્શન રૂપે પૂર્ણિમાના ચંદ્ર સરખો થયો. બાળપણથીજ તેણે સનાતન પરબ્રહ્મને ઓળખ્યું. નૃગરાજાનો વડવો ઓઘવાન્ નામે રાજા હતો તેને ઓઘવતી નામની કન્યા તથા ઓઘરથ નામે પુત્ર થયો. ઓઘવાને પોતાની ઓઘવતી નામની દેવકન્યા જેવી કન્યા વિદ્વાન્ સુદર્શનને આપી. ગૃહસ્થાશ્રમમાં આસક્ત સુદર્શન નામે રાજા ઓઘવતી સાથે કુરુક્ષેત્રમાં રહ્યો. હે પૃથ્વીપતિ સમર્થ યુધિષ્ઠિર! ગૃહસ્થાશ્રમમાં રહી તેજસ્વી બુદ્ધિમાન્ સુદર્શને હું 'મૃત્યુ જીતીશ,' એવી પ્રતિજ્ઞા કરી

હે રાજન્! અગ્નિનો પુત્ર સુદર્શન પોતાની ઓઘવતી રાણીની પ્રત્યે બોલ્યો! કે તારે કદી પણ અતિથિને પ્રતિકૂલ કૃત્ય કરવું નહિ. જે જે કૃત્યો કરવાથી અતિથિ સંતુષ્ટ થાય તે તે હંમેશાં આચરવાં. કદી દેહ અર્પણ કરવાથી તે પ્રસન્ન થતો હોયતો તેમાં પણ વિચાર કરવો નહિં. અતિથિની સેવારૂપ વ્રત હમેશાં મારા હૃદયમાં વસ્યું છે. હે સુંદરકટિવાળી! ગૃહસ્થાશ્રમીઓને હંમેશ અતિથિની સેવા સમાન બીજું ઉત્તમ વ્રત નથી. હે વામોરૂ! શોભને! મારૂં વચન જો તું સત્ય માનતી હોય તો આ વચન નિરંતર શુદ્ધ અંતઃકરણમાં ધારણ કરજે. હે નિષ્પાપ કલ્યાણી! જો હું તને વ્હાલો હોઉં તો મારા બહાર જવા છતાં અગર ઘરમાં હોવા છતાં તારે અતિથિની અવગણના કરવી નહિં. સ્વામીનું વચન માથે ચઢાવી, હાથનો સંપુટ કરી ઓઘવતી પતિની પ્રત્યે બોલી કે આપના વચનને ઉલ્લંઘન કરી હું અન્યથા નહિ કરૂં.

આ પ્રકારે ઘરમાં રહી મૃત્યુને જીતવાની ઇચ્છાવાળા સુદર્શનની પુંઠે હંમેશાં મૃત્યુ છિદ્ર ખોળતું ફરવા લાગ્યું. એક દિવસ અગ્નિનો પુત્ર સુદર્શન કાષ્ટ લેવાને ગયો તેવામાં એક તેજસ્વી બ્રાહ્મણ અતિથિને વેષે આશ્રમમાં આવી ઓઘવતીને કહેવા લાગ્યો કે—હે વરદાનની ઇચ્છાવાળી! જો ગૃહસ્થાશ્રમના ધર્મને તું અંગીકાર કરતી હોય તો તારા કરેલા આતિથ્યની મને ઇચ્છા છે. હે પૃથ્વીપતિ! બ્રાહ્મણે એ પ્રકારે કહેલા યશસ્વી ને વેદોક્ત વિધિવડે અતિથિનો સત્કાર કરવા લાગી. બ્રાહ્મણને અર્ઘ્ય, પાદ્ય તથા આસન આપી તે નમ્ર ભાવથી બોલી કે, આપને શી ઇચ્છા છે? હું તમને શું આપું? બ્રાહ્મણ બોલ્યો કે શંકાનો ત્યાગ કરી તું મારા કહેવા પ્રમાણે આચર. જો ધર્મ તને વ્હાલો હોય ગૃહસ્થાશ્રમને માનતી હોઉં તો હે રાણી! તારો દેહ મને અર્પણ કરી મારૂં પ્રિય કર. રાજકન્યા બીજાં ઘણાં વાનાંથી બ્રાહ્મણને લોભાવવા લાગી, તેમ છતાં તેના દેહ અર્પણ શિવાય બ્રાહ્મણે બીજું કંઇ ન માગ્યું. પૂર્વે કહેલું પતિનું વચન સંભારી તેણે લજવાવા છતાં બ્રાહ્મણની માગણી કબૂલ કરી. ગૃહસ્થાશ્રમની આકાંક્ષાવાળા ભર્તાનું વચન સંભારીને ઓઘવતી તથા બ્રાહ્મણ હસીને પર્ણકુટીમાં પેઠાં એટલામાં દુષ્ટ ઇચ્છાથી મૃત્યુ હંમેશાં બંધુની પેઠે જેની પૂંઠે ફરે છે એવો અગ્નિનો પુત્ર સુદર્શન કાષ્ટ લઇને ઘેર આવ્યો. આશ્રમમાં આવીને તું ક્યાં છે? આવ, એમ કહી

સુદર્શને ઓઘવતીને બોલાવી. બ્રાહ્મણે બેઉ હાથે સ્પર્શ કરેલી પતિવ્રતા તેને કંઇ સામો ઉત્તર આપી શકી નહિ. 'હું ઉચ્છિષ્ટ છું' એમ માનતી લજવાએલી સાધ્વી સ્ત્રી સ્વામિની પ્રત્યે કંઇ પણ ન બોલી. ફરીને સુદર્શન એ પ્રકારે બોલાવવા લાગ્યો. 'ક્યાં છે ? ક્યાં ગઇ ? મારે આવું કેમ થયું ? હે પતિવ્રતા ! રૂડાં આચરણવાળી, નિત્યે વિનયવાળી, જેમ હરખાતી હોય તેમ પહેલાંની પેઠે હમણાં સામો ઉત્તર કેમ નથી આપતી ?' સુદર્શનનું આવું બોલવું સાંભળી પર્ણકુટિમાં રહેલો બ્રાહ્મણ બોલ્યો કે હે અગ્નિના પુત્ર ! આ તારી સ્ત્રીએ પ્રાર્થના કરેલો હું અતિથિના સત્કારોવડે તેને વર્યો છું. શુભ જેનું મોઢું છે એવી આ કામ ભાવથી મારી પ્રત્યે આવી છે. સ્ત્રીનાં દૂષણને ઘટિત શિક્ષા કરવાને તું યોગ્ય છે. અતિથિ વ્રતનો ભંગ જોઇ અહિંઆં એને હું હણીશ એમ ચિંતવન કરતું મૃત્યુ હાથમાં લોઢાનો દંડ લઇ હંમેશાં તારી પુઠે ફરે છે. મન, કર્મ તથા ચક્ષુ વડે ઇર્ષા અને ક્રોધનો ત્યાગ કરી વિસ્મય પામેલો સુદર્શન બોલ્યો કે હે બ્રાહ્મણ ! તારૂં કલ્યાણ હો, મને તારા ઉપર ઘણી પ્રીતિ છે, ગૃહસ્થનો મુખ્ય ધર્મ પ્રાપ્ત થએલા અતિથિનું પૂજન એજ છે. જે ગૃહસ્થના ઘર આગળથી પૂજા કરેલો અતિથિ જાય છે, તે સમાન બીજો મોટો અધર્મ નથી એમ વિદ્વાનો કહે છે. મારા પ્રાણ, સ્ત્રી તથા જે કાંઇ ધન છે તે અતિથિઓને આપવાનું છે, એવું મારૂં વ્રત છે. આ મારૂં કહેલું વાક્ય નિઃસંદેહ છે. હે વિપ્ર ! તેથીજ હું પોતે આત્માને પામ્યો છું. પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, એ પાંચ તથા બુદ્ધિ, આત્મા, મન, કાલ, દિશાઓ અને દશગુણો નિરંતર દેહનો આશ્રય કરી દેહધારી પ્રાણીઓનાં પુણ્ય, પાપ કર્મોને જુએ છે. આ મારી વાણી અસત્ય નથી. સત્યવડે દેવતાઓ મને પાળો અથવા બાળો.

હે ભરતખંડના રાજા ! મહાત્મા સુદર્શનનું આવું બોલવું સાંભળી, એનું કહેલું સત્ય છે, જૂઠું નથી એવો સઘળી દિશાઓમાં વારંવાર મોટો નાદ થયો. આકાશવાણી સાંભળી, બ્રાહ્મણ પર્ણશાળામાંથી બહાર આવ્યો. એના શરીરથી પૃથ્વી તથા આકાશ છવાયું. વાયુની પેઠે વૃદ્ધિ પામેલો તે બ્રાહ્મણ ત્રણ લોકને શબ્દાયમાન્ કરતો ઉંચા સ્વરથી બોલ્યો કે 'હું ધર્મ છું, તારૂં કલ્યાણ હો. હે અનઘ ! તને જાણવા માટે હું આવ્યો છું. તારૂં સત્ય જોઇ મને ઘણી પ્રીતિ થઇ છે. હંમેશાં છિદ્ર ખોળનાર તારી પુઠે ફરતા મૃત્યુને તેં ધીરજથી જીતી વશ કર્યું છે. હે પુરૂષ મધ્યે ઉત્તમ ! આ તારી પતિવ્રતા સાધ્વી સ્ત્રીને ત્રણ લોકમાં કોઇ પણ ઊંચી દૃષ્ટિએ જોવાને શક્તિમાન્ નથી. તારા તથા પતિવ્રતાના ગુણોથી રક્ષિત આ સ્ત્રીનું વચન કદી પણ અન્યથા નહીં થાય. આ બ્રહ્મવાદિની પોતાના તપવડે કરીને લોકને પવિત્ર કરનારી શ્રેષ્ઠ નદીરૂપ થશે. આ મહાભાગા અર્ધા શરીરવડે ઓઘવતી નામે કહેવાશે અને અર્ધ શરીરે તારી સાથે ગતિ કરશે, કેમકે યોગ એને વશ છે. એણે સહવર્તમાન તું જ્યાંથી પાછું ન ફરવું પડે એવા તપ વડે કરીને મેળવેલો શાશ્વત લોકને પામીશ. આજ શરીરવડે તે લોકને તું પામીશ. તારૂં ઉત્તમ ઐશ્વર્ય છે. અવશ્ય તેં મૃત્યુને જીત્યું છે. પોતાના પરાક્રમથી પંચભૂતને અતિક્રમણ કરે એવો મનનો યોગ તથા કામ અને ક્રોધ એ બેઉ ગૃહસ્થાશ્રમમાં રહી તેં જીતી લીધા છે. હે રાજન્ ! તારી સેવાથી આણે સ્નેહ, રાગ, આળસ, મોહ, તથા દ્રોહને વશ કર્યાં છે.

ભીષ્મપિતા કહે છે—એક હજાર ધોળા ઘોડા જોડેલો ઉત્તમ રથ લઇ ભગવાન્ ઇન્દ્ર ત્યાં આવ્યો. મૃત્યુ, આત્મા, લોક તથા પંચભૂત, બુદ્ધિ, કાળ, મન, આકાશ, કામ, અને ક્રોધ તેં જીત્યાં માટે ગૃહસ્થાશ્રમીને અતિથિ સમાન બીજું દૈવત નથી. જે મનવડે શુભ ચિંતવન

કરીને અતિથિનું પૂજન કરે છે તેવું સેંકડો યજ્ઞથી ફળ થતું નથી એમ બુદ્ધિમાનો કહે છે. જેના દ્વારમાં સત્પાત્ર અતિથિ આવ્યો અને તેનું પૂજન ન થયું તો પોતાનું નઠારૂં કર્મ ગૃહસ્થને આપી તેનું સત્કર્મ પોતે લઈ જાય છે. હે પુત્ર! જે પ્રકારે પૂર્વે ગૃહસ્થાશ્રમીએ મૃત્યુ જીત્યું તે ઉત્તમ આખ્યાન કહ્યું. સાંભળવાની ઇચ્છાવાળાઓએ માનવું કે, આ ઉત્તમ આખ્યાન ધનને આપનાર, યશને આપનાર, આયુષ્યને વધારનાર તથા સઘળાં દુષ્ટ ચરિત્રોનો નાશ કરનાર છે. હે ભારત! આ સુદર્શનનું ચરિત્ર રોજ રોજ જે વિદ્વાન્ પુરૂષ વાંચે છે તે પુણ્યલોકને પામે છે.

**इदं कः कथयेद्विद्वानहन्यहनि भारत ॥**
**सुदर्शनस्य चरितं पुण्यॉंल्लोकानवाप्नुयात् ॥**

**इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे सुदर्शनोपाख्याने गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**



## અધ્યાય ૩ જો. વિશ્વામિત્રનું ઉપાખ્યાન.

**युधिष्ठिर उवाच ॥ ब्राह्मण्यं यदि दुष्प्राप्यं त्रिभिर्वर्णैर्नराधिप ॥**
**॥ कथं प्राप्तं महाराज क्षत्रियेण महात्मना ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે–હે નરાધિપ! હે બ્રહ્માત્મન્! હે મહારાજ! ત્રણે વર્ણોને બ્રાહ્મણપણું દુઃખવડે પ્રાપ્ત થાય એવું છે તેમ છતાં મહાત્મા ક્ષત્રિય વિશ્વામિત્રે તે કેમ મેળવ્યું? તે સાંભળવાની મને ઇચ્છા છે. હે પિતામહ! મને તે કહો. અપાર ઐશ્વર્યવાળા વિશ્વામિત્રે મહાત્મા વસિષ્ઠ મુનિના છોકરાઓનો નાશ કર્યો, ઘણું જેનું તેજ છે એવા રાક્ષસો તથા કાલાન્તકના જેવી ઉષ્માવાળા યાતુધાનો પોતાના ક્રોધાવિષ્ટ દેહ વડે સૃજ્યા. સેંકડો બ્રહ્મર્ષિઓ જેમાં થયા, અને વિદ્વાન્ બ્રાહ્મણો જેમની સ્તુતિ કરે છે એવો કુશિક ઋષિનો વંશ આ નરલોકમાં જેણે સ્થાપન કર્યો, મોટું જેનું તપ છે એવા ઋચીક ઋષિનો પુત્ર શુનઃશેફ પશુપણાને પામેલો, તેને મોટા યજ્ઞમાંથી છોડવ્યો. હરિશ્ચંદ્ર રાજાના યજ્ઞમાં પોતાના તેજ વડે દેવને સંતુષ્ટ કરી બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા વિશ્વામિત્રના પુત્રપણાને પામ્યો. હે નરેશ! દેવતાઓએ શુનઃશેફ નામનો પુત્ર વિશ્વામિત્રને આપ્યો માટે તે મોટો છે, એમ જે પોતાના પચાસ પુત્રોએ ન માન્યું તે વિશ્વામિત્રના શાપથી ચાંડાલપણાને પામ્યા. ઇક્ષ્વાકુનો પુત્ર ત્રિશંકુ, વસિષ્ઠગુરૂના શાપથી બન્ધુવર્ગે ત્યાગ કરેલો, તેને પ્રીતિવડે અવળે મોંઢે સ્વર્ગમાં મોકલ્યો તે દક્ષિણ દિશાનો આશ્રય કરી રહેલો છે. દેવર્ષિ, બ્રહ્મર્ષિ, તથા દેવતાઓએ સેવા કરેલી, પુણ્યવાળી. કૌશિકી નામની વિશ્વામિત્રની વિશાળ નદી છે. તપમાં વિઘ્ન કરનારી, પંચચૂડા રંભા નામની અપ્સરા, જેના શાપથી પાષાણપણાને પામી તથા જેના ભયથી પૂર્વે વસિષ્ઠ મુનિ પોતે બંધાઈ જળમાં ડૂબી પાશ છોડી નાંખી ફરી બહાર નીકળ્યા. મહાત્મા વસિષ્ઠના તે કર્મવડે વિપાશા નામની પુણ્યવાળી મોટી વિખ્યાત નદી તે દિવસથી થઈ. ત્રિશંકુને યજન કરાવાથી વસિષ્ઠના પુત્રોએ શાપ દીધેલા વિશ્વામિત્રે ભગવાન ઇન્દ્રની વાણીવડે

સ્તુતિ કરી જેથી પ્રસન્ન થએલા ઇન્દ્રે તેમને શાપમુક્ત કર્યા. તેમ ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ ઉત્તર દિશાનો આશ્રય કરી બ્રહ્મર્ષિઓની મધ્યમાં હંમેશ પ્રકાશે છે. હે કૌરવ! આ સઘળાં કર્મ તથા બીજું જે તેમનાં પરાક્રમ હોય તે આપ મને કહો. ક્ષત્રિયનાં આ પ્રકારનાં કર્મ જોઇ મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. હે ભારત! દેહાંતર વિના તે બ્રાહ્મણપણાને કેમ પામ્યા? તે આપ મને સ્પષ્ટ કહો. ચાંડાલ યોનિમાં ઉત્પન્ન થયેલા મતંગને+ બ્રાહ્મણપણું ન પ્રાપ્ત થયું અને સ્થાનમાં રહ્યા છતાં વિશ્વામિત્રને બ્રાહ્મણપણું કેમ પ્રાપ્ત થયું? તે હે ભરતર્ષભ! આપ મને કહેવાને યોગ્ય છો.

**स्थाने मतंगो ब्राह्मण्यं नालभद्भरतर्षभ ॥**
**चंडालयोनौ जातो हि कथं ब्राह्मण्यमाप्तवान् ॥ १९ ॥**

**इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे विश्वामित्रोपाख्याने गुर्जर-भाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥**

---

## અધ્યાય ૪ થો. વિશ્વામિત્રનું ઉપાખ્યાન.

**भीष्म उवाच—श्रूयतां पार्थ तत्त्वेन विश्वामित्रो यथा पुरा ॥**
**ब्राह्मणत्वं गतस्तात ब्रह्मर्षित्वं तथैव च ॥ १ ॥**

ભીષ્મપિતા કહે છે—હે પાર્થ! હે તાત! પૂર્વે વિશ્વામિત્ર બ્રાહ્મણપણા, તથા બ્રહ્મર્ષિપણાને કેમ પામ્યા તે સઘળું તું હવે સાંભળ. ભરતના વંશમાં યજન કરનાર, અજમીઢ નામનો ધર્મિષ્ઠ રાજા હતો, તેનો જન્હુ નામનો પુત્ર મોટો રાજા થયો. ગંગા નદી તે મહાત્માની પુત્રી થઇ. જન્હુને પોતાના સમાન ગુણવાળો, સિંધુદ્વીપ નામનો યશસ્વી પુત્ર થયો. સિંધુદ્વીપથી મહા બલવાન, રાજર્ષિ બલાકાશ્વ થયો. તેનો સાક્ષાત્ બીજો ધર્મજ હોયની શું એવો વલ્લભ નામે પુત્ર થયો. તેનો ઇન્દ્રના જેવી કાન્તિવાળો કુશિક પુત્ર થયો. કુશિકનો પુત્ર શ્રીમાન્ ગાધી રાજા થયો. અપુત્ર એવો તે સોમાભિષ[1] નિમિત્તે પુત્રને માટે વનમાં રહ્યો. વનમાં રહેતાં તેને એક કન્યા થઇ. પૃથ્વીમાં તેના જેવી રૂપાળી બીજી કન્યા ન હતી. તેનું સત્યવતી નામ પાડયું. તે ચ્યવનથી ઉત્પન્ન થએલા ભાર્ગવકુળના મોટા તપસ્વી વિખ્યાત ઋચિક ઋષિને પરણી. શત્રુનો નાશ કરનાર ગાધીરાજા મહાત્મા ઋચિકને દરિદ્ર માની તેને કન્યા નહોતો આપતો. જ્યારે ઋચિકે ફરીનેયાચના કરી ત્યારે રાજાઓમાં ઉત્તમ ગાધીરાજા બોલ્યો કે મને આપો તો, મારી પુત્રીને, પરણાવીશ. ઋચિક કહે છે, હે રાજેન્દ્ર! હું તને શું આપું? પુત્રીને આ બાબતમાં સંશયવાળો થતો નહીં. ગાધી કહે છે—હે ભૃગુના કુળમાં ઉત્પન્ન થએલા ઋચિક! વાયુ જેવા વેગવાળા, ચન્દ્રનાં કિરણો જેવા પ્રકાશિત, કાળા કાનના એકહજાર ઘોડા મને આપો. ભીષ્મપિતા કહે છે કે ગાધીએ યાચના કરવાથી ભૃગુકુળમાં સિંહ એવા, ચ્યવનના પુત્ર સમર્થ ઋચિક ઋષિએ અદિતિના પુત્ર જળના અધિપતિ વરૂણ દેવની યાચના

---

\+ બ્રાહ્મણીને વિષે શૂદ્રથી ઉત્પન્ન થયેલા તેથી.

૧ એ નામનો એક યજ્ઞ થાય છે.

કરી કે હે દેવ! વાયુ જેવા વેગવાળા, ચન્દ્ર સમાન કાન્તિવાળા, કાળા કાનના એક હજાર ઘોડા હું તારી પાસે માગું છું. ઠીક, એ પ્રકારે કહી અદિતિનો પુત્ર વરૂણ ઋચિકની પ્રત્યે બોલ્યો કે જ્યાં તમારી ઇચ્છા થશે, ત્યાં તે ઘોડા ઉત્પન્ન થશે, ઋચિકે ધ્યાન કરવા માત્રમાંજ ચન્દ્ર જેવું તેજ છે એવા હજાર અશ્વો ગંગાજળમાંથી ઉત્પન્ન થયા. કાન્યકુબ્જની પાસે ગંગાના એ ઉત્તમ તીરને અદ્યાપિ પણ લોકો અશ્વતીર્થ કહે છે. પછી હે તાત ! તપસ્વીઓમાં ઉત્તમ એવા ઋચિકે પ્રીતિવડે ગાધીને એક હજાર અશ્વ આપ્યા; તેથી વિસ્મય પામેલા ગાધી રાજાએ શાપના ભયથી અલંકૃત સહકન્યા ભૃગુના વંશમાં ઉત્પન્ન થએલ ઋચિકને આપી. બ્રહ્મર્ષિમાં ઉત્તમ એવા મુનિએ વિધિવડે તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. કન્યા પતિને પામી અત્યંત હર્ષ પામી. તેને પરણવાથી ઋષિ ઘણો સંતોષ પામ્યા. હું તને પુત્ર આપીશ, એવા વરદાન વડે તેને હર્ષ થયો. હે યુધિષ્ઠિર ! કન્યાએ વરદાન સંબંધી સઘળી હકીકત પોતાની માતાને કહી. તે સાંભળી કંઇક નીચું મોઢું કરી માતા દીકરીને કહેવા લાગી કે હે પુત્રિ! મોટો તપસ્વી અને સમર્થ એવો તારો ભર્તા પ્રજાપ્રદાનવડે, મને પણ પ્રસન્ન કરવાને યોગ્ય છે. એવું વચન સાંભળી તે કન્યા ઉતાવળી પતિ પાસે ગઇ ને માતાનું સઘળું ઇચ્છિત તેને નિવેદન કર્યું. તે સાંભળી ઋચિક બોલ્યા કે હે કલ્યાણી ! મારા પ્રસાદથી તારો પ્રણય મિથ્યા નહીં થાય. થોડી મુદ્દતમાં તારી માતા ગુણવાન્ અપત્યને જન્મ આપશે, અને તેને પણ ગુણશ્લાઘી, અમારા વંશને રૂપાળો પુત્ર ઉત્પન્ન થશે. તે હું તને સત્ય કહું છું. હે કલ્યાણી! ઋતુ સ્નાન કર્યા પછી તારી માતા પીંપળાને અને તું ખાખરાના ઝાડને ભેટશો તો તે પ્રકારે પામશો. હે પવિત્ર હાસ્યવાળી ! મંત્રવડે પવિત્ર કરેલું આ ચરૂદ્વય+ છે તે તું તથા તે ભોજન કરજો, તેણે કરી તમે બેઉ પુત્ર પામશો. પતિના કહેવાથી હર્ષ પામેલી સત્યવતી માતા પાસે ગઇ અને ઋચિકે આપેલું ચરૂદ્વય તેને દેખાડ્યું. માતા પોતાની સત્યવતી દીકરીને કહેવા લાગી કે, હે પુત્રિ ! પુત્ર કરતાં તારે તેની જોડે વિશેષ સંબંધ છે માટે મારૂં કહ્યું કર. તારા પતિએ મંત્રવડે કલ્પેલો આ તારો ચરૂ મને આપ, અને મારાવાળો તું ગ્રહણ કર. હે પવિત્ર હસવાવાળી ! હે અનિન્દિતે ! જો માતાનું વચન તને પ્રમાણ હોય તો વૃક્ષોને ભેટવામાં પણ ફેરફાર કરીએ. પોતાના બાળકને સારૂં અને ડાહ્યું સર્વે ઇચ્છે. ઋચિકે કરેલું આ કાર્ય અવશ્ય એવું જ થશે માટે મને તારા ચરૂ તથા વૃક્ષ ઉપર ભાવ છે, કેમકે તારો ભાઇ યોગ્ય થાય એવો વિચાર તું કર. માતાના કહેવા પ્રમાણે અન્યોન્ય બેઉએ કર્યું.

હે યુધિષ્ઠિર ! અવશ્ય બેઉ સગર્ભા થઈ. પોતાની સ્ત્રીને સગર્ભા જોઇ ભૃગુ કુળમાં ઉત્પન્ન થએલા તે ઋષિ સત્યવતીની પ્રત્યે ખેદથી બોલ્યા કે તેં ચરૂનો ફેરફાર કર્યો છે તેમ હે કલ્યાણી ! વૃક્ષમાં પણ ફેરફાર કર્યો છે. મેં વિશ્વમાં જે બ્રહ્મ છે, તે તારા ચરૂમાં મૂક્યું હતું અને ક્ષાત્ર વીર્ય તેનામાં મૂક્યું હતું ત્રણ લોકમાં વિખ્યાત એવા બ્રાહ્મણને તું જન્મ આપે અને તે યોગ્ય ક્ષત્રિયને જન્મ આપે તેવું મેં કર્યું હતું. પણ તમે મા દીકરીએ તેમાં ફેરફાર કર્યો માટે તારી મા ઉત્તમ બ્રાહ્મણને જન્મ આપશે અને હે કલ્યાણી ! ઉગ્ર કર્મવાળા ક્ષત્રિયને તું જન્મ આપીશ. માતાના ઉપર સ્નેહવાળી તેં તે રૂડું ન કર્યું. પતિનું વચન સાંભળી શોકવડે તપેલી સત્યવતી કપાએલી સુંદર વેલની પેઠે પૃથ્વીપર પડી. મૂર્છા વળ્યા પછી માથું નમાવી ભૃગુ કુળને વિષે ઉત્તમ એવા પોતાના ભર્તાને તે કહેવા લાગી કે હે બ્રહ્મવિદ્યા જાણ-

---

+ યજ્ઞમાં કલ્પેલા પુરોડાશના બે ભાગ.

નારાઓમાં શ્રેષ્ઠ ! હે વિપ્રર્ષે ! પ્રસાદને પમાડેલી ભાર્યાને વિષે અનુગ્રહ કરો કે મારે ક્ષત્રિય-પુત્ર ન થાય. મારા પુત્રનો પુત્ર ઉગ્ર કર્મ કરનારો થાય. હે બ્રહ્મન્ ! મારો પુત્ર તેવો ન થાય એવું વરદાન મને આપો. ઋષિ બોલ્યા કે ભલે તેમ થશે. પછી સત્યવતીએ જમદગ્નિને જન્મ આપ્યો અને ગાધીની યશવાળી સ્ત્રીએ વિશ્વામિત્રને જન્મ આપ્યો, ક્ષત્રિય છતાં બ્રાહ્મણ વંશને શોભાવનાર વિશ્વામિત્ર બ્રાહ્મણપણાને પામ્યા. વિશ્વામિત્રના પુત્રો મહાત્મા, બ્રાહ્મણના વંશની વૃદ્ધિ કરનારા, તપસ્વી બ્રહ્મવિદ્યા જાણનાર તથા ગોત્રને વધારનાર થયા. મધુચ્છંદ દેવરાત, અક્ષીણ, શકુંત, બભ્રુ, કાલપથ, યાજ્ઞવલ્કય, સ્થૂણ, ઉલૂક, યમદૂત, સૈંધવાયન, વલ્ગુ, જંઘ, ગાલવ, વર્જ, સાલંકાયન, લીલાઢય, નારદ, કૂર્ચામુખ, વાદુલિ, મુસલ, વક્ષોગ્રીવ, આંઘ્રિય, શિલામૂપ, શિત, શુચી, ચક્રક, મારૂ, તંતવ્ય, વાતઘ્ન, આશ્વલાયન, શ્યામાયન, માર્ગ્ય, જાબાલિ, સુશ્રુત, કારીષિ, સંશ્રુત્ય પરપૌરવતંતવ, કપિલ, તાડકાયન, ઉપગહન, આસુરાયણ, માર્દમર્ષિ હિરણ્યાક્ષ, જંઘારિ, બાભ્રવાયણિ, ભૂતિ, વિભૂતિ, સૂત, સુરંકૃત, અરાલિ, નાચિક, ચાંપેય, ઉજ્જયન, નવતંતુ, બકનખ, સેયન, યતિ, અંભોરૂહ, ચારૂમત્સ્ય, શિરીષી, ગાર્દભિ, ઊર્જયોનિ, ઉદાપેક્ષી, અને નારદી, એ સઘળા બ્રહ્મવાદી મુનિઓ વિશ્વામિત્રના પુત્ર થયા. હે રાજન ! વિશ્વામિત્ર ક્ષત્રિય હતા પણ ઋચિક ઋષિએ પૂર્વે ચરૂમાં બ્રાહ્મણપણું કલ્પ્યું હતું તેથી બ્રાહ્મણપણાને પામ્યા. હે ભરતર્ષભ ! એ સઘળું વ્યાખ્યાન મેં તને યથાસ્થિત કહ્યું. સૂર્ય ચન્દ્ર અને અગ્નિના જેવા તેજસ્વી વિશ્વામિત્રનો જન્મ કહ્યો. હે રાજાઓમાં ઉત્તમ ! જ્યાં જ્યાં સદેહ લાગે ત્યાં ત્યાં મને ફરીને પૂછ. હું તારો સંદેહ છેદીશ.

> विश्वामित्रस्य वै जन्म सोमसूर्याग्नितेजसः ॥
> यत्र यत्र च संदेहो भूयस्ते राजसत्तम ॥
> तत्र तत्र च मां ब्रूहि छेत्तास्मि तव संशयान् ॥ ६२ ॥

इतिश्रीमहाभारते अनुशासनपर्वणि दानधर्मे विश्वामित्रोपाख्याने गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો. ઇન્દ્ર અને પોપટનો સંવાદ.

युधिष्ठिर उवाच—आनृशंस्यस्य धर्मज्ञ गुणान् भक्तजनस्य च ।
श्रोतुमिच्छामि धर्मज्ञ तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે,—હે ધર્મજ્ઞ ! હે પિતામહ ! પરને દુઃખી જોઇ દુઃખી થાય એવા ધર્મને જાણનાર ભક્તજનના ગુણને સાંભળવાની મને ઇચ્છા છે તે કહો ? ભીષ્મપિતા કહે છે—એઆ વિષે એક મહાત્મા એવા પોપટ અને ઇન્દ્રનો સંવાદરૂપ પુરાતન ઇતિહાસ હું તને કહું છું. કાશીરાજના દેશમાં એક પારધી ગામમાંથી નીકળી હાથમાં ધનુષ્ય બાણ લઇ મૃગને ખોળવા લાગ્યો. માંસની તૃષ્ણાવાળા પારધીએ તે વનમાં થોડે છેટે મૃગોને જોઇ બાણ ફેંક્યું. પાછું ન વાળી શકાય તેવા તે નિશાન ચૂકેલા બાણવડે મૃગને મારવાની ઇચ્છાએ એક મોટો વનવૃક્ષ વિંધાયો. અત્યંત બળથી તીક્ષ્ણ બાણવડે ક્ષતવાળો વૃક્ષ, ફળ પત્ર ખરી પડી સુકાઇ ગયો. તે વૃક્ષ તેવો થયા છતાં તેની બખોલોમાં ઘણા કાળથી રહેલો એક પોપટ તેની ભક્તિ

છે તે હેતુ માટે પોતાનો વાસ છોડતો ન હતો. ગતિ કરવાની સત્તા જતી રહી, આહાર મળ્યો, વાણી શિથિલ થઇ, તોપણ ધર્માત્મા, કૃતજ્ઞ એવો પોપટ વૃક્ષની સાથે પોતે પણ સુકાવા લાગ્યો. સુખ દુઃખ જેને સમાન છે એવું, મનુષ્યને ટપી પડે તેવું પક્ષીનું ઉદાર ચરિત્ર જોઇ આશ્ચર્ય પામેલો ઇન્દ્ર વિચાર કરવા લાગ્યો કે અહો ! પક્ષીને આ શું ? તિર્યક્ યોનિમાં ન સંભવે એવા પર દુઃખે દુઃખીપણાને આ પોપટ પ્રાપ્ત થયો છે ? અથવા તે આમાં કંઇ આશ્ચર્ય નથી ? કેમકે સઘળા પ્રાણીઓમાં પોતપોતાની જાતિમાં કૃપા જણાય છે પોપટનું ચરિત્ર જાણવા માટે ઇન્દ્ર મનુષ્યનું રૂપ ધારણ કરી પૃથ્વીમાં ઉતરી બ્રાહ્મણને વેષે તેની પાસે ગયો. પક્ષિઓમાં શ્રેષ્ઠ હે શુક ! દક્ષ પુત્રીની તું રૂડી પ્રજા છું હું તને પૂછું છુ કે આ વૃક્ષનો તું કેમ ત્યાગ કરતો નથી ? ઇન્દ્રને અભિવન્દન કરી પોપટ બોલ્યો કે, હે દેવરાજ ! તમે ભલે પધાર્યા. તપવડે કરીને મેં તમને ઓળખ્યા. પોપટનું વચન સાંભળી ઇન્દ્ર 'સાધુ સાધુ' એમ બોલ્યો. 'અરે પોપટને આટલું બધું જ્ઞાન !' એમ આશ્ચર્ય પામતા મનવડે તેને ધન્ય માન્યો. શુભકર્મવાળા, ધાર્મિક એવા તે પોપટને જાણવા છતાં ઇન્દ્ર પ્રીતિવડે તેને પૂછવા લાગ્યો કે આ મોટું વૃક્ષ છતાં પાંદડાં વગરનું, ફળ રહિત, પક્ષીઓને અસાધ્ય છે તેને તું શા માટે સેવે છે ? પાંદડાંથી ઘટાવ ડાળીઓવાળા પક્ષિઓ જેનીપર વસે છે એવાં બીજાં સારાં વૃક્ષો આ વનમાં ઘણાંએ છે. જેનું આયુષ્ય પરવાર્યું છે, અસામર્થ્ય વાળું, સાર જતો રહેલું કાન્તિ રહિત, હે ધીર ! બુદ્ધિવડે વિચારી આ જીર્ણ વૃક્ષનો ત્યાગ કર.

ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર ! ઇન્દ્રનું બોલવું સાંભળી લાંબી જેની બુદ્ધિ છે એવો ધર્માત્મા પોપટ નિઃશ્વાસ મૂકી દીનવચને બોલ્યો કે, હે શચીપતે ! દૈવ પાછું ઠેલાય તેવું નથી. હે દેવના રાજન ! તમારા પ્રશ્નનો ઉત્તર સાંભળો. રૂડા ગુણોએ યુક્ત એવો હું આ વૃક્ષમાં ઉત્પન્ન થયો છું. બાળપણાથી રક્ષણ પામ્યો છું, શત્રુઓએ પીડાયો નથી તો હે પાપરહિત ! પારકે દુઃખે દુઃખી એવા મને અનન્ય ગતિ કરનાર ભક્તની મમતાને નિષ્ફળ કરવાને તમે કેમ ઉશ્કેરો છો ? દયા એજ સાધુ પુરૂષોના ધર્મનું મોટામાં મોટું લક્ષણ છે. દયા એજ સાધુ પુરૂષોને હંમેશ પ્રીતિ આપે છે. સઘળા દેવો ધર્મમાં સંશય થવાથી તમને પૂછે છે એટલા માટે તમે દેવતાઓના અધિપત્યે રહેલા છો. હે સહસ્ર નેત્રવાળા ! ઘણા કાળના સહવાસવાળા વૃક્ષને ત્યાગ કરવાને હું યોગ્ય નથી. સમર્થ એવું મારૂં જીવન તેને હવે ત્યાગ કેમ કરૂં ? પોપટના ડહાપણ ભરેલા વાક્યવડે હર્ષ પામેલો ઇન્દ્ર તેની પ્રત્યે બોલ્યો કે ધર્માત્મા તારા પર દુઃખે દુઃખીપણાને જોઈ હું સંતોષ પામ્યો છું. માટે વરદાન માગ. ઇન્દ્રના કહેવાથી શુકે વરદાન માગ્યું કે હંમેશ તે વૃક્ષ રૂડા ઐશ્વર્યવાળું હો. શીલ સંપત્તિવાળા પોપટને વિષે દૃઢ ભક્તિ જાણી ઇન્દ્રે પ્રીતિવાળો થઇ વૃક્ષ ઉપર અમૃત સીંચ્યું. જેથી સુંદર પાંદડાં શાખા, ફળ વિગેરે પોપટની દૃઢ ભક્તિથી તે ઝાડ સંપત્તિને પામ્યો. હે મહારાજ ! પોપટ, પારકે દુઃખે દુઃખી એવા પોતાના કર્મવડે આયુષ્ય પૂરૂ થએ ઇન્દ્રના લોકને પામ્યો. હે મનુષ્યોના ઇન્દ્ર ! એ પ્રકારે ભક્તિમાનને સહવાસથી પુરૂષ રૂડે પ્રકારે પોપટને આશરે રહેલા ઝાડની પેઠે સઘળી અર્થ સિદ્ધિને પામે છે.

**एवमेव मनुष्येन्द्र भक्तिमन्तं समाश्रितः ।**
**सर्वार्थसिद्धिं लभते शुकं प्राप्य यथा द्रुमः ॥ १२ ॥**

**इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे शक्रवामनसंवादे गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥**

---

## અધ્યાય ૬ ઠો. પ્રારબ્ધ અને ઉદ્યોગ.

**युधिष्ठिर उवाच—पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।**
**दैवे पुरुषकारे च किं स्विच्छ्रेष्ठतरं भवेत् ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે—સર્વ શાસ્ત્ર જાણનાર, મોટા બુદ્ધિમાન્ હે પિતામહ ! પ્રારબ્ધ અને ઉદ્યોગ એ બેમાં શું શ્રેષ્ઠ હશે ? ભીષ્મપિતા કહે કે હે યુધિષ્ઠિર ! આ સ્થળે વસિષ્ઠ અને બ્રહ્માના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસ હું તને કહું છું. પૂર્વે ભગવાન્ વસિષ્ઠે બ્રહ્માને પૂછ્યું કે, પ્રારબ્ધ અને ઉદ્યોગ એ બેમાં શ્રેષ્ઠ શું ? ત્યારે કમળમાંથી જેની ઉત્પત્તિ છે એવા દેવનાદેવ બ્રહ્મા હેતુ સહિત અર્થવાળાં મધુર વચને બોલ્યા કે અબીજ કશું થતું નથી. બીજ વિના ફળ નથી બીજ થકી બીજ થાય છે, તેમ બીજથી ફળ થાય છે. સારૂં અથવા નરસું જેવું બીજ ખેડૂત ખેતરમાં વાવે છે તેવું ફળ થાય છે, એ રેતા બીજવિના ક્ષેત્ર નિષ્ફળ જાય છે, તેમ ઉદ્યોગ વિના પ્રારબ્ધ સિદ્ધ થતું નથી. ઉદ્યોગ એ ક્ષેત્ર છે, પ્રારબ્ધ એ બીજ છે. ક્ષેત્ર તથા બીજના સંયોગથી ધાન્ય પેદા થાય છે. કર્મના ફળની સિદ્ધિ કરનાર તે છે. લોકમાં કરનાર અને નહીં કરનાર પ્રત્યક્ષ દેખાય છે. રૂડું કર્મ કરવાથી સુખ અને પાપકર્મ કરવાથી દુઃખ સર્વત્ર ફળે છે. વગર કરેલું કદી ભોગવાય નહીં. ઉદ્યોગી ભાગ્ય પ્રમાણે પ્રતિષ્ઠા મેળવે છે, અનુદ્યોગી ક્ષત ઉપર મીઠું પડયા પેઠે દુઃખી થાય છે. ઉદ્યોગવડે રૂપ, સૌભાગ્ય, નાના પ્રકારનાં રત્ન સૌ મળે છે. અનુદ્યોગી પ્રારબ્ધના આશ્રયથી કંઇ મેળવી શકતો નથી. બુદ્ધિમાન્ પુરૂષને ઉદ્યોગથી સ્વર્ગ તથા ભોગ સઘળું કરેલા પુરૂષાકારવડે આ લોકમાં પ્રાપ્ત થયા છે. નક્ષત્ર દેવતા, નાગલોક, યક્ષલોક, ચંદ્ર, સૂર્યને વાયુ સઘળા પુરૂષાકારથીજ મનુષ્યપણાને ઉલ્લંઘન કરી દેવપણાને પામ્યા છે. પૈસો, મિત્રવર્ગ, કુળયુક્ત ઐશ્વર્ય અને શોભા, સર્વ કર્મ નહીં કરવાવાળાઓએ ભોગવવાં દુર્લભ છે. બ્રાહ્મણ પવિત્રતા પાળવાથી, ક્ષત્રિય પરાક્રમ કરવાથી, વૈશ્ય ઉદ્યોગ કરવાથી તથા શૂદ્ર સેવા કરવાથી લક્ષ્મી મેળવે છે. કૃપણ, નપુંસક, ક્રિયા રહિત, અનુદ્યોગી નિર્બળ તથા તપ વગરનાને અર્થ કદી ફળતા નથી. જેણે ત્રણ લોક તથા દેવતા અને સઘળા દૈત્યો સૃજ્યા, તેજ ભગવાન્ વિષ્ણુ સમુદ્રમાં તપ તપે છે. જો પોતાનું કર્મરૂપ ફળ ન હોય તો સઘળું નિષ્ફળ જાય છે. લોક દૈવના ઉપર નજર રાખીને છેવટે ઉદાસી થાય છે એમાં સંશય નહીં. માનુષિ કર્મ ન કર્યા છતાં જે દૈવને વળગી રહે છે તે નપુંસક પતિને મેળવેલી સ્ત્રીની પેઠે મિથ્યા શ્રમિત થાય છે. પાપવડે દેવલોકમાં જેટલો ભય ઉત્પન્ન થાય છે, તેટલો ભય શુભાશુભ કર્મથી મનુષ્યલોકમાં થતો નથી; ઉદ્યોગ કરનાર પ્રારબ્ધને હઠાવે છે. કોઇપણ કર્મ કર્યા શિવાય દૈવ ફળ આપતું નથી. ઇન્દ્રાદિક દેવતાઇ સ્થાન પણ અનિત્ય છે. સ્થાપન કરનારનાં પુણ્યકર્મ વિના દેવનો સમૂહ શી રીતે રહી શકે ? આ લોકમાં ઇન્દ્રાદિક દેવો કોઇને પુણ્ય માર્ગે નથી ચઢવા દેતા. પોતાનો પરાભવ થવાની બીકે ભયંકર વિઘ્ન ઉત્પન્ન કરે છે અને તેટલા માટે

તપસ્વી ઋષિઓને તથા દેવતાઓને હમેશાં વિગ્રહ થાય છે. એમ છતાં દૈવ નથી એવી વાણી કોઇની નીકળતી નથી, માટે દૈવ પ્રવર્તે છે ખરૂં. વસ્તુતઃ જો દૈવ પ્રવર્તે છે તો તેની ઉત્પત્તિ કેમ એ પ્રકારે દેવ લોકમાં પણ બહુ ભેદ છે. આત્માનો બન્ધુ તથા રિપુ આત્મા પોતેજ છે. તેમ આત્માનો અને કૃતાકૃતનો સાક્ષી પણ આત્માજ છે. કંઇ પણ કૃત અને અકૃત કર્મ કર્યે જતાં સિદ્ધ થાય છે. પુણ્ય અને પાપ કર્મ યથાર્થ નથી +મળતું.

દેવતાઓનું પુણ્યગૃહ પુણ્યોવડે પમાય છે. પુણ્યશીલ નરને પામીને દૈવ શું કરી શકશે? પૂર્વે સ્વર્ગથી ભ્રષ્ટ થયેલો યયાતિરાજા પૃથ્વીપર પડ્યો. દૌહિત્રોએ પુણ્ય કર્મોવડે સ્વર્ગને પમાડ્યો પૂર્વે બ્રાહ્મણોએ તિરસ્કાર કરેલો ઐલ નામનો વિખ્યાત રાજા પુરૂરવા રાજર્ષિ સ્વર્ગને પામ્યો. વળી અશ્વમેધાદિક યજ્ઞોવડે કરીને સત્કાર કરેલો કોસલ દેશનો અધિપતિ સૌદાસ નામનો રાજા મોટા ઋષિના શાપથી પુરૂષોને ભક્ષણ કરી જાય એવા રાક્ષસપણાને પામ્યો. મુનિના પુત્રને અને ધનુષ્ય ધારણ કરનાર અશ્વત્થામા ને પરશુરામ આલોકમાં સુકૃત કર્મ કરવા છતાં સ્વર્ગને ન પામી શકયા વસુ, સેંકડો યજ્ઞ કરવાથી બીજો ઇન્દ્રજ હોયની શું એવો છતાં પણ [1]મિથ્યાભિધાનવડે રસાતલ ( પૃથ્વીના અર્ધ ભાગ )ને પામ્યો. વિરોચનનો પુત્ર બલિરાજાને દેવતાઓએ ધર્મના પાશથી બાંધ્યો, અને વિષ્ણુના પરાક્રમથી પાતાળ સદનમાં મોકલ્યો. બ્રાહ્મણની સ્ત્રીઓનો વધ કરીને જનમેજય રાજા ઇન્દ્રના ચરણમાં જતા રહ્યો, તથાપિ દૈવે તેને કેમ ન વાર્યો? બ્રહ્મર્ષિ એવો વૈશંપાયન અજ્ઞાનથી બ્રાહ્મણને મારીને બાળહત્યાથી સ્પર્શાએલો દૈવે કેમ ન વાર્યો? પૂર્વે નૃગ નામનો રાજર્ષિ મોટા યજ્ઞમાં બ્રાહ્મણોને ગોપ્રદાન કરવાથી વગર કારણે કાચંડો થયો. ધુંધુમાર નામનો રાજર્ષિ યજ્ઞોમાં ઘરડો થઇ ગયો, અને દેવોએ આપેલા વરદાનનો ત્યાગ કરી પર્વતની ખીણમાં સુતો. ( અર્થાત્ યજ્ઞનું ફળ ન મળ્યું ) મોટા બળવાન ધૃતરાષ્ટ્રના પુત્રોએ હરણ કરેલું રાજ્ય તમે તમારા બાહુ બળથી પાછું મેળવ્યું. દૈવથી તપ અને નિયમોવડે સંયુક્ત મોટા વ્રતધારી મુનિઓ, દૈવના પ્રબળથી શાપ દે છે, કર્મવડે નહીં? ( અર્થાત્ કર્મ કરવાથીજ. ) આ લોકમાં ઘણું દુર્લભ એવું સર્વ મળ્યા છતાં પાપથી તે ટળી જાય છે. લોભ તથા પાપથી વિંટળાએલા પુરૂષને દૈવ શરણ નથી આપતું. જેમ પવનથી ફુંકાએલો અગ્નિ સૂક્ષ્મ છતાં મોટો થાય છે, તેમ કર્મ સાથે જોડાએલું દૈવ રૂડે પ્રકારે વૃદ્ધિ પામે છે. જેમ તેલનો નાશ થવાથી દીવો ઓલવાઇ જાય છે, તેમ કર્મનો ક્ષય થવાથી દૈવ બુઝવાઇ જાય છે. આ લોકમાં ધનનો ભંડાર, નાના પ્રકારના ભોગ તથા સ્ત્રીયોને મેળવી તે નર જો ઉદ્યોગ નથી કરતો, ( અર્થાત્ ક્રિયા નથી કરતો ) તો તે ભોગવવાને શક્તિમાન નથી થતો. જો મહાત્મા પુરૂષ હમેશાં સાધનોવાળા હોય તો દેવતાઓએ રૂડે પ્રકારે રક્ષણ કરેલો પાતાળનો ભંડાર પણ અહિંયાં મળે છે. નિર્ધનપણાથી મનુષ્યોએ ત્યાગ કરેલા સાધુ પુરૂષને પણ સદાચરણના નિમિત્તથી શ્રદ્ધા જેમને પ્રિય છે એવા દેવતાઓ આશ્રય આપે છે. મનુષ્ય લોકથી દેવલોક શ્રેષ્ઠ છે. અત્યંત સમૃદ્ધિવાળાં મનુષ્યનાં ઘર દેવતાઓને શ્મશાન તુલ્ય ભાસે છે. મનુષ્ય લોકમાં કર્મહીન (દરિદ્રિ) કંઇ ફળ નથી પામતો. અવળે માર્ગે જનાર પુરૂષને કેવળ દૈવ નથી અટકા-

---

+ કોઇ વખત પાપ કર્યા છતાં પુણ્યના અતિશયથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, એ પરથી એમ સિદ્ધ થાય છે કે પુણ્યે કરીને દૈવ હણાય છે.

[1] પશુયજ્ઞ શ્રુતિ પ્રમાણ નથી, એમ કહેવાથી,

વતું. દૈવમાં પ્રભુપણું નથી. (પાંગળું છે) જેમ શિષ્ય ગુરૂને આગળ કરે છે, તેમ દૈવને અગ્રેસર કરી કર્મ પુરૂષાર્થવડે ગતિ કરે છે. જે જે વિષયમાં પુરૂષાકાર સંચિત હોય છે ત્યાં ત્યાં દૈવજ દોરે છે. વસિષ્ઠને બ્રહ્મા કહે છે—હે મુનિ મધ્યે ઉત્તમ! એ સઘળું પુરૂષાકારનું ફળ મેં યથાસ્થિત કહ્યું. પૂર્વકર્મજન્ય સંસ્કારરૂપ દૈવનો વ્યાપાર બે પ્રકારનો છે. એક સંચિતરૂપે, અને બીજો ભોગને માટે સમારંભ રૂપે. તે બેઉમાં તત્વિશષયને અનુકૂળ કર્મથી ઐહિક ફળ મળે છે, અને શાસ્ત્ર વિધિવડે કરેલાં કર્મથી સ્વર્ગને પ્રાપ્ત થવાય છે.

अभ्युत्थानेन दैवस्य समारब्धेन कर्मणा ।
विधिना कर्मणा चैव स्वर्गमार्गमवाप्नुयात् ॥ ४९ ॥

इति श्रीमहाभारते अनुशासनपर्वणि० दानधर्मे दैवपुरुषकारनिर्देशे गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥



## અધ્યાય ૭ મો. જેવું કર્મ તેવું ફળ.

युधिष्ठिर उवाच—कर्मणां च समस्तानां शुभानां भरतर्षभ ।
फलानि महतांश्रेष्ठ प्रब्रूहि परिपृच्छतः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતર્ષભ! હે મ્હોટાઓમાં મુખ્ય! સઘળાં શુભ કર્મનાં ફળ મને રૂડે પ્રકારે કહો. ભીષ્મપિતા કહે છે—હે ભારત! હે યુધિષ્ઠિર! જે તું મને પૂછે છે તે ઋષિઓનું રહસ્ય હું તને કહું છું. પુરૂષને મરણ પછી કર્મ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે તું સાંભળ. જે જે શરીરથી મનુષ્ય જે જે કર્મ કરે છે તે તે શરીરવડે તે તે ફળ ભોગવે છે. જે જે અવસ્થામાં જે શુભાશુભ કર્મ કરે છે તે તે અવસ્થામાં જન્મને વિષે ભોગવે છે. આ દેહમાં પાંચ ઇન્દ્રિયોએ કરેલું કર્મ નાશ નથી પામતું, આ કર્તાને સાક્ષીના અભાવે કરેલું વૃથા થાય છે, છટ્ઠો આત્મા હમેશાં સાક્ષી છે—તે છતાં નાશ નથી. નેત્ર, મન, ને વાણીથી અતિથિનો સત્કાર કરે તેની સામો જાય, સેવા કરે તે પંચદક્ષિણ નામનો યજ્ઞ કર્યા બરોબર છે. પૂર્વે નહીં દીઠેલા થાકેલા વટેમાર્ગુને પવિત્ર અન્ન આપે તેનું પુણ્ય ગણાય છે. ચોતરાઓ ઉપર પડી રહેનારને ઘર તથા સુઇ રહેવાનું આપે, વલ્કલ પહેરનારને સારાં વસ્ત્રાભરણ, તપનો ભંડાર એવા યોગિને વાહન તથા મેના, ટાઢે રીબાતાને અગ્નિ, રાજાને શક્તિ તથા નાના પ્રકારના રસને વૃદ્ધિ કરવાથી રૂડા ભાગ્યની પ્રાપ્તિ થાય છે. આમિષની વૃદ્ધિ કરવાથી પશુ પુત્રાદિકનું સુખ મળે છે. ઉંધે માથે જે ટિંગળાય છે, તથા અન્તરિક્ષમાં રહે છે, વળી હમેશાં બ્રહ્મચર્ય પાળે છે, તે પોતે ઇચ્છેલા ફળને પામે છે. અતિથિની પૂજાને માટે જે પાદ્ય, આસન, દીપ તથા આશ્રય આપે છે તે પંચદક્ષિણ નામનો યજ્ઞ થયો કહેવાય છે રણભૂમિ પ્રત્યે વીરશય્યામાં પોઢનાર નર સ્વર્ગ લોકને પામી સઘળા પ્રકારની કામનાઓ તથા અક્ષય લોકનું સુખ મેળવે છે. દાન કરવાથી ધન મળે છે, મૌન રાખવાથી સર્વ લોક આજ્ઞા માને છે. તપવડે નાના પ્રકારના ભોગ તથા બ્રહ્મચર્યથી રૂપ, ઐશ્વર્ય, આરોગ્ય, જીવિત અને અહિંસાનું ફળ મળે છે. ફળ મૂળ ખાનાર રાજ્ય પામે છે; પાંદડાં ખાનારાઓને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. હે રાજન્! મરવાને તૈયાર થએલાઓને સઘળે સુખજ હોય છે. શાકાન

ખાનારાઓને પશ્વાદિક પુષ્કળ મળે છે. તૃણ અશન કરનાર સ્વર્ગમાં જાય છે. ત્રિકાલસ્નાન કરવાથી સારી સ્ત્રીઓ મળે છે. વાયુપાન કરવાથી યજ્ઞનું ફળ થાય છે, સત્ય બોલવાથી સ્વર્ગમાં જવાય છે. યજ્ઞની દીક્ષાથી ઉત્તમ કુળમાં જન્મ થાય છે. જળ પીને રહેવાથી અવિચ્છિન્ન અગ્નિહોત્રનું ફળ મળે છે. ગાયત્ર્યાદિમંત્રનું સાધન કરવાથી રાજ્ય પ્રાપ્ત થાય છે. હિતવાળું પવિત્ર, થોડું અન્ન ખાવાથી અગર ન ખાવાથી સ્વર્ગ મેળવાય છે. બાર વર્ષ સુધી દૂધ પીને રહે, તથા યાત્રા કરે તો બ્રહ્મલોકમાં જાય છે-ચારે વેદનું અધ્યયન કરવાથી સઘળાં દુઃખથી મુક્ત થાય છે. માનસિક ધર્મ આચરવાથી સ્વર્ગ લોક પામે છે. દુર્મતિવાળાઓએ જે દુઃખવડે ત્યાગ કરવા યોગ્ય અને વૃદ્ધાવસ્થા આવ્યા છતાં જે જીરણ થતી નથી જે પ્રાણાન્તક રોગરૂપ છે, એવી તૃષ્ણાને ત્યાગ કરનાર સુખી થાય છે. જેમ હજારો ગાયોમાંથી વાછડું પોતાની માને ખોળી કાઢે છે તેમ પૂર્વકૃત કર્મ કર્તાને અનુસરે છે. વળી વગર પ્રેરણા કર્યા પુષ્પ તથા ફળ, જેમ પોતાનો સમય ચૂકતાં નથી તેમ પૂર્વે કરેલું કર્મ વખતોવખત આવી મળે છે. વૃદ્ધાવસ્થા થવાથી વાળ ધોળા થઇ જાય છે, દાંત પડી જાય છે, આંખો અને કાન જીર્ણ થઇ જાય છે, ફક્ત એક તૃષ્ણા જીર્ણ થતી નથી; જેણે પિતૃને પ્રસન્ન કર્યા તેણે પ્રજાપતિને પ્રસન્ન કર્યા. જેણે માની પૂજા કરી તેણે પૃથ્વીને પૂજી, અને જેણે ઉપાધ્યાયને પૂજ્યા તેણે બ્રહ્મનું પૂજન કર્યું જાણવું. ઉપર બતાવેલા ત્રણને આદર કરનારે સઘળા ધર્મ આદર્યા તે ત્રણને અનાદર કરનાર પુરૂષની સઘળી ક્રિયાઓ નિષ્ફળ છે. વૈશંપાયન કહે છે કે—ભીષ્મપિતાનું એવું વચન સાંભળી, વિસ્મય પામેલા કુરૂવંશીઓ તે સમયે હર્ષ તથા પ્રીતિવાળા થયા. અમુક કામનાપર નહીં યોજના કરેલા મંત્રનું ઉચ્ચારણ વૃથા છે, દક્ષિણા વગરનો સોમયાગ વૃથા છે, મંત્ર વિનાનો હોમ વૃથા છે, એ ત્રણેનું પાપ મિથ્યાવાદીઓને શિર પડે છે. હે વિભો ! શુભાશુભ ફળની પ્રાપ્તી નિમિત્ત એ સઘળું ઋષિએ કહેલું હું તને કહી ગયો. હવે તું શું સાંભળવાને ઇચ્છે છે તે કહે ?

इत्येतदृषिणा प्रोक्तमुक्तवानस्मि यद्विभो ।
शुभाशुभफलप्राप्तौ किमतः श्रोतुमिच्छसि ॥ २९ ॥

इतिश्रीमहाभारते अनुशासनपर्वणि दानधर्मे कर्मफलिकोपाख्याने गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७

## અધ્યાય ૮મો. બ્રાહ્મણનું માહાત્મ્ય

युधिष्ठिर उवाच—के पूज्याः के नमस्कार्याः कान्नमस्यसि भारत ।
एतन्मे सर्वमाचक्ष्व येभ्यः स्पृहयसे नृप ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે રાજન્ ! હે ભારત ! પૂજા કરવાને યોગ્ય કયા, નમસ્કાર કરવાને યોગ્ય કોણ, તમે કોને નમો છો, અને કોની સ્પૃહા કરો છો, તે સઘળું મને કહો. મોટું આશ્ચર્ય છે કે અહિંયાં આટલી બધી આપત્તિમાં છતાં પણ તમારૂં મન મનુષ્ય લોકમાં સર્વત્ર ફરી વળે છે ભીષ્મપિતા કહે છે—હું બ્રાહ્મણ વર્ણની સ્પૃહા કરૂં છું કે જેમનું 'બ્ર-

હ્મ એ મોટું ધન છે. તપ અને સ્વાધ્યાય જેનું સાધન છે એવું સ્વર્ગ બ્રાહ્મણોને સિદ્ધ છે. વળી બાળક, વૃદ્ધ વિગેરે જે બાપદાદાથી ચાલતા આવેલા વહિવટને ખેડે છે તે કદી ખેદ નથી પામતા, તેમને અવશ્ય હું વખાણું છું. વિદ્યાઓમાં આસક્તિવાળા, ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા, કોમળ વાણી બોલનારા, શાસ્ત્ર સંબંધી વ્રતને ધારણ કરનારા, બ્રહ્મને જાણનાર સત્પુરૂષોને, હે તાત! હંસ જેમ મિશ્ર થએલા જળ દૂધને છૂટું પાડે છે તેમ સમગ્ર આત્મ અનાત્મનું વિવેચન કરનારા કલ્યાણરૂપ શોભાયમાન, દિવ્ય મેઘના જેવા શબ્દવાળા, રૂડે પ્રકારે ઉચ્ચરેલી વાણીને સાંભળે તેવા, આ લોકને તથા મરીને પણ રાજાની સેવામાં સુખને વહન કરનારા, હે યુધિષ્ઠિર! એટલા જણ હમેશાં સભામાં તેમને સાંભળી અનુકરણ કરનારા વિશેષ જ્ઞાની તથા ગુણ સંપન્નોને હું વખાણું છું. હે યુધિષ્ઠિર! જેઓ હમેશાં રૂડે પ્રકારે સંસ્કાર કરેલું, ગુણવાળું, પવિત્ર અન્ન તૃપ્તિને માટે બ્રાહ્મણોને આપે છે તેઓને હું વખાણું છું. રણસંગ્રામમાં લડવું સહેલું, પણ ઇર્ષ્યાએ રહિત આપવું કઠણ છે. હે યુધિષ્ઠિર! આ લોકમાં શૂરવીર પુરૂષો સેંકડો છે, તેમ વીરપુરૂષો ઘણા છે, તથાપિ તેમની સંખ્યા ગણવામાં દાનશૂર તો બાકીજ રહે છે. (અર્થાત્ સર્વથી મોટા તે છે.) કુત્સિત બ્રાહ્મણને પણ તિરસ્કાર ન થાય ત્યારે ધન્ય કહેવાય, તો વળી ધર્માચરણી તપ અને વિદ્યામાં કુશળ એવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલાને તો કેમજ કહેવાય? હે પાંડુ રાજાના પુત્ર! આ લોકમાં તારા જેટલો વધારે વ્હાલો મને બીજો કોઇ નથી, તોપણ હે ભરતર્ષભ! તારા કરતાં બ્રાહ્મણો મને વિશેષ વ્હાલા છે. સત્યવડે કરીને હું, જ્યાં તે શાંતનુ છે તે લોકને પામીશ. બ્રાહ્મણો કરતાં મને પિતા વિશેષ વ્હાલો નથી, મારા દાદા પણ તેમનાથી વિશેષ વ્હાલા નથી. તેમ બીજા સગા સંબંધીઓ, બ્રાહ્મણ જેટલા મને વ્હાલા નથી, અહિંયાં બ્રાહ્મણો વિરાજ્યા છે ત્યાં સૂધી રૂડાં કામોમાં મને નાનું અગર મોટું જરાએ સંકટ નથી ને તેમની હું પૂજા કરૂં છું, તે ફળની આકાંક્ષાએ નહિ. હે મોટા તપવાળા! કર્મવડે, મનથી તથા વાણીથી જે મેં બ્રાહ્મણોની સેવા કરી છે, તેથી હમણાં હું શરપંજર પર પડ્યો છું છતાં પીડા પામતો નથી. "**ब्रह्मण्य**" બ્રહ્મજાતિમાં આસક્ત એવી વાણી મને કોઇ કહે, તે વાણીથી હું સંતોષ પામું છું; સઘળાં પવિત્ર કરતાં એજ મોટું પવિત્ર કર્યું છે. મેલ રહિત એવા પવિત્ર લોકને હું જોઉં છું, હે તાત! બ્રાહ્મણની પછવાડે ગતિ કરનારો હું, ઉતાવળો લાંબા કાળને માટે તે લોકમાં જઇશ. હે યુધિષ્ઠિર! જેમ લોકમાં સ્ત્રીઓનો ધર્મ પોતાના ભર્તાનો આશ્રય એજ છે, પતિ એજ દેવ, તેજ ગતિ, તેમ ક્ષત્રિયને બ્રાહ્મણ શિવાય બીજું કંઇજ પૂજ્ય નથી; ક્ષત્રિય સો વર્ષનો, અને ઉત્તમ બ્રાહ્મણ દશ વર્ષનો, તે બેઉ પિતા પુત્ર સમ જાણવા. બેઉની મધ્યે બ્રાહ્મણ ગુરૂ છે. જેમ પતિ મરી ગયા પછી સ્ત્રી પોતાના દીયરને સ્વામી કરે તેમ બ્રાહ્મણને અભાવે પૃથ્વી ક્ષત્રિયને પતિ માને છે માટે તેમનું પુત્રની પેઠે રક્ષણ કરવું. ગુરૂની પેઠે ઉપાસવા તથા અગ્નિની પેઠે સેવવા. સરળ ને સત્યવાદી, સદાચરણી, સઘળા પ્રાણીઓપર સમાન દયાવાળા બ્રાહ્મણોને વિષ યુક્ત સર્પના જેવા ક્રોધી હોય તે છતાં હમેશાં પૂજવા. હે યુધિષ્ઠિર! તેજ તથા તપથી હમેશાં હું બીહું છું, તેમના આગળ પોતાના તેજનો તથા તપનો ત્યાગ કરવો. તેમના બેઉનો પ્રકાશ ઉતાવળો જણાય છે. હે મહારાજ! ક્રોધ પામેલા તપસ્વી બ્રાહ્મણો હણે છે માટે વગર કોપેલા બ્રાહ્મણથી ઉભયદત્ત વૃદ્ધિ પામે છે. બેઉથી શેષ કરવું પણ દત્ત શેષને શેષ ન કરવું. જેમ હાથમાં લાકડીવાળો ગોવાળીઓ ગાયોનું નિત્ય રક્ષણ કરે, તેમ ક્ષત્રિયે બ્રાહ્મણ તથા બ્રહ્મને

રક્ષવું. પિતા જેમ પુત્રનું રક્ષણ કરે તેમ ધર્મવાળાં જેમનાં અન્તઃકરણ છે એવા બ્રાહ્મણોનું તું રક્ષણ કર, અને તેમનાં ઘરોમાં નજર કર કે એમનું જીવન કેવું છે.

पितेव पुत्रान् रक्षेथा ब्राह्मणान् धर्मचेतसः ।
गृहे चैषामवेक्षेथाः किं स्विदस्तीति जीवनं ॥ २९ ॥

इतिश्रीमहाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे गुर्जरभाषायां अष्टमोऽध्यायः ॥ ८ ॥

## અધ્યાય ૯ મો. શિયાળ અને વાનરનો સંવાદ.

युधिष्ठिर उवाच—ब्राह्मणानां तु ये लोकाः प्रतिश्रुत्य पितामह ।
नप्रयच्छंति मोहात्ते के भवन्ति महाद्युते ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—મોટી જેની કાન્તિ છે એવા હે પિતામહ ! જે લોકો બ્રાહ્મણોને આપીશ, એમ કહી પછી મોહથી નથી આપતા તે કેવા થાય છે ? હે ધર્મ ધારણ કરનારાઓમાં ઉત્તમ, એ સઘળું મને કહો. દુષ્ટ જેનો આત્મા છે એવા પુરૂષો કહ્યા છતાં નથી આપતા તેમનું શું થાય છે ? ભીષ્મપિતા કહે છે—થોડું અથવા ઘણું જે કહીને નથી આપતો, તેની સઘળી આશાઓ નપુંસકની પ્રજાની ઇચ્છા માફક નિષ્ફળ જાય છે. હે ભરતખંડના રાજન્ ! ઉત્પન્ન થઇને તરત મરનારા જીવોની પેઠે તેનું જે જે સુકૃત હોય તે તે નાશ પામે છે. તેનું જે કંઇ હોમેલું, આપેલું અથવા તપ તપેલું હોય તે વૃથા જાય છે. હે ભરતકુળમાં ઉત્તમ ! ધર્મશાસ્ત્ર જાણનાર પુરૂષો ઝીણી બુદ્ધિથી વિચારીને એમ પણ કહે છે કે કહીને ન આપનારનું પ્રાયશ્ચિત્ત, શ્યામકર્ણના એકહજાર ઘોડાના દાનની બરોબર છે. (અર્થાત્ દુર્જર છે) હે ભારત ! આ બાબત એક શિયાળ અને વાંદરાનો પુરાતન ઇતિહાસ કહું તે સાંભળ.

પૂર્વે મનુષ્ય જન્મમાં તે બેઉ મિત્ર હતા. પછી બીજા જન્મમાં શીઆળ અને વાનરની યોનિને પામ્યા. એક વખત સ્મશાનમાં પારકા પ્રાણને ખાતા શીઆળને જોઇ પોતાની પૂર્વ જાતિને સંભારી વાંદરો કહેવા લાગ્યો કે તેં પૂર્વે શું મોટું દારૂણ પાપકર્મ કર્યું છે કે સ્મશાનમાં પડેલાં મળવાળા, કુત્સિત મડદાને તું ખાય છે ? વાનરનું વચન સાંભળી શિઆળ બોલ્યો—બ્રાહ્મણને આપીશ એમ કહી મેં ન આપ્યું, તેથી હે વાનર ! હું આવી પાપી શિઆળની યોનિને પામ્યો છું, અને તેટલા માટેજ ભૂખ્યો થએલો હું, આ અભક્ષ્ય ભક્ષણ કરૂં છું.

ભીષ્મપિતા કહે છે–હે નરોત્તમ ! ફરીને શિઆળ વાનરને કહેવા લાગ્યો કે તેં શું પાપકર્મ કર્યું છે કે ? જેથી તું વાનર થયો. વાનર બોલ્યો. કે હમેશાં બ્રાહ્મણનાં ફળ ચોરવાથી હું વાનર થયો માટે વિદ્વાને બ્રાહ્મણનું ધન ન હરવું, આપવાનો અને કહેવાનો સમાન વિવાદ રાખવો. ભીષ્મપિતા કહે છે કે હે રાજન્ ! એ પ્રકારે ધર્મ જાણનાર બ્રાહ્મણના મુખથી પુણ્યવાળી પુરાતની કથા કહેતાં મેં સાંભળી છે. હે પાંડવ ! વળી બ્રાહ્મણની પ્રત્યે કથા કહેતા શ્રીકૃષ્ણના[1] મુખથી પણ મેં એમજ સાંભળ્યું છે. બ્રાહ્મણનું ધન ન હરવું, તેમને વિષે હમેશ

[1] અથવા નૃગ રાજાની કથા કર્તા વ્યાસજીના મુખથી.

ક્ષમા રાખવી, બાળક અથવા દરિદ્રી કે કૃપણ હોય પણ અપમાન ન કરવું. એજ પ્રકારે બ્રાહ્મણો હમેશ મને રૂડું બતાવે છે. આશા કરાવી અવશ્ય આપવુંજ. ઉત્તમ બ્રાહ્મણને વિષે વંધ્યર આશા ન કરવી. હે પૃથ્વીપતે! સારી સમિધોવડે દીપાયમાન અગ્નિની પેઠે, પૂર્વકૃત આશાએ યુક્ત બ્રાહ્મણ દીપી ઉઠે છે. પૂર્વે ઉત્પન્ન થયેલી આશાથી કોપેલો બ્રાહ્મણ જેને જુએ છે તેને હે રાજન્! અગ્નિ જેમ અરણ્યને બાળે તેમ અવશ્ય બાળે છે. તેજ જો સંતુષ્ટ થયો તો વાણીથી વખાણે છે. હે ભારત! રાજાના દેશમાં સંતોષ પામેલો બ્રાહ્મણ ઔષધરૂપ થાય છે. પુત્ર, પૌત્ર, પશુ, બન્ધુવર્ગ તથા પ્રધાન મંડળ અને નગર તથા દેશને પોષે છે. પૃથ્વીતલમાં સહસ્ર કિરણોવાળા સૂર્યની પેઠે બ્રાહ્મણનું મોટું તેજ જણાય છે. હે યુધિષ્ઠિર! જો ઉત્તમ જાતિ મેળવવાને ઇચ્છતો હોય તો આશા કરાવેલા બ્રાહ્મણને અવશ્ય આપવુંજ. બ્રાહ્મણને આપવાથી અવશ્ય સ્વર્ગ મેળવી શકાય છે, ઘણું કરીને દાન એજ મોટી ક્રિયા છે. આ લોકમાં બ્રાહ્મણને આપવાથી પિતરો તથા દેવતા જીવે છે.વિશેષ જાણનારાએ બ્રાહ્મણોને દાન આપવાં. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! બ્રાહ્મણજ મોટું તીર્થ કહેવાય છે. કોઈ પણ વેળા પૂજા કરેલો બ્રાહ્મણ અવશ્ય ખાલી હાથે જવો ન જોઈએ.

**महद्धि भरतश्रेष्ठ ब्राह्मणस्तीर्थमुच्यते ।**
**वेलायां न तु कस्यांचिद्गच्छेद्विप्रोह्यपूजितः ॥ २८ ॥**

**इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे शृगालवानरसंवादे गुर्जर-भाषायां नवमोऽध्यायः ॥ ९ ॥**



## અધ્યાય ૧૦મો. શૂદ્ર મુનિનો સંવાદ.

**युधिष्ठिर उवाच—मित्रसौहार्दयोगेन उपदेशं करोति यः ॥**
**जात्याऽधरस्य राजर्षे दोषस्तस्य भवेन्न वा ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે—હે રાજર્ષે! મિત્ર અથવા સૌહાર્દના યોગ (લોભ અથવા કૃપા) થી જે નીચ જાતિને ઉપદેશ કરે છે તેને દોષ લાગે છે વા નહિ? હે પિતામહ! એટલું સ્પષ્ટ જાણવા હું ઇચ્છું છું, કેમકે ધર્મની ગતિ સૂક્ષ્મ છે અને જેમાં મનુષ્યો મોહ પામે છે. ભીષ્મપિતા કહે છે—હે રાજન! પૂર્વે ઋષિઓનું કહેલું જેવું મેં સાંભળ્યું છે તેવું યથાક્રમ અત્રે તને કહું છું તે સાંભળ. કોઈ પણ નીચ જાતિને ઉપદેશ કરવો નહીં. ઉપદેશ કરવામાં ઉપદેશ કરનારનો મોટો દોષ ગણાય છે. ભરત કુળની મધ્યે શ્રેષ્ઠ એવા હે રાજન્! હે યુધિષ્ઠિર! નીચને ઉપદેશ કરવામાં યથાપૂર્વ એક ઉદાહરણ કહું તે સાંભળ.

હિમાચળ પર્વતને પડખે, નાના પ્રકારના વૃક્ષના સમૂહથી વિંટળાએલું, જૂદી જૂદી ગુલ્મ લતાઓથી વ્યાપ્ત, હરણ તથા ભ્રમરોથી સેવાયલું, સિદ્ધ તથા ચારણોએ યુક્ત, રમણીય પુષ્પોથી ભરપૂર, બ્રહ્મચારીઓએ નિવાસ કરેલું, સૂર્ય જેવી ઉજ્વળ કાન્તિવાળા મોટા ભાગ્યશાળી તાપસોએ સેવા કરેલું, નિયમ અને તપમાં કુશળ એવા નિરાહારી દીક્ષાવાળા

---

૨ ફળ વગરની.

ર્વયોગી, ૭૬૧ મહાબળ, ૭૬૨ વેદરૂપ, ૭૬૩ અસામ્નાય (સ્મૃતિ, ઇતિહાસ, પુરાણાગમા-
રૂપ). ૭૬૪ તીર્થ દેવ, ૭૬૫ મહારથ, ૭૬૬ નિર્જીવ (પ્રપંચાત્મા), ૭૬૭ જીવન, ૭૬૮
ંત્રરૂપ, ૭૬૯ શાન્ત દષ્ટિ, ૭૭૦ ઘણા કઠણ, ૭૭૧ રત્નપ્રભૂત (ઘણી ઉત્તમ વસ્તુઓ જેને
ષે છે એવા), ૭૭૨ રાતા અંગવાળા, ૭૭૩ મોટા સમુદ્રોને કૂવાની બહાર કરેલી કુંડીની
ઠે પી જનારા. ૭૭૪ મૂળ (સંસારરૂપી ઝાડનું અધિષ્ઠાન), ૭૭૫ વિશાલ, ૭૭૬ અમૃતરૂપ,
૭૭ વ્યક્તાવ્યક્તરૂપ (કાર્ય કારણાત્મા), ૭૭૮ તપનો ભંડાર, ૭૭૯ આરોહણરૂપ, ૭૮૦
ધિરોહ, ૭૮૧ શીલ (સદાચાર)ને ધારણ કરનારા, ૭૮૨ મોટા (પવિત્ર) યશવાળા, ૭૮૩
નારૂપી અલંકારવાળા, ૭૮૪ મહાકલ્પ (દિવ્ય ભૂષણ), ૭૮૫ યોગ (ચિત્તની વૃત્તિનો નિરોધ)
પ, ૭૮૬ કલ્પાદિપ્રદ, ૭૮૭ હરી (પાદાભિમાનિની દેવતા). ૭૮૮ યુગરૂપ (ધર્માધર્મતત્
ંકરરૂપ), ૭૮૯ મોટા અરૂપ, ૭૯૦ મહા નાગહન (ગજાસુર દૈત્યને મારનારા), ૭૯૧ વધરૂપ
મૃત્યુ), ૭૯૨ ન્યાય યુક્ત દાન આપનારા, ૭૯૩ પાદ (ગમ્ય), ૭૯૪ પંડિત (પરોક્ષજ્ઞાન),
૭૯૫ અચલોપમ (નિશ્ચલ), ૭૯૬ અનંતલીલાવાળા, ૭૯૭ મોટી માળાવાળા, ૭૯૮ શશિચંદ્ર
શાન્ત દષ્ટિરૂપ), ૭૯૯ ખારા સમુદ્રરૂપ, ૮૦૦ ત્રિયુગરૂપ, ૮૦૧ સફલોદય, ૮૦૨ ત્રિલોચન,
૦૩ શુદ્ધભૂમા, ૮૦૪ મણિવિદ્ધ (કુંડળવાળા), ૮૦૫ જટાધર, ૮૦૬ અનુસ્વારરૂપ, ૮૦૭
વિસર્ગરૂપ, ૮૦૮ વ્યક્તવર્ણ, ૮૦૯ શરરૂપ, ૮૧૦ સર્વયુધ, ૮૧૧ સહ, ૮૧૨ નિવેદન, ૮૧૩
ખવડે ઉત્પન્ન થનારા, ૮૧૪ ગંધાર દેશમાં ઉત્પન્ન થનારા, ૮૧૫ મોટા ધનુષ્યવાળા, ૮૧૬
ાસનામય ૮૧૭ ઉત્થાન (સઘળાં કર્મ જેનાથી ઉઠે છે એવા) ૮૧૮ વિશ્વનો નાશ
રવાને સમર્થ, ૮૧૯ સકળ (પૂર્ણ), ૮૨૦ સર્વને જોનારા, ૮૨૧ તલસ્તાલ (વાદ્ય-
વિશેષરૂપ), ૮૨૨ હાથમાં ભોજનના પાત્રવાળા, ૮૨૩ દૃઢ શરીરવાળા, ૮૨૪ ઘણા ઉંચા,
૨૫ છત્રરૂપ, ૮૨૬ સુચ્છત્ર, ૮૨૭ વિખ્યાત, ૮૨૮ સર્વાશ્રયરૂપ છે પાદવિક્ષેપ જેનો એવા,
૨૯ મુંડ, ૮૩૦ વિકટરૂપ, ૮૩૧ સઘળી વિક્રિયાને પામેલા, ૮૩૨ દંડી, ૮૩૩ કુંડી, ૮૩૪
મકર્ત્તા, ૮૩૫ સિંહરૂપ, ૮૩૬ સર્વ દિશાઓરૂપ, ૮૩૭ વજ્ર, ૮૩૮ સો જીભાઓવાળા, ૮૩૯
જારો પગ તથા માથાંવાળા, ૮૪૦ દેવેન્દ્ર, ૮૪૧ સર્વ દેવમય ૮૪૨ ગુરૂ, ૮૪૩ હજારો
થવાળા, ૮૪૪ સર્વને પામનાર, ૮૪૫ શરણ્ય, ૮૪૬ સર્વ લોકને કરનારા, ૮૪૭ પવિત્ર,
૮૪૮ ત્રિકકુન્મંવાળા, ૮૪૯ કનિષ્ઠ (નાના), ૮૫૦ કૃષ્ણ પિંગલ (હરિહરમૂર્તિ), ૮૫૧ બ્રહ્મ-
ડને નિર્માણ કરનારા, ૮૫૨ શતઘ્ની નામની શક્તિવાળા, ૮૫૩ પદ્મગર્ભ (બ્રહ્મારૂપ), ૮૫૪
હાગર્ભ, ૮૫૫ બ્રહ્મ ગર્ભ, ૮૫૬ જળથી ઉત્પત્તિવાળા, ૮૫૭ કિરણોવાળા, ૮૫૮ વેદકર્તા,
૮૫૯ વેદાધ્યાયી, ૮૬૦ વેદના અર્થને જાણનારા, ૮૬૧ બ્રહ્મનિષ્ઠ, ૮૬૨ બ્રહ્મનિષ્ઠોની પરમ
તિરૂપ, ૮૬૩ અનંતરૂપ ૮૬૪ અનેક શરીરને ધારણ કરનારા, ૮૬૫ દુઃસહ પરાક્રમવાળા,
૮૬૬ ત્રણ પ્રકારના, ઉપાધિથી મુક્ત સ્વરૂપવાળા, ૮૬૭ પશુપતિ (જીવોના ઇશ્વર), ૮૬૮
ાયુના જેવા વેગવાળા, ૮૬૯ મનના જેવા વેગવાળા, ૮૭૦ પદ્મનાલાય (પદ્મનાળ જેના અગ્ર
ભાગમાં છે એવા) ૮૭૧ ચંદનવડે લીંપાએલા, ૮૭૨ સુરભ્યુત્તરણ (કામધેનુને ઉતારનાર),
૮૭૩ નર, ૮૭૪ ધંતુરાના પુષ્પની મોટી માળાવાળા, ૮૭૫ નીલા મુગટવાળા, ૮૭૬ પિના-
ના ધારણ કરનારા, ૮૭૭ ઉમાના પતિ, ૮૭૮ ઉમાકાન્ત, ૮૭૯ જાન્હવીને ધારણ કર-
ારા, ૮૮૦ ઉમાધવ (ઉમયાના ભર્તા), ૮૮૧ વરાહરૂપ, ૮૮૨ વરના આપનાર, ૮૮૩ વર-
ણીય, ૮૮૪ હયગ્રીવ, ૮૮૫ મહાપ્રસાદ, ૮૮૬ દમન, ૮૮૭ શત્રુને હણનારા, ૮૮૮ શ્વેત-

પિંગળ (જમણે પડખે ધોળા અને ડાબે પડખે પીળા), ૮૮૯ પીળા શરીરવાળા, ૮૯૦ પરમાત્મા, ૮૯૧ શુદ્ધચિત્ત, ૮૯૨ ત્રિગુણાત્મ જગતનાં કારણરૂપ, ૮૯૩ સઘળીબાસ મુખવાળા (પંચવક્ત્ર), ૮૯૪ ત્રણ નેત્રવાળા, ૮૯૫ વર (શ્રેષ્ઠ) ૮૯૬ ચરાચરાત્મા, ૮૯૭ સૂક્ષ્માત્મા, ૮૯૮ અમૃતરૂપ, ૮૯૯ સાધ્યદેવોના આચાર્ય, ૯૦૦ વસુ (દેવતા વિશેષ), ૯૦૧ વિવસ્વાન્ (સૂર્યરૂપ), ૯૦૨, વ્યાસરૂપ, ૯૦૩ સ્વર્ગ, ૯૦૪ વૈશ્વાનર. ૯૦૫ ઋતુ, ૯૦૬ સંવત્સર, ૯૦૭ માસરૂપ, ૯૦૮ પક્ષરૂપ, ૯૦૯ સંખ્યા સમાપ્તિરૂપ, ૯૧૦ કલારૂપ, ૯૧૧ કાષ્ઠરૂપ, ૯૧૨ લવરૂપ, ૯૧૩ માત્રારૂપ, ૯૧૪ ક્ષપારૂપ, ૯૧૫ ક્ષણરૂપ, ૯૧૬ વિશ્વક્ષેત્ર, ૯૧૭ પ્રજાઓના બીજરૂપ, ૯૧૮ મહતત્વરૂપ, ૯૧૯ પ્રથમ અહંકારરૂપ, ૯૨૦ સત્ (કાર્ય), ૯૨૧ અસત્ (કારણ) રૂપ, ૯૨૨ વ્યક્ત (ઇન્દ્રિયગ્રાહ્ય), ૯૨૩ અવ્યક્તરૂપ, ૯૨૪ પિતા, ૯૨૫ માતારૂપ, ૯૨૬ પિતામહ, ૯૨૭ સ્વર્ગદ્વાર (તપ), ૯૨૮ પ્રજાદ્વાર (રાગ), ૯૨૯ મોક્ષદ્વાર (વૈરાગ્ય), ૯૩૦ ત્રિવિષ્ટપ, ૯૩૧ નિર્વાણ (મોક્ષરૂપ), ૯૩૨ આનંદના આપનાર, ૯૩૩ બ્રહ્મલોકરૂપ, ૯૩૪ પરા નામની ગતિરૂપ. ૯૩૫ દેવ તથા દૈત્યોને નિર્માણ કરનારા, ૯૩૬ દેવ તથા દૈત્યના ગુરૂ, ૯૩૭ દેવાસુર પરાયણ, ૯૩૮ દેવ, ૯૩૯ દેવ તથા દૈત્યોએ નમસ્કાર કરેલા, ૯૪૦ દેવ તથા દૈત્યોથી શ્રેષ્ઠ, ૯૪૧ દેવ તથા દૈત્યોના સમૂહના આશ્રયરૂપ, ૯૪૨ દેવ તથા દૈત્યોના સમૂહના અધ્યક્ષ, ૯૪૩ દેવ તથા દૈત્યોના સૈન્યના અગ્રણી (કાર્તિકસ્વામિ તથા કેશિ નામના દૈત્યરૂપ, ૯૪૪ ઇન્દ્રિયોને અતિક્રમણ કરી પોતે પોતાની મેળે પ્રકાશમાન્, ૯૪૫ દેવાર્ષ (નારદાદિરૂપ), ૯૪૬ દેવ તથા દૈત્યોને વરદાન આપવાળા, ૯૪૭ દેવ તથા દૈત્યોના ઇશ્વર, ૯૪૮ વિશ્વરૂપ, ૯૪૯ દેવ તથા દૈત્યોના મોટા ઇશ્વર, ૯૫૦ સર્વદેવમય, ૯૫૧ અચિંત્ય, ૯૫૨ દેવતાઓના અન્તરાત્મા, ૯૫૩ આત્મ સંભવ, ૯૫૪ સ્થાવરરૂપ, ૯૫૫ ત્રિવિક્રમરૂપ, ૯૫૬ વિદ્યાવાળા, ૯૫૭ નિર્મળ, ૯૫૮ રજોગુણ રહિત, ૯૫૯ અમર, ૯૬૦ સ્તુત્ય, ૯૬૧ હસ્તીશ્વર, ૯૬૨ કલિંગરૂપ, ૯૬૩ દેવતાઓના સિંહ, ૯૬૪ નરોની મધ્યે શ્રેષ્ઠ, ૯૬૫ સઘળું જાણવાવાળા, ૯૬૬ યજ્ઞાદિ ભાગોને પ્રથમ ગ્રહણ કરનારા, ૯૬૭ સૂક્ષ્મ, ૯૬૮ સર્વદેવ, ૯૬૯ તપોમય, ૯૭૦ પ્રત્યક્ષ, ૯૭૧ કલ્યાણરૂપ, ૯૭૨ વજ્રના આયુધવાળા, ૯૭૩ પ્રસાદિક હથિઆરોનું ઉત્પત્તિસ્થાન, ૯૭૪ અવ્યય (અવિનાશી), ૯૭૫ કુમાર, ૯૭૬ સુખની સીમારૂપ, ૯૭૭ પોતા થકી સર્વને સૃજનારા, ૯૭૮ વજ્ર સરખા મૃત્યુરૂપી દુઃખને ટાળનારા, ૯૭૯ બ્રહ્માદિક સઘળા દેવો પવિત્ર કરનારા, ૯૮૦ શિંગડાંવાળા, ૯૮૧ પર્વતના શિખરપર આશ્રય કરનારા, ૯૮૨ બભ્રુ, ૯૮૩ કુબેર, ૯૮૪ નિર્દોષ, ૯૮૫ પ્રીતિ ઉત્પન્ન કરનારા, ૯૮૬ દેવના સમૂહરૂપ, ૯૮૭ વિરામરૂપ, ૯૮૮ સઘળાં સાધનરૂપ, ૯૮૯ કપાળમાં નેત્રવાળા, ૯૯૦ બ્રહ્માંડરૂપી દડાવડે રમનારા, ૯૯૧ મૃગરૂપ, ૯૯૨ બ્રહ્મતેજને ધારણ કરનારા, ૯૯૩ સ્થાવરોના સ્વામિ, ૯૯૪ ઇન્દ્રિયોનો નિગ્રહ કરી સમાધિમાં મગ્ન થનારા, ૯૯૫ તત્વજ્ઞાનના અર્થવાળા, ૯૯૬ સિદ્ધ થએલા અર્થવાળા, ૯૯૭ અચિંત્ય, ૯૯૮ સત્યવ્રત, ૯૯૯ નિર્મલ ચિત્તવાળા, ૧૦૦૦ તતત્ત્ પ્રકારના વ્રતનાં ફળને આપનારા, ૧૦૦૧ પર, ૧૦૦૨ બ્રહ્મ, ૧૦૦૩ ભક્તોને ઉત્તમ ગતિને આપનારા, ૧૦૦૪ વિમુક્ત (વિશેષ મૂકાએલા), ૧૦૦૫ લિંગ શરીરથી મૂકાએલા, ૧૦૦૬ શ્રીમાન્, ૧૦૦૭ શ્રીવર્ધન (લક્ષ્મી અથવા કાન્તિને વધારનારા), ૧૦૦૮ જગતરૂપ, ભક્તિવડે સ્તુતિ કરેલા, ભગવાન શંકરનાં અનેક નામમાંથી તારવી કાઢી આ મુખ્ય સહસ્ર નામ મેં તમને કહ્યાં. બ્રહ્માદિક દેવો તથા ઋષિઓ તે પરિપૂર્ણ નથી જાણતા.

એ પ્રકારે ભક્તિવડે સમર્થ એવા યજ્ઞના પતિ શંકરને મેં સ્તવ્યા છે, સ્તુતિ, અર્ચન તથા નમસ્કાર કરવાને યોગ્ય જગતના પતિ શંકરને એ રીતે બીજો કોણ સંતોષ પમાડશે? મારી માતાની અનુજ્ઞા મેળવી, મતિમાનોમાં ઉત્તમ એવા શિવની મેં સ્તુતિ કરી છે. સંસારથી મૂકાયેલો જે પવિત્ર ભક્ત પુષ્ટિ વધારનાર આ હજાર નામથી મહાદેવની હમેશ સ્તુતિ કરે તે પોતે પોતાની મેળે આત્મજ્ઞાન પામે છે. આ ઉત્કૃષ્ટ બ્રહ્મને પામવામાં સાધનભૂત વિદ્યા છે, તેનો નિરન્તર જપ કરવાથી મનુષ્ય પરબ્રહ્મ (કૈવલ્ય પદ) ને પામે છે. ઋષિયો તથા દેવો એજ સ્તોત્રવડે પરબ્રહ્મની સ્તુતિ કરે છે. દેહને નિયમે રાખી એ પ્રકારે સ્તુતિ કરેલા, ભક્તને વિષે દયાવાળા મોક્ષના આપનાર, સમર્થ ભગવાન્ તેઓના ઉપર પ્રસન્ન થાય છે. તેજ પ્રકારે ઘણા જન્મની સ્તુતિઓવડે મનુષ્યોમાં મુખ્ય આસ્થાવાળા શ્રદ્ધાળુ જનો, સુતાં, જાગતાં, હીંડતાં, બેસતાં, ધ્યાનમાં, વગર ધ્યાનમાં અનન્ય ભક્તિવડે દેહ, મન તથા વાણીથી શ્રદ્ધા રાખી, અત્યંત તેજસ્વી સનાતન એવા દેવના દેવ ઇશાનનું વારંવાર ચિંતવન કરે છે, તેની કથાઓ સાંભળે છે, બીજાને સંભળાવે છે, અથવા પોતે કહે છે, સ્તુતિ કરે છે, વળી સ્તુતિ કરેલા સંતોષ પામે છે અને રાત્રિ દિવસ તેમાંજ રમે છે. સંસારમાં અનેક પ્રકારની યોનિઓમાં ભમતાં ભમતાં જંતુ પાપથી મૂકાય છે ત્યારે શંકરને વિષે ભક્તિ ઉત્પન્ન થાય છે. ભાગ્યવશાત્ સર્વ સાધનવાળી સર્વપ્રકારની અનન્ય ભક્તિ શંકરને વિષે સર્વ સત્તાથી ઉત્પન્ન થાય છે. વિઘ્ન રહિત, અવ્યભિચારિણી નિશ્ચલ ભક્તિ રૂદ્રમાં ઉત્પન્ન થવી, તે દેવતાઓને વિષે દુષ્પ્રાપ્ય છે તો મનુષ્યોને વિષે પ્રાપ્ત નજ થાય. શંકરની કૃપાથી મનુષ્યોને તે પ્રાપ્ત થાય, જેથી ભગવાન્ શંકરને વિષે આસકત અંતઃકરણવાળા મોટી સિદ્ધિને પામી જાય છે. જે પુરૂષો સર્વભાવનાથી મહેશ્વરને શરણે જાય છે, તે પુરૂષોને શરણે આવેલાને વિષે દયાળુ શંકર સંસારથી ઉદ્ધારે છે, સંસાર મોચન સદાશિવ શિવાય બીજા દેવો મનુષ્યોના તપોબળમાં વિઘ્ન કરે છે. તેમની બીજી શક્તિ નથી.

હે કૃષ્ણ! એ પ્રકારે ઉચ્ચ બુદ્ધિવાળા, ઇન્દ્રકલ્પ એવા તંડિ મુનિએ, રાજધર્મ ધારણ કરતાર સદસતના પતિ ભગવાન શંકરની સ્તુતિ કરી છે, તંડિના કહેલા આ ભગવાન્ શંકરના સ્તોત્રને બ્રહ્મા પોતે ધારણ કરે છે. શંકરને સાન્નિધ્ય બ્રહ્મા નિત્ય ગાન કરે છે, એટલા માટે તેને બ્રાહ્મણ જાણે છે. આ સ્તોત્ર, પુણ્યનું આપનાર, પવિત્ર, નિરંતર પાપને નાશ કરનારૂં, યોગને આપનારૂં, સંતોષ, સ્વર્ગ તથા મોક્ષને આપનારૂં છે. જે પુરૂષ તે સ્તોત્રથી એક ભક્તિવડે શંકરનો પાઠ કરે, તે પુરૂષ, સાંખ્ય યોગિઓ જે ગતિને મેળવે છે, તે ગતિને પામે છે. સાવધાન થઇ શંકરની પાસે એક વર્ષ દિવસ આ સ્તોત્રથી જે ભક્ત પાઠ કરે તે ઇપ્સિત ફળને પામે છે. આ મોટું રહસ્ય બ્રહ્માના હૃદયમાં હતું, બ્રહ્માએ તે ઇન્દ્રને કહ્યું, ઇન્દ્રે મૃત્યુને કહ્યું, મૃત્યુએ રૂદ્રોને કહ્યું, રૂદ્રોએ તંડિને કહ્યું, બ્રહ્મ સદનમાં તંડિએ શુક્રને કહ્યું, તે ભાર્ગવ મુનિએ ગૌતમને શિખવ્યું, ગૌતમે વૈવસ્વત મનુને આપ્યું, તેણે સમાધિનિષ્ઠ એવા બુદ્ધિમાન્ સાધ્ય નારાયણને કહ્યું, અચ્યુત એવા સાધ્ય નારાયણે યમ રાજાને બતાવ્યું. ભગવાન વૈવસ્વત એવા યમરાજાએ નાચિકેતનને કહ્યું. હે વાર્ષ્ણેય! નાચિકેતે માર્કંડેયને કહ્યું, હે જનાર્દન! એ નિયમથી માર્કંડેયથી મને મળ્યું. હે શત્રુને હણનાર! કોઇ દિવસ નહીં સાંભળેલું એવું આ સ્તોત્ર હું પણ તને આપું છું, તે સ્વર્ગને આપનારૂં તથા રોગને નાશ કરનારૂં છે, આયુષ્યને આપનાર તથા ધનને આપનાર વેદે અંગીકાર કરેલા આ સ્તોત્રનો પાઠ

કરનારા પુરૂષને યક્ષો તથા રાક્ષસો, પિશાચો, યાતુધાનો, ગુહ્યકો અને સર્પો પણ વિઘ્ન કરી શકતા નથી. હે પાર્થ ! જે પુરૂષ ઇન્દ્રિયોને જીતી બ્રહ્મચર્ય પાળી પવિત્ર થઇ એક વર્ષ સુધી અખંડિત યોગવાળો થઇ આ સ્તોત્રનો પાઠ કરે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.

यः पठेत् शुचिः पार्थ ब्रह्मचारी जितेन्द्रियः ।
अभग्नयोगो वर्षं तु सोऽश्वमेधफलं लभेत् ॥ १८२ ॥

इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे महादेवसहस्रनामस्तोत्रे गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો. ઋષિઓએ ગાયેલા શંકરના ગુણ.

**वैशंपायन उवाच—महायोगी ततः प्राहः कृष्णद्वैपायनो मुनिः ।
पठस्व पुत्रभद्रं ते प्रीयतां ते महेश्वरः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—ત્યારપછી મોટા યોગી એવા વ્યાસજી યુધિષ્ઠિરની પ્રત્યે કહેવા લાગ્યા કે હે પુત્ર! તું શિવ સહસ્ર નામનો પાઠ કર, તારૂં કલ્યાણ થશે અને મહાદેવજી તને પ્રસન્ન થાઓ; હે પુત્ર ! પૂર્વે મેં મેરૂ પર્વત ઉપર પુત્રને સારૂ મોટું તપ કર્યું ત્યારે આ સ્તોત્રનો પાઠ કર્યો હતો, હે પાંડુ રાજાના પુત્ર ! ઇચ્છેલા સઘળા કામને હું પામ્યો છું તેજ પ્રમાણે તું પણ અવશ્ય શંકરથી સઘળી કામનાઓને પ્રાપ્ત કરીશ. સાંખ્ય માર્ગના આચાર્ય કપિલ મુનિ કહેવા લાગ્યા કે મેં અનેક જન્મ સુધી ભકિતવડે મહાદેવનું આરાધન કર્યું છે, જેથી પ્રસન્ન થઇ ભગવાન શંકરે મને સંસારને ટાળી દે એવું જ્ઞાન આપ્યું છે. પછી આલંબ ગોત્રમાં ઉત્પન્ન થએલા, પ્રખ્યાત, દયાળુ ઇંદ્રના ઇષ્ટ મિત્ર વીરૂશીર્ષ નામના ઋષિ બોલ્યા કે મેં પૂર્વે ગોકર્ણ નામના તીર્થમાં સો વર્ષ સુધી તપ કર્યું હતું. હે પાંડુ રાજાના પુત્ર! મહાદેવથી હું પણ દાન્ત સ્વભાવવાળા ઘણા તેજસ્વી ધર્મ જાણનાર, અયોનિ સંભવ એવા જરા તથા દુ:ખથી રહિત લક્ષ વર્ષના આયુષ્યવાળા સો છોકરાને પામ્યો છું. વળી ભગવાન્ વાલ્મીકિ મુનિ રાજા યુધિષ્ઠિરને એ પ્રકારનું વચન કહેવા લાગ્યા કે, પૂર્વે સામિક મુનિઓની સાથે વાદ થવાથી તું બ્રહ્મહત્યારો થા, એવો તેમણે મને શાપ દીધો હતો. હે ભારત ! કહેતા માત્રમાં તે પાપથી વિંટાએલો હું પાપ રહિત, અમોઘ એવા ઇશાનને (શંકર) શરણે ગયો, દુ:ખને ઉખેડી નાંખનાર શંકરે તે પાપોથી મને મુક્ત કર્યો. વળી ત્રિપુર દૈત્યને હણનાર શંકરે મને કહ્યું કે જરૂર આગળ તારો યશ થશે. જળહળતા સૂર્યની પેઠે ઋષિઓની મધ્યે ઉત્તમ એવા જમદગ્નિના પુત્ર પરશુરામે કુન્તિના પુત્ર યુધિષ્ઠિરને આ પ્રકારે કહ્યું. હે પાંડવાગ્રજ ! મોટા ભાઇઓના વધથી દુ:ખી થએલો હું પવિત્ર થઇ મહાદેવને શરણે ગયો, સહસ્રનામોવડે સ્તુતિ કરેલા મહાદેવ મને પ્રસન્ન થયા. પછી મને પરશુ તથા બીજાં દિવ્ય અસ્ત્ર આપ્યાં અને કહ્યું કે તને પાપ નહીં લાગે તથા તું અજેય થઇશ, મૃત્યુ તારો પરાભવ નહીં કરે, તું જરા વગરનો હોઇશ. કલ્યાણકારક શરીરવાળા શંકરે મને એ પ્રકારે કહ્યું, તેમના પ્રસાદથી તે સઘળું કહેલું મને મળ્યું. વિશ્વામિત્ર કહે છે કે જ્યારે હું ક્ષત્રિય

હતો ત્યારે બ્રાહ્મણ થવાને શંકરનું આરાધન કર્યું હતું તેમના પ્રસાદથી મોટું દુર્લભ એવું બ્રાહ્મણપણું મને મળ્યું. અસિત તથા દેવળ મુનિ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે હે કુન્તિના પુત્ર! હે વિભો! પૂર્વે ઇન્દ્રના શાપથી અમારો ધર્મ નાશ પામ્યો, ત્યારે પ્રભુ (શંકર) એ અમને યશ, આયુષ્ય ધર્મ તથા મોટાઇ એ સઘળું આપ્યું. બૃહસ્પતિના જેવી કાન્તિવાળા ઇન્દ્રના સખા ભગવાન્ ગૃત્સમદ નામના ઋષિ યુધિષ્ઠિરને કહે છે કે અચિંત્ય એવા શતક્રતુના એક હજાર વર્ષ ચાલતા યજ્ઞમાં મારાથી વેદનો મંત્રોચ્ચાર અન્યથા પ્રકારે થતો જોઇ ભગવાન્ ચાક્ષુષ મનુનો વરિષ્ઠ નામનો છોકરો રથંતરની પ્રત્યે બોલ્યો કે હે બ્રાહ્મણોમાં ઉત્તમ! એ બરોબર નથી વર્તતો, હે દ્વિજોત્તમ! મિથ્યાભિમાની વેશનો ત્યાગ કરી બુદ્ધિવડે વિચાર કર, હે દુર્મતે! યજ્ઞ ન સાંખી શકે એવું પાપ તેં કર્યું. એ પ્રકારે કહીને મહા ક્રોધી શંભુને કહેવા લાગ્યા કે બુદ્ધિ વગરનો દુઃખી, હમેશાં બીનારો એ વનચર છે. અગીઆર હજાર અને આઠસેં વર્ષ સુધી પાણી તથા પવન વગરના અને મૃગ તથા બીજાં પ્રાણીઓએ વર્જીત એવા, રૂરૂ તથા સિંહ જાતના પ્રાણીઓએ સેવેલા યજ્ઞિય વૃક્ષ જેમાં નથી એવા વનમાં મહા દુઃખે વિંટલાએલો તું ક્રૂર મૃગ થાઓ. હે પાર્થ! એના કહેવા પછી તરત હું મૃગ થયો. ત્યાર પછી હું શંકરને શરણે ગયો. યોગી એવા મહેશ્વર મને કહેવા લાગ્યા કે દુઃખે વર્જીત એવો હું અજરામર થાઓ, તને અવૈષમ્ય સુખ હો, તમારો બેઉનો યજ્ઞ વૃદ્ધિ પામો, એ પ્રકારે સમર્થ ભગવાન્ શંકર અનુગ્રહ કરે છે.

હમેશાં સુખ દુઃખને વિષે જેમ સારૂં થાય તેમ તે ધાતા તથા વિધાતારૂપે કરે છે. કર્મ, વાણી તથા મનવડે ભગવાન્ અચિંત્ય છે. હે યુદ્ધને વિષે શ્રેષ્ઠ! મારા સમાન વિદ્યાર્થી બીજો શ્રેષ્ઠ પંડિત નથી. તે સમયે બુદ્ધિમાનોની મધ્યે શ્રેષ્ઠ એવા વાસુદેવ કહેવા લાગ્યા, કે સોનાના જેવાં જેનાં નેત્ર છે, એવા મહાદેવને મેં તપ કરીને સંતોષ પમાડયા, ત્યાર પછી હે યુધિષ્ઠિર! પ્રસન્ન થએલા તે મારી પ્રત્યે બોલ્યા કે મારા પ્રસાદથી તું લોકને ઘણોજ પ્રિય થઇશ, યુદ્ધમાં તું કોઇથી નહીં જીતાય, અગ્નિના જેવું તેજ તથા બીજા હજાર વર મહાદેવે મને આપ્યા. વળી એક વખત પૂર્વે મણિમય શૈલપર મેં અગીઆર લાખ વર્ષ સુધી શંકરને પૂજ્યા, ત્યારે પ્રસન્ન થઇ ભગવાને મને આવું વચન કહ્યું. તારા મનની ઇચ્છા પ્રમાણે વરદાન માગ, તારૂં કલ્યાણ હો. પછી માથું નમાવી હું બોલ્યો કે હે મહાદેવ! મારી પરમ ભક્તિવડે જો આપ પ્રસન્ન થયા હો તો, હે ઇશાન! નિત્ય કાળ તમારી સ્થિર ભક્તિ મનેહો, પછી શિવજી-'એ પ્રકારે હો,' એમ કહી ત્યાંથી અંતર્ધ્યાન થયા. જૈગીષવ્ય ઋષિ બોલ્યા—હે યુધિષ્ઠિર! પૂર્વે વારાણસીમાં બળવાન ભગવાને મને બીજા યત્નવડે આઠ ગણું ઐશ્વર્ય આપ્યું હતું ગર્ગાચાર્ય કહે છે કે હે પાંડવ! સરસ્વતીના તટમાં મનો યજ્ઞથી સંતુષ્ટ થએલા મહાદેવે ચોસઠ જેને અંગ છે એવી કળાઓના સમૂહનું અદ્ભુત જ્ઞાન મને આપ્યું. વળી વેદ વિદ્યાના જાણનારા મારા સમાન એક હજાર પુત્રો આપ્યા અને પુત્ર સહવર્તમાન મને દશ લાખ વર્ષનું આયુષ્ય આપ્યું. પરાશર ઋષિ કહે છે—હે નૃપ! અહિયાં પૂર્વે માનસિક પૂજન કરી મહાદેવને પ્રસન્ન કરી, મોટા તપવાળો, મહા તેજસ્વી મોટો યોગી, શોભાવાળો, કરૂણાળુ વેદ વ્યાસ નામનો મોટો યશસ્વી, એવો આ પુત્ર પણ મને મહેશ્વરથી થાય, એવો મારા હૃદયનો અભિપ્રાય જાણી, દેવતાઓની મધ્યે ઉત્તમ એવા શંકરે મને કહ્યું કે તેં જે અમારી સંભાવના કરી તે પુણ્યથી તને કૃષ્ણ નામનો પુત્ર ઉત્પન્ન થશે, તે સાવરણી મન્વંતરમાં

સપ્તર્ષિના પદને પામશે. વળી તે વેદનો વક્તા તથા કુરૂ વંશને કરનારો, જગતના હિતને માટે ઇતિહાસ પુરાણ કરનારો મહામુનિ મહેન્દ્રને વહાલો થશે. હે પરાશર ! તારો છોકરો અજરામર થશે. એ પ્રકારે કહી હે યુધિષ્ઠિર ! મોટા યોગી ઐશ્વર્યવાળા, અક્ષય અવિનાશી એવા શંભુ ત્યાંજ અંતર્ધ્યાન થયા. માંડવ્ય ઋષિ કહે છે કે હે મનુષ્યોના ઇશ્વર ! હું ચોર ન છતાં ચોરની શંકાએ શૂલીએ ચઢયો ત્યારે શૂલી ઉપર રહેલા મેં સ્તુતિ કરેલા દેવે મને કહ્યું કે તું મોક્ષ પામીશ અને શૂલથી તું અર્બુદ વર્ષ જીવીશ, હે વિપ્ર ! શૂલની થએલી પીડા તને નહી જણાય આધિ તથા વ્યાધિથી મુક્ત થઇશ, કેમકે હે મુને ! તપ, શૌચ, દમ અને સત્ય એ ચતુષ્પાદ ધર્મથી તારૂં શરીર ઉત્પન્ન થયું છે. તું અનુપમ થઇશ, અવશ્ય જન્મને સફળ કર, તું વિઘ્ન રહિત સઘળાં તીર્થના અભિષેકને પામીશ. હે વિપ્ર ! અક્ષય સ્વર્ગ હું તને આપીશ, એ પ્રકારે કહીને ગજાસુરનું ચર્મ જેણે ઓઢયું છે એવા મોટી કાન્તિવાળા મહારાજ મહેશ્વર ભગવાન વૃષભ ઉપર બેઠેલા દેવતાઓની મધ્યે શ્રેષ્ઠ, ગણોએ સહવર્તમાન ત્યાં અંતર્ધ્યાન થઇ ગયા.

ગાલવ ઋષિ કહેવા લાગ્યા કે વિશ્વામિત્રે નહીં આજ્ઞા કરેલો હું પિતાની પાસે આવ્યો, ત્યારે દુ:ખી થએલી અત્યંત રડતી રડતી મારી મા મને કહેવા લાગી કે હે તાત ! હે પાપ રહિત ! વિશ્વામિત્રે નહીં આજ્ઞા કરેલા દાન્ત તથા તરૂણ એવો વેદાભૂષિત છતાં તને પિતા નહીં જુવે. માતાનું વચન સાંભળી પિતાના દર્શનથી નિરાશ થએલો, નિયતાત્મા ( ઇંદ્રિય નિગ્રહ ) થઇ મહાદેવ પાસે ગયો. તે મારી પ્રત્યે બોલ્યા કે તારાં માતા પિતા તથા તું મૃત્યુ વિવર્જિત થશો, અને ઉતાવળો ઘેર જા, તું પિતાને દેખીશ. પછી હે યુધિષ્ઠિર ! ભગવાને આજ્ઞા કરેલો હું ઘેર ગયો તો અગ્નિહોત્રથી પરવારીને બહાર નિકળેલા પિતાને દીઠા. વાયુના અથડાવાથી વેરાતાં તે અન્નાદિકને છોડી દઇ, જળનો સ્પર્શ કરી હાથમાં પદ્મકુશ ગ્રહણ કરી, પ્રેમનાં આંસુ પડવાથી જેનાં નેત્ર વિહ્વળાં થયાં છે એવા, નમસ્કાર કરતા મને, માથું સુંઘી છાતી સાથે દબાવી બોલ્યા કે હે પુત્ર ! મારૂં મોટું ભાગ્ય, કે મેં તને આજ વેદ વિદ્યામાં નિપુણ થએલો આશ્રમમાં આવેલો દીઠો છે,

વૈશંપાયન કહે છે–મહાત્મા શંકરનાં એટલાં બધાં અદ્ભુત કર્મ ઋષિઓએ કહેલાં સાંભળી યુધિષ્ઠિર વિસ્મય પામ્યા. ત્યાર પછી બુદ્ધિમાનોની મધ્યે ઉત્તમ એવા કૃષ્ણ ફરીને, ઇન્દ્રની પ્રત્યે જેમ વિષ્ણુ કહે, તેમ ધર્મના ભંડાર યુધિષ્ઠિરની પ્રત્યે કહેવા લાગ્યા કે સૂર્યજ તપતા ન હોય એવા ઉપમન્યુ ઋષિ મારી પ્રત્યે બોલ્યા કે જે પુરૂષો અશુભ એવા પાપ કર્મોથી ઠગાએલા છે, તે રજોગુણ તથા તમોગુણની વૃત્તિઓવાળા પુરૂષો શંકરને શરણે નથી જતા, પણ જે ભાવને જાણનારા ભાવિક એવા બ્રાહ્મણો છે તે શંકરને શરણે જાય છે. વગડામાં વસનારા આત્મજ્ઞાનને જાણનારા મુનિઓની મધ્યે જે સર્વ પ્રકારે પરમેશ્વરને વિષે દૃઢ ભક્ત થાય છે તેને સંતુષ્ટ થએલા, રૂદ્ર, બ્રહ્મત્વ, કેશત્વ, શિવત્વ અથવા દેવતાઓએ સહિત ત્રણ લોકનું આધિપત્ય આપે છે. હે તાત ! મનવડે પણ જે મનુષ્યો શિવને શરણે જાય છે તે સઘળાં પાપ ધોઇ નાખી દેવની સંગાથે વસે છે, જે મર્યાદાને ભેદી આ સઘળું જગત ત્યાગ કરી, વિરૂપાક્ષ દેવનું યજન કરે છે, તે પાપથી લીંપાતા નથી. સર્વ લક્ષણથી હીન હોય, સઘળાં, પાપથી વિંટાએલો હોય તથાપિ મનવડે શિવની સ્તુતિ કરે તો તેનાં સઘળાં પાપ ટળે છે. હે કેશવ ! મહાદેવના શરણને પામેલા કીટ, પતંગ પક્ષિ તથા તિર્ય-

કોઈથી પણ લેશ ભય નથી જાણતો. પૃથ્વીમાં જે મનુષ્યો એક મહાદેવનાજ ભકત છે, તે સંસારને વશ થતા નથી, એ પ્રકારે મારી બુદ્ધિનો નિશ્ચય છે. વળી ધર્મના પુત્ર યુધિષ્ઠિરને કૃષ્ણ વચન કહે છે કે આદિત્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, સ્વર્ગ, પૃથ્વી, જળ, વસુ, વિશ્વદેવ બ્રહ્મા, શુક્ર, મારૂત, બ્રહ્મ, સત્ય, વેદ, યજ્ઞ, દક્ષિણા, ઉપનિષદ્ સોમ, યષ્ટા, હવિ, રક્ષા, સંયમ સ્વાહા, વષટ્કાર, બ્રાહ્મણો, ગાય, ધર્મ, કાળચક્ર, બળ, યશ, દમ, બુદ્ધિમાનોની સ્થિતિ, પાપ, પુણ્ય, સપ્તર્ષિ, બ્રહ્માકારવૃત્તિ, મનવડે તથા દર્શનોવડે સ્પર્શ કર્મોની જે મુખ્ય સિદ્ધિ, દેવના, સમૂહ, સોમપાન કરનારા, વરાળ પીનારા લેખા (દેવતા), સુયામા (એક જાતના દેવ), તૃષિતા દેવો, બ્રહ્મકાય આભસુર ગંધપાન કરનારા, ધુમ્રપાન કરનારા વાણીના નિયમવાળા, મનને નિયમમાં રાખનારા, શુદ્ધ, યોગમાર્ગવડે અનેક શરીર ધારણ કરનારા, સ્પર્શ કરીને જીવનારા, આસન જીતેલા, દૃષ્ટિવડે પાન કરનારા તથા ઘી પીનારા દેવ, સંકલ્પિત વસ્તુને દેખાડનારા, એ દેવતાઓમાં મુખ્ય અને બીજા દેવતાઓ, સુપર્ણ, ગંધર્વ, પિશાચ, દાનવ, યક્ષલોક, ચારણ, પન્નગ, સ્થૂળ, સૂક્ષ્મ, મૃદુ, સુખ, દુઃખ, સાંખ્ય, યોગ, એ બધાં જે મેં કહ્યાં તે સઘળાં બ્રહ્મ થકી પર એવા શંકરથી ઉત્પન્ન થએલાં તું જાણ. શુદ્ધ તત્વને જાણવાની ઇચ્છા રાખનારાએ વર્ણન કરેલા, સઘળાં ભૂતને રચનારા શંકરથી ઉત્પન્ન થયેલા સઘળા દેવો આ ભુવનને પાળે છે, અને જેઓ આ પૃથ્વીમાં આવી શિવની રચેલી પુરાતની સૃષ્ટિનું રક્ષણ કરે છે તથા તપવડે તેના સ્થૂળ સ્વરૂપનું ચિંતવન કરે છે, એવા વાણી તથા મનથી અગોચર તત્વરૂપ શંકરને જીવન તથા મોક્ષને અર્થે નમસ્કાર કરૂં છું. સ્તુતિ કરેલા અવિનાશી પ્રભુ વેદરૂપ ઇશ્વર અમને હમેશાં ઇચ્છેલાં વરદાન આપો. જે પુરૂષ પવિત્ર થઇ, ઇન્દ્રિયોને નિયમે રાખી, અખંડિત યોગવાળો થઇ. આ સ્તોત્રનો એક માસ પર્યંત પાઠ કરે તો તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે. બ્રાહ્મણ સઘળા વેદને પામે, ક્ષત્રિય પૃથ્વીને સંગ્રામમાં મેળવે, અને વૈસ્ય લાભને પામે, શૂદ્ર આ લોકોમાં સુખ તથા ડહાપણ મેળવી અન્તે ગતિને પામે, મનુષ્ય આ સ્તવરાજના પાઠ કરવાથી તથા રૂદ્રને વિષે મન ધારણ કરવાથી સર્વ દોષને ટાળે એવું પુણ્ય તથા પવિત્ર યશ મેળવે, હે ભરતખંડના રાજન! એના શરીરમાં જેટલાં રૂવાં છે, તેટલાં હજાર વર્ષ સૂધી તે મનુષ્ય સ્વર્ગમાં વસે.

**यावंत्यस्य शरीरेषु रोमकूपाणि भारत ।**
**तावंत्यब्दसहस्राणि स्वर्गे वसति मानवः ॥ ८९ ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे श्रीशंकरमाहात्म्ये गुर्जर-भाषायां अष्टदशोऽध्यायः ॥ १८ ॥**

---

## અધ્યાય ૧૯ મો. અષ્ટાવક્રને કામીવૃદ્ધા.

**युधिष्ठिर उवाच—यदिदं सहधर्मेति प्रोच्यते भरतर्षभ ।**
**पाणिग्रहणकाले तु स्त्रीणामेतत्कथं स्मृतम् ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતકુળમાં ઉત્તમ! હસ્તમેલાપ સમયે જે '**સહધર્મ**' એ પ્રકારે બોલે છે, તે સ્ત્રીઓને કેમ ઘટે વારૂ? '**સહધર્મ**' એ પ્રકારે મોટા ઋષિઓએ પૂર્વે કહેલું

વાકય આર્ષ વિવાહ, પ્રજાપત્ય અથવા અસુર વિવાહરૂપ ધર્મની અપેક્ષાએ બોલાય છે કે કેમ? એ મારા મનમાં મોટો સંદેહ છે. મારી બુદ્ધિ એથી વિરૂદ્ધ છે, આ લોકમાં '**સહધર્મ**' (સ્ત્રીપુરૂષે સાથે ધર્મ આચરવો) ઘટે પણ મરવા પૂંઠે તે સહધર્મ કયાં રહ્યો? હે પિતામહ! મરનારાંઓને સહધર્મે સ્વર્ગ મળે? પહેલું એક મરી જાય, તો પછી એક કયાં રહે? તે મને કહો? જ્યારે જૂદાં જૂદાં કર્મની વાસનાઓથી ભિન્ન ભિન્ન આચરણવડે પૃથક્ પૃથક્ ફળને મેળવતા અનેક પ્રકારનાં નરકને આચરેલા ઘણા મનુષ્યો જણાય છે, અને સૂત્રકારે પણ સ્ત્રીઓને સાહસ કરનારી મૂર્ખ ઠરાવેલી છે, ત્યારે હે તાત! અનૃતા સ્ત્રીઓને '**સહધર્મ**' એ કેમ ઘટે છે? સ્ત્રીઓ અનૃતા છે, એમ વેદ પણ કહે છે, તો એ ધર્મ, પૂર્વે, બતાવેલી સંજ્ઞારૂપ ધર્મ થયો કે ઉપચાર અને ક્રિયાવિધિરૂપ થયો? મને રાત્રિ દિવસ વિચાર કરતાં એ ઘણું કઠણ ભાસે છે, માટે હે બુદ્ધિમાન્! હે પિતામહ! એ સઘળું જેમ છે, જે પ્રકારે પ્રવર્તે છે, તે શ્રુતિના અભિપ્રાય પ્રમાણે સઘળું નિઃસંદેહ મને કહો?

ભીષ્મપિતા કહે છે—હે ભારત! આ સ્થળે પણ હું તને અષ્ટાવક્ર ઋષિનો દિશાની સાથે થએલો સંવાદરૂપ પુરાતન ઇતિહાસ ઉદાહરણ તરીકે કહું છું. પૂર્વે અષ્ટાવક્ર નામના મોટા તપસ્વી ઋષિએ પરણવાની ઇચ્છાએ મહાત્મા વદાન્ય ઋષિની કન્યાની યાચના કરી. તે કન્યાનું નામ સુપ્રભા હતું. રૂપ, ગુણ, પ્રભાવ, શીલ, ચારિત્ર અને શોભાવાળી એના સરખી બીજી પૃથ્વીમાં કોઇ નહોતી. સુંદર નેત્રવાળી તે કન્યાએ વસંતઋતુમાં પુષ્પથી યુક્ત શોભિતી વનરાજીની પેઠે અષ્ટાવક્રનું મન હરી લીધું. વદાન્યઋષિ કહેવા લાગ્યા કે મારી પુત્રી તને આપું, પણ સાંભળ જ્યારે તું પુણ્યવાળી ઉત્તર દિશાને જોઇ આવે તોજ આપું. અષ્ટાવક્ર પૂછે છે કે ત્યાં શું જોવાનું છે તે તમે મને કહો. પછી હું તમારા કહેવા પ્રમાણે કરીશ. વદાન્યઋષિ કહે છે–હિમાચલ પર્વત અને કુબેરનું આલય મૂકી રૂદ્રનું સ્થાન આવે છે. તે સિદ્ધ ચારણોએ સેવા કરેલું વિવિધ પ્રકારનાં જેમનાં મુખ છે એવા હર્ષવડે નાચતા પાર્ષદોએ વ્યાપ્ત, બીજાં અનેક પ્રકારના શરીરવાળાં દિવ્ય પિશાચો હાથમાં કાંસીજોડાં લઈ વિજળીની પેઠે ભ્રમણ કરતા હર્ષયુક્ત નૃત્યોવડે ત્યાં શંકરની સેવા કરે છે. અવશ્ય પર્વતમાં દિવ્ય એવું ઇપ્સિત સ્થાન છે, એમ સાંભળ્યું છે, અને પાર્ષદો તથા શંકર હમેશ ત્યાં રહે છે. ત્યાં શંકરને અર્થે દેવીએ દુશ્ચર તપ આચર્યું છે, માટે ઉમિયા તથા શંકરને તે ઘણું વ્હાલું છે એમ સાંભળ્યું છે. તે મોટા પર્વતની પૂર્વે તથા ઉત્તરમાં દેવની તથા મનુષ્યની ઋતુ, કાળ, તથા રાત્રિ એ સઘળાં દિવ્યરૂપ ધારણ કરી શંકરની ઉપાસના કરે છે, તે સ્થાનને છોડી જરૂર તારે આગળ જવું; પછી તું મેઘના સરખી કાન્તિવાળા નીલ વનને જોઇશ, ત્યાં રમણીય તથા મનને હરણ કરે એવી સ્ત્રીને દેખીશ. તપસ્વિની, મોટા ભાગ્યવાળી, દીક્ષામાં બેઠેલી તે વૃદ્ધાને જોઇ, પ્રયત્નથી તેની પૂજા કરી તેનાં દર્શન કરી પાછો વળ. પછી તું પાણિ ગ્રહણ કરીશ, આ સઘળો સમય સાધ અને ત્યાં જા.

અષ્ટાવક્ર કહે છે–ઘણું સારૂ, સમય સાધું છું, તમારા કહેવા પ્રમાણે હું ત્યાં જઇશ; હે સાધો! તમારી વાણી સત્ય હો, ભિષ્મપિતા કહે છે એમ કહી ભગવાન્ અષ્ટાવક્ર ઉત્તમ એવી ઉત્તર દિશામાં સિદ્ધ અને ચારણ લોકોએ સેવેલા હિમાલય પર્વત પ્રત્યે ગયા. બ્રાહ્મણોની મધ્યે સિંહ એવા અષ્ટાવક્ર ઋષિ, હિમાચળ પર્વતમાં ઘણા જળવાળી, ધર્મશાલિની પુણ્યવાળી એવી ગંગા નદી પ્રત્યે આવી ઘણા પવિત્ર એવા અશોકતીર્થમાં સ્નાન કરી દેવતાઓનું

તર્પણ કરવા લાગ્યા. તે રાત્રિ દર્ભની સાદડી ઉપર સુઇ સુખવડે ત્યાં ગાળી. પછી પ્રાતઃકાળે ગંગામાં સ્નાન કરી, અગ્નિ સળગાવી મુખ્યત્વે તેની સ્તુતિ કરી. ત્યાં રૂદ્ર તથા રૂદ્રાણીને મળી હૃદયમાં ચિંતવન કર્યું. થોડીવાર વિશ્રામ લઈ, ઉઠીને કૈલાસ ભણી ચાલ્યા. પછી મંદાકિની અને નલિની એવું મહાત્મા કુબેરનું સાક્ષાત્ લક્ષ્મીની પેઠે શોભતું સોનાનું દ્વાર દીઠું. સઘળા રાક્ષસો હથિઆરોવડે તે પદ્મિનીનું રક્ષણ કરતા હતા, ભગવાન્ અષ્ટાવક્રને આવતા જોઇ મણિભદ્ર આદિ સઘળા દ્વારરક્ષકો ઉઠીને સામા આવ્યા. મોટું જેમનું પરાક્રમ છે એવા તે રક્ષકોએ સત્કાર કર્યો. મને કુબેરની પાસે સત્વર લઇ જાઓ એમ તે રાક્ષસોની પ્રત્યે બોલ્યા. હે રાજન્! તે રાક્ષસોએ ભગવાન અષ્ટાવક્રને કહ્યું કે, કુબેર રાજા પોતે તમારી પાસે આવે છે. તમારા આવવાનું જે કાર્ય છે તે તેણે જાણ્યું છે. તેજવડે પ્રકાશમાન્ ભાગ્યશાળી તેમને તમે જોશો. પ્રતિહારો એમ કહે છે એટલામાં કુબેરે ત્યાં આવી અનિંદિત અષ્ટાવક્રને વિધિવત્ કુશળ પૂછયું. પછી બ્રહ્મર્ષિ એવા તે તેમની પ્રત્યે બોલ્યા કે સુખ પામેલા તમે મારાથી શું કરવાની ઇચ્છા રાખો છો? હે બ્રાહ્મણ! મને કહો, જે કહેશો તે સઘળું હું કરીશ, હે દ્વિજોત્તમ! યથેચ્છિત કામનાવાળા મારા ઘરમાં પ્રવેશ કરો. સત્કાર કરેલા કૃતકાર્ય એવા તમે નિર્વિઘ્ન ગતિ કરશો. બ્રાહ્મણોની મધ્યે ઉત્તમ એવા અષ્ટાવક્રનો હાથ ઝાલી તેમને પોતાના ઘરમાં આણ્યા. પાદ્ય, અર્ધ્ય તથા પોતાનું આસન અષ્ટાવક્રને આપ્યું. અષ્ટાવક્ર તથા કુબેરના બેઠા પછી મણિભદ્ર આદિ કુબેરના યક્ષ, ગાંધર્વ તથા કિન્નરો ત્યાં આવ્યા. ત્યાર પછી બેઠેલા એવા તેઓને કુબેર કહેવા લાગ્યા કે તમારી મરજી પ્રમાણે આજ્ઞા લઇ અપ્સરાઓના ગણ અત્રે નૃત્ય કરો. તમારૂં આતિથ્ય તથા સેવા રૂડે પ્રકારે થાઓ. અષ્ટાવક્ર મુનિ મધુર વાણીથી બોલ્યા કે કુબેરના કહેવા પ્રમાણે કરો. પછી ઉર્વરા, મિશ્રકેશી, રંભા, ઉર્વશી, અલંબુષા, ધૃતાચી, મિત્રા, ચિત્રાંગદા, રૂચિ, મનોહરા, સુકેશી, સુમુખી, હાસિની, પ્રભા, વિદ્યુતા, પ્રશમી, દાન્તા, વિધાતા તથા રતિ એટલી અને બીજી ઘણી અપ્સરાઓ ત્યાં નૃત્ય કરવા લાગી, અને ગાંધર્વો વિવિધ પ્રકારના વાજીંત્ર વગાડવા લાગ્યા. દિવ્ય આસન ઉપર ઋષિ બેઠેલા હતા તે ગાંધર્વો જેના મોં આગળ ગાન કરતા હતા. એમ ત્યાં તે મોટા તપવાળા અષ્ટાવક્રને દેવનો સંવત્સર વીતી ગયો. ત્યારે ભગવાન્ અષ્ટાવક્રને કુબેરે કહ્યું કે હે વિપ્ર! તમને અહિયાં રહેતાં સો વર્ષ થયાં. હે બ્રહ્મન્! આ ગાંધર્વ નામનો વિષય મન હરણ કરે એવો છે. હે વિપ્ર! તમારી ઇચ્છા પ્રમાણે જેમ કહો છો તેમ વર્તાય છે. તમે અતિથિ અમારે પૂજા કરવા યોગ્ય છો. આ ઘર તમારૂં છે, તમે ઉતાવળા આજ્ઞા કરો તે પ્રમાણે તમારા પ્રતિ અમો વર્તીએ. કુબેરનું વચન સાંભળી તેના ઉપર પ્રસન્ન થએલા ભગવાન્ અષ્ટાવક્ર બોલ્યા કે હે ધનેશ્વર! યથા ન્યાય તેં મારૂં અર્ચન કર્યું છે, હવે હું જઇશ. હે ધનાધિપ! આ સઘળું તને યોગ્ય છે, હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તારા પ્રસાદથી અને મહાત્મા ભગવાન્ મહર્ષિના નિયોગથી હમણાં હું જાઉં છું. તું વૃદ્ધિ તથા ઋદ્ધિવાળો થા. એ પ્રકારે કહી ત્યાંથી ભગવાન અષ્ટાવક્ર ઉત્તર દિશા તરફ ચાલ્યા. કૈલાસ પર્વત, મંદરાચલ તથા હિમાચળ સર્વ સ્થળે ફર્યા. તે મોટા શૈલોને મૂકી ઉત્તમ એવા કૈરાત (ભિલનો વેષ ધારણ કરેલા મહાદેવના) સ્થાનમાં આવ્યા. સાષ્ટાંગ નમન કરી તેની પ્રદક્ષિણા કરી. પછી પૃથ્વીમાં ઉતરી તે પવિત્ર દેહવાળા થયા. ત્રણે પર્વતોની પ્રદક્ષિણા કરી ઉત્તર દિશાએ સપાટીવાળી પૃથ્વીપર હર્ષ યુક્ત થઇ ઉતરી ચાલ્યા. આગળ જતાં રમણીય વનોદ્દેશ દેખાયો. સર્વ ઋતુઓનાં ફળ, મૂળ અને પક્ષિઓવડે ભરપૂર એવા વનોદ્દે-

આમાં ભગવાન અષ્ટાવક્રે દિવ્ય આશ્રયપદ દીઠું. સુવર્ણ તથા રત્નથી આભૂષિત એવા, વિવિધ પ્રકારના શૈલો નજરે પડયા. કમળવાળી મણિની રૂડી પૃથ્વી દીઠી. બીજાં પણ રમણીય સ્થાન જણાતાં હતાં, મહાત્મા ઋષિનું મન ઘણું હર્ષ પામ્યું. કુબેરના ઘરથી ઉત્તમ રત્નમય સોનાનું ઘર ત્યાં ઋષિએ દીઠું. જ્યાં વિવિધ પ્રકારના મણિ અને સોનાના પર્વત જણાતા હતા અને વિવિધ પ્રકારનાં રત્નવાળાં સુંદર વિમાનો તથા મંદારનાં પુષ્પો અને મંદાકિની નામની નદી, સ્વયંપ્રકાસ મણિ તથા વજ્ર જાતના મણિઓવડે તે પૃથ્વી શોભતી જણાતી હતી. મોતીની લટરોવાળાં નાના પ્રકારનાં રત્ન તથા મણિનાં તોરણોવાળાં અનેક પ્રકારનાં ભુવનોથી ચારે પાસે મન તથા દૃષ્ટિને હરણ કરે એવાં શુભ સ્થાન તથા ઋષિઓથી વિંટાએલો તે આશ્રમ મનોહર દીસતો હતો. અષ્ટાવક્રના મનમાં ચિંતા થઇ કે અંત્રે કોણ રહેતું હશે?

પછી બારણાના સન્મુખ જઇ ઉભા રહી આ પ્રકારે બોલ્યા. આ સ્થાનમાં જે રહેતું હોય તેને કહું છું કે હું અતિથી આવ્યો છું તે જાણજો, એટલું કહેતામાં તે ઘરમાંથી મનને હરણ કરે તેવી નાના પ્રકારનાં રૂપવાળી સાત કન્યાઓ બહાર આવી વિંટાઇને ઉભી રહી. જે જે કન્યાને અષ્ટાવક્ર જોવા લાગ્યા, તે તે એક કરતાં બીજી અધિક મનોહરા જણાતી હતી. અષ્ટાવક્ર પોતાના મનને વારવાને શક્તિમાન ન થયા. તેનામાં મન વિકલ થયું. થોડીવારે બુદ્ધિમાન્ બ્રાહ્મણને ધીરજ આવી, પછી તે સ્ત્રીઓએ કહ્યું, કે ભગવાન્ ઘરમાં પ્રવેશ કરો. અષ્ટાવક્ર બ્રાહ્મણ સુરૂપા કન્યાઓના તે ઘરમાં આશ્ચર્ય યુક્ત થઈ પેઠા. તે ઘરમાં વિજળીના જેવાં વસ્ત્ર પહેરેલી નાના પ્રકારના અલંકારવાળી એક વૃદ્ધા પર્યંકપર બેઠેલી દીઠી. અષ્ટાવક્રે '**સ્વસ્તિ**' એ પ્રકારે તેને આશિર્વાદ દીધો. વૃદ્ધા ડોસીએ સામી આવી બિરાજો, એ પ્રકારે અષ્ટાવક્રનો સત્કાર કર્યો. અષ્ટાવક્ર બોલ્યા કે જે ડાહી અને ઘણી શાન્ત હોય તે એકજ મારી પાસે રહો અને બાકીની પોતાની ઇચ્છા પ્રમાણે સૌ સૌના મંદિર પ્રત્યે જાઓ. ઋષિના કહેવાથી તે સાતે અષ્ટાવક્રની પ્રદક્ષિણા કરી તે ઘરમાંથી નીકળી ગઇ. ફક્ત વૃદ્ધાજ ત્યાં રહી. પછી થોડી વારે અષ્ટાવક્ર સુંદર શયન સ્થળમાં પ્રવેશ કરી તે વૃદ્ધાને કહેવા લાગ્યા કે હે કલ્યાણી! તમે પણ સુઇ જાઓ, રાત્રિ ઘણી ગઇ છે. સુંદર આલાપ વડે વીનવેલી વૃદ્ધા બીજા મોટા કાન્તિવાળા પર્યંકમાં સુતી. થોડીવાર પછી ટાઢના નિમિત્તથી શરીરે કાંપતી તે વૃદ્ધા મોટા ઋષિ એવા અષ્ટાવક્રને ચેતવી તેની શય્યામાં આવી, સ્વાગતાથી આવેલી તે વૃદ્ધાને અષ્ટાવક્રે જોઇ. હે નરશ્રેષ્ઠ! તેણે પ્રીતિથી પોતાના બેઉ હાથે કાષ્ટમાં રહેલા કીડાના જેવા નિર્વિકાર ઋષિને આલિંગન દીધું. તેને જોવાથી દુઃખી થએલી વૃદ્ધા ઋષિની સાથે બોલવા લાગી કે હે બ્રાહ્મન્! પુરૂષના સંયોગથી કામ ઉત્પન્ન થયેલી સ્ત્રીઓને સર્વથા ધીરજ રહેતી નથી. કામભાવથી મોહ પામેલી તમને ભજતી એવી મને તમે સ્વીકારો. હે મહર્ષે! મારી સાથે સંમુખ આવી જાગૃત કામવાળા થાઓ. હે વિપ્ર! તારે વિષે કામભાવથી પીડાએલી મને આલિંગન આપ્ય. હે ધર્માત્મન્! આ તારા તપના ફળને હું પૂજુ છું. દર્શન થવાથીજ પ્રાર્થના કરેલી ભજન કરતી એવી મને ભજો. મારૂં આ ધન અને બીજું સઘળું જે તમે જુઓ છો તેના તથા મારા સ્વામિ થાઓ. મારી સાથે રમો. હે વિપ્ર! આ ફળપ્રદ એવા સુંદર વનમાં હું તારા સઘળા કામ પૂરાં કરીશ; જો મારી સાથે રમીશ તો હું તારે વશ થઇશ. મનમથે (કામે) પ્રેરણા કરેલી સ્ત્રીઓ પોતાની મરજી પ્રમાણે વર્તે છે, તપેલી વેળુઓથી પણ દાઝતી નથી.

અષ્ટાવક્ર કહે છે—હે કલ્યાણી! કદાપિ હું પરસ્ત્રી સાથે સંગ કરતો નથી. પરદારા-
ું અભિમર્શણ ધર્મશાસ્ત્ર જાણનારાઓએ દૂષિત ગણ્યું છે. હે ભદ્રે! ધર્મ સંકલ્પથી
ુવાની ઇચ્છાવાળો મને તું અવશ્ય જાણજે. વિષયોમાં પ્રીતિવાળો નથી, ધર્મને અર્થે
તિની ઇચ્છાવાળો છું. પુત્રોથી હું ઇચ્છેલા લોકને પામીશ એમાં સંશય નહીં, હે કલ્યા-
! ધર્મને વિશેષ જાણી હવે તું વિરામ પામ. વૃદ્ધા સ્ત્રી કહે છે કે હે બ્રાહ્મણ! રતિ-
ા યોષિતાઓને જેટલો કામ વ્હાલો છે એટલા વાયુ, અગ્નિ, વરૂણ તથા બીજા દેવો
ા નથી. હજારો સ્ત્રીઓમાં રતિશીલા એક સ્ત્રી ભાગ્યે મળી આવે છે અને લાખો
ોમાં પતિવ્રતા પણ એક ભાગ્યેજ જણાય છે. સ્ત્રીઓ, પિતા, કુળ, માતા, ભાઇઓ,
કે પુત્ર અને દેવરોને નથી જાણતી. રતિને ઇચ્છનારી સ્ત્રીઓ મોટી ભેખડોને ખોદતી
ની પેઠે કુળનો નાશ કરે છે. સઘળા દોષ માનીને પ્રજાપતિએ આમ કહ્યું છે. ભીષ્મપિતા
છે કે આવું વૃદ્ધાનું તે બોલવું સાંભળી એકાગ્ર એવા અષ્ટાવક્ર ઋષિ સ્ત્રીની પ્રત્યે બોલ્યા કે તું
ને જાણનારી મને ઇચ્છે છે, હું તો અરૂચિગ્ન છું, માટે તને સ્પર્શ કરવાની ઇચ્છા નથી
. એમ છે તો પણ તારૂં મારે શું કરવું તે તું મને કહે. તે સ્ત્રી બોલી કે હે ભગવન!
અને કાળવડે સ્પર્શનું સુખ તું જાણીશ. હે મહા ભાગ્યશાળી! તેટલો કાળ અહીં રહે,
તાર્થ થઇશ. હે યુધિષ્ઠિર! અષ્ટાવક્ર તેને કહેવા લાગ્યા કે, મને તારે વિષે ઉત્સાહ
ન થશે ત્યાં સુધી હું અત્રે રહીશ એમાં સંશય નહીં. પછી અષ્ટાવક્ર જરાવડે અર્દિત
તે વૃદ્ધાને જોઇ સંતપ્તની પેઠે મોટી ચિંતામાં પડયા. બ્રાહ્મણોમાં ઉત્તમ એવા અષ્ટા-
જ્યારે એનું પ્રત્યેક અંગ જોવા લાગ્યા ત્યારે તત્તત્ અંગમાં પ્રીતિ ન થતાં વૈરાગ્ય
થયો. આ ગૃહ દેવતા સ્ત્રી શું શાપથી વિરૂપપણાને પામી હશે? માયાવડે તેનું કારણ
ી શકાતું નથી, એ પ્રકારે તેના વૃદ્ધાપણાનું કારણ જાણવાની ઇચ્છાવાળા ચિંતા કરતા
ાવક્ર ઋષિને મનની વ્યાકુળતામાં શેષ દિવસ જતો રહ્યો. પછી તે વૃદ્ધા સ્ત્રી બોલી કે
ભગવન્! સંધ્યા સમયનાં વાદળાંથી રક્ત થએલા સૂર્યને જુઓ, હવે તમને શું આપું?
ઋષિ તે સ્ત્રીની પ્રત્યે બોલ્યા કે ન્હાવાનું જળ અહિયાં લાવ. વાણી તથા ઇન્દ્રિયોના
મમાં રહેલો હું સંધ્યા કરીશ.

स उवाच ततस्तां स्नानोदकमिहानय ।
उपासिष्ये ततः संध्यां वाग्यतोनियतेंद्रियः ॥ १०४ ॥

**इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अष्टावक्रादिक्संवादे गुर्जर-
भाषांऊनविंशोऽध्यायः ॥ १९ ॥**



## અધ્યાય ૨૦ મો. વૃદ્ધાનું કન્યા થઇજવું.

म उवाच—अथ सा स्त्री तमुवाच बाढमेवं भवत्विति ।
तैलं दिव्यमुपादाय स्नानशाटीमुपानयत् ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—પછી તે સ્ત્રીએ સારૂં, એમ કહ્યું, અને દિવ્યતેલ તથા નહાવાનું
ે આણી આપ્યું. મહાત્મા મુનિએ આજ્ઞા કરેલી તે સ્ત્રી તેનાં સઘળાં અંગને તેલમર્દન

કરવા લાગી, હળવે રહી તેમને ઉઠાડી સ્નાનશાળામાં લાવી; તે નવા વિચિત્ર ભદ્રાસન ભણી આવ્યા. જ્યારે ભદ્રાસનપર બેઠા ત્યારે તે હળવે હાથે સુખવડે અષ્ટાવક્રને સ્નાન કરાવવા લાગી, વિધિવડે તેણે મુનિને દિવ્ય ઉપચાર કર્યા, મોટા વ્રતવાળા ઋષિએ ઘણા સુખરૂપ સ્નાનથી તથા તેના હાથના સ્પર્શ સુખમાં કાળ ક્યાં વિતી ગયો તે જાણ્યો નહીં. સ્નાન કરીને ઉઠયા પછી મુનિ આશ્ચર્ય પામ્યા. પૂર્વ દિશામાં સૂર્યને ઉદય પામેલો દીઠો. તેની બુદ્ધિ આવી કેમ થઇ ? આ મોહતત્વ વિના બીજું કાંઇજ નહીં, હવે સૂર્યને ઉપાસીને શું કરીશ ! એમ તે સ્ત્રી પ્રત્યે બોલ્યા. તે સ્ત્રીએ ભગવાન અષ્ટાવક્રને અમૃતના રસ સરખું અન્ન આણી આપ્યું. તે અન્નના સ્વાદથી બીજું કંઇ જાણ્યું નહીં અને બાકીનો સઘળો દિવસ નિર્ગમન થયો, વળી ફરી સંધ્યાકાળ પડી. પછી તમે સુઇ જાઓ, એમ તે સ્ત્રીએ ભગવાન્ અષ્ટાવક્રને કહ્યું, તે ઘરમાં સ્ત્રી તથા અષ્ટાવક્રનાં બે દિવ્ય શયન કલ્પ્યાં હતાં. મુનિ તથા સ્ત્રી બેઉ પૃથક્ સુતાં. મધ્યરાત્રે તે અષ્ટાવક્રના શયન પ્રત્યે ગઇ, અષ્ટાવક્ર કહેવા લાગ્યા કે પરસ્ત્રીઓમાં મારૂં મન બરોબર લીંપાતું નથી. હે ભદ્રે ! ઉઠ તારૂં કલ્યાણ હો, તું પોતેજ વિશ્રામ પામ.

ભીષ્મપિતા કહે છે—એ પ્રકારે બ્રાહ્મણે નિવૃત્તિ પમાડેલી તે ધર્મછલ ( પરપુરૂષ પ્રલોભન ) નહોય, કેમકે હું સ્વતંત્ર છું, એમ તે ઋષિની પ્રત્યે બોલી. અષ્ટાવક્ર કહે છે—સ્ત્રીઓને સ્વતંત્રતા નથી, યોષિતાઓ પરતંત્રતા છે, પ્રજાપતિનો એવો અભિપ્રાય છે કે-સ્ત્રીઓ સ્વતંત્રપણાને યોગ્ય નથી. સ્ત્રી કહે છે—હે વિપ્ર ! મારી ભક્તિ તું જો, અવશ્ય મૈથુન મને બાધ કરે છે, હે વિપ્ર ! તું મને તિરસ્કાર કરે છે, માટે અધર્મને પામીશ. અષ્ટાવક્ર કહે છે—સ્વેચ્છા પ્રમાણે વર્તનાર પુરૂષને કામ ક્રોધાદિક દોષો હરણ કરી લે છે અને હું તો હમેશાં તેમનો ધીરજથી પરાભવ કરૂં છું. માટે હે કલ્યાણી ! તારા શયન પ્રત્યે ગતિ કર. સ્ત્રી કહે છે-હે બ્રાહ્મણ ! તને માથું નમાવું છું, મારા ઉપર પ્રસાદ કરવાને તું યોગ્ય છે; હે પાપ રહિત ! શરણે પડેલી મને શરણું આપ. જો પરદારાઓમાં દોષ ઉત્પન્ન થાય છે, એમ તું જોઉં છું તો હમણાં હું દેહને સ્પર્શ કરૂં છું. હે દ્વિજ ! મારૂં પાણિગ્રહણ કર. હું કે તને દોષ નહીં લાગે; કેમકે આત્મપ્રદાન કરવાને તું મને સ્વતંત્રતા એવી જાણ. જે અધર્મ થાય તે મારે વિષે હો તારે વિષે આસક્ત ચિત્તવાળી હું સ્વતંત્રા છું, માટે મને સ્વીકાર. અષ્ટાવક્ર કહે છે-હે ભદ્રે ! તું સ્વતંત્રા કેમ ? અવશ્ય તેનું કારણ મને તું કહે. ત્રણ લોકમાં એવી સ્ત્રી કોઇ નથી કે જે સ્વાતંત્ર્યને યોગ્ય હોય. કૌમાર અવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવામાં ભર્તા અને વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રો રક્ષણ કરે છે. સ્ત્રીઓને કદી સ્વતંત્રતા નથી. સ્ત્રી કહે છે—હે વિપ્ર ! હું કુમારી બ્રહ્મચર્યવાળી કન્યા છું, મને પત્ની કર, મારી શ્રદ્ધાને હણીશ નહિ. અષ્ટવક્ર કહે છે-હું મારા પોતાના દ્દષ્ટાન્તથીજ તને કામભાવથી આતુર એવી જાણું છું. તેમ તું પણ પોતાના દષ્ટાંતથી મને કામાતુર એવો જાણ. કન્યાર્થે પ્રાર્થના કરેલા મને તારી કરેલી આ જીજ્ઞાસા સારી, નરતી કે વિઘ્નરૂપ નહીં થાય શું ? (અર્થાત્ વિઘ્નરૂપ થશેજ) આ મોટું આશ્ચર્ય છે. ખરે હવે મારૂં શ્રેય શી રીતે થશે ? દિવ્ય એવાં વસ્ત્રાભરણ વાળી તે વૃદ્ધારૂપે પૂર્વે કેમ જણાતી હતી ? હમણાં એ કન્યારૂપે જણાય છે, આગળ હવે મારૂં શું થશે ? શક્તિ અને ધીરજ એ બેઉથી એનો સ્વીકાર કયે પ્રકારે ન કરૂં ? સ્વીકાર તો મને રૂચતો નથી, માટે સત્યથી નહીં ચળું.

यथा परं शक्तिधृतेन व्युत्थास्ये कथंचन ॥
न रोचते हि व्युत्थानं सत्ये नासादयाम्यहं ॥ २५ ॥

इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अष्टावक्रवृद्धासंवादे गुर्जर-
ाषायां विंशोऽध्यायः ॥ २० ॥



## અધ્યાય ૨૧ મો. વૃદ્ધાએ કરેલો બોધ.

ुधिष्ठिर उवाच—न बिभेति कथं सा स्त्री शापाच्चपरमद्युते ।
कथं निवृत्तो भगवान् स्तद्भवान् ब्रवातु मे ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે મોટી કાન્તિવાળા! તે સ્ત્રી શાપથી કેમ ન બીની? અને ભગવાન્ ષ્ટાવક્ર એનાથી કેમ નિવૃત્ત થયા? તે તમે મને કહો. ભીષ્મપિતા કહે છે—અષ્ટાવક્રે તેને ૠયું કે તું જૂદી જૂદી અવસ્થાને કેમ ધારણ કરે છે? બ્રાહ્મણથી માનની લીપ્સાએ જૂઠું બોલીશ. સ્ત્રી કહેવા લાગી કે હે બ્રાહ્મણ! હે સત્ય પરાક્રમવાળા! તું સાવધાન થઇ સઘળું ભળ. સ્વર્ગ અને પૃથ્વી એ બેઉ સ્થળમાં જ્યાં જાય ત્યાં સ્ત્રી પુરૂષોની અન્યો અન્ય ભિલાષારૂપ ઇચ્છા સમાન છે (મોક્ષ શિવાય બીજું નિષ્કામ પદ કોઈ નથી) હે પાપ રહિત! ને સ્થિરીભૂત કરવાને મેં આ જીજ્ઞાસા પ્રયોજી છે. હે સત્ય પરાક્રમવાળા! મારો સ્વીકાર કરવાથી તેં સઘળા લોક જીત્યા છે, હું ઉત્તરા નામે દિશા છું. એમ તું જાણજે, તેં સ્ત્રીનું પલ્ય જોયું, વૃદ્ધા સ્ત્રીઓને પણ મૈથુનજ્વર બાધ કરે છે, તારા ઉપર ઇન્દ્રે સહવર્તમાન વળા દેવ તથા બ્રહ્માજી પ્રસન્ન થાઓ. હે ભગવાન્! જેટલાં કાર્ય માટે તું અત્રે આવ્યો છે ને જે કન્યાના નિમિત્તે તેના પિતા વદાન્ય નામના બ્રાહ્મણે તને ઉપદેશને માટે મોકલ્યો , તે સઘળું મેં કર્યું; અને હવે નિર્વિઘ્ન તું ઘેર જઇશ, તને શ્રમ નહીં થાય. હે વિપ્ર! તે કન્યાને પામીશ. તે પુત્રવાળી થશે. આપણે બેઉએ કામનાથી અન્યોઅન્ય પૂછ્યું, તે ઉત્તમ પ્રકારે તને કહ્યું, તે કામના હમેશાં ત્રણ લોકથી અતિક્રમણ થાય તેવી નથી. પોતાનું સુકૃત ીને તું જા, બીજું શું સાંભળવાને ઇચ્છે છે? હે વિપ્રેશ! હે અષ્ટાવક્ર! જેટલું હું બોલી જેવું હતું તેજ છે. હે દ્વિજર્ષભ! તારે માટે વદાન્ય ઋષિથી હું પ્રસાદવાળી થઇ છું. ના સન્માનને અર્થે મેં તારી પ્રત્યે વચન કહ્યું. ભીષ્મપિતા કહે છે—તે દિશારૂપ સ્ત્રીનું ચન સાંભળી અષ્ટાવક્ર હાથ જોડી ઉભા રહ્યા, પછી તેણે આજ્ઞા કરેલા પોતાને ઘેર ગયા. ર આવી વિશ્રાંતિ લઈ સ્વજનોને પૂછી, હે કુરૂકુળમાં ઉત્પન્ન થએલા! ન્યાયવડે વદાન્ય બ્રાહ્મણને ત્યાં ગયા, વદાન્યે પૂછ્યું, ત્યારે ત્યાં જે દીઠું તે પ્રકાશ કર્યું. અષ્ટાવક્ર પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે તમે આજ્ઞા કરેલો હું ગંધમાદન પર્વત પ્રત્યે ગયો. તેની ઉત્તર દિશાના દેશમાં મેં મોટું દૈવત દીઠું. હે પ્રભો! તમે રૂડે પ્રકારે કહેલો અને તેણે અનુજ્ઞા કરેલો હું તેનાં વાક્ય સાંભળી ઘેર આવ્યો છું. અષ્ટાવક્રનું વચન સાંભળી વદાન્ય ઋષિ કહેવા લાગ્યા, કે અવશ્ય પાત્ર છે માટે નક્ષત્ર વિધિના યોગથી મારી પુત્રીનો પ્રતિગ્રહ કર. ભીષ્મપિતા કહે છે—હે પ્રભો! અષ્ટાવક્ર તે પ્રકારે હો એમ કહી, ધર્માત્મા ઋષિની કન્યા પ્રત્યે પ્રીતિવાળા થયા. ઘણી રૂપાળી તે કન્યાનું ભાર્યા અર્થે પાણિગ્રહણ કરી હર્ષ પામતા વગર પીડાએ તે પોતાના આશ્રમમાં ગયા.

कन्यां तां प्रतिगृह्यैव भार्यां परमशोभनां ॥
उवास मुदितस्तत्र स्वाश्रमे विगतज्वरः ॥ १९ ॥

इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अष्टावक्रसंवृद्धावादे गुर्जरभाषायामेकविंशोऽध्यायः ॥ २१

---

## અધ્યાય ૨૨ મો. ધર્માધર્મ પ્રશ્નાવલી.

युधिष्ठिर उवाच—किमाहुर्भरतश्रेष्ठ पात्रं विप्राः सनातनः ।
ब्राह्मणं लिंगिनं चैव ब्राह्मणं वाप्यलिंगिनं ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે ભરતકુળમાં ઉત્તમ ! સનાતન એવા બ્રાહ્મણો, સંન્યાસી, બ્રહ્મચારી અથવા ગૃહસ્થાશ્રમી, એ સઘળાઓમાં પાત્ર કોને કહેવો ? ભીષ્મપિતા કહે છે–હે મહારાજ ! જીવનને અર્થે પોતાની વૃત્તિને આશ્રયે રહેલા યતિ, બ્રહ્મચારી અને ગૃહસ્થાશ્રમીએ સઘળાને આપવું કેમકે યતિ તથા બ્રહ્મચારી એ બેઉ તપસ્વી (પાત્ર) છે. યુધિષ્ઠિર પૂછે છે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! કોઇ પુરૂષ અપવિત્ર છે પણ પરમ શ્રદ્ધાવડે હવ્ય ( દેવનું અન્ન ) તથા કવ્ય (પિતૃનું અન્ન) બ્રાહ્મણોને આપે છે અને દાન પણ કરે છે તો હે પિતામહ ! તેને શો દોષ લાગે છે ? ભીષ્મપિતા કહે છે–હે મોટી કાન્તિવાળા, હે પુત્ર ! ઇન્દ્રિયોને દમન કરનારો પુરૂષ ઘણી શ્રદ્ધાવડે પવિત્ર થયેલોજ છે, તત્વજ્ઞાની સઘળે પવિત્રજ હોય છે, એમાં આશ્ચર્ય શું ? યુધિષ્ઠિર પૂછે છે–દેવ સંબંધી કાર્યમાં કોઇ પુરૂષ બ્રાહ્મણની પરીક્ષા કરતો નથી, અને પિતૃ સંબંધી અન્ન આપતાં વિદ્વાનો બ્રાહ્મણની પરીક્ષા કરે છે. ભીષ્મપિતા કહે છે—દેવ કર્મ બ્રાહ્મણોથી સિદ્ધ થતું નથી પણ દેવતાઓ ઉપર રહેલી શ્રદ્ધાવડે ફળીભૂત થાય છે અને દેવના પ્રસાદથીજ યજમાનોથી યજન થાય છે, એમાં સંશય નથી. પૂર્વે બુદ્ધિમાન્ માર્કંડેય ઋષિએ કહ્યું છે કે–પિતૃ પિતામહાદિના કર્મમાં નિરંતર બ્રહ્મવિદ્યાના જાણનારા બ્રાહ્મણો ઉત્તમ છે, યુધિષ્ઠિર પૂછે છે–પૂર્વે નહિ દીઠેલો વિદ્વાન્, સંબંધી, તપસ્વી તથા યજ્ઞશીલ તે પાંચેને પાત્ર કેમ કહેવાય છે ? ભીષ્મપિતા કહે છે કે પૂર્વે કહેલા*ત્રણ કુળવાન્ કર્મ કરનારા, વેદ ભણેલા, દયાળુ, લજ્જાવાળા, સરળ તથા સત્યવાદિ, એટલા સાત ગુણેયુક્ત હોય તોજ પાત્ર ગણાય છે, બાકી રહેલા બેઉ (વિદ્વાન્ તથા યજ્ઞશીલ) કુલીનત્વાદિ પાંચ ગુણે યુક્ત હોય, તોપણ પાત્ર કહેવાય. ઉપર બતાવેલા ગુણોથી રહિત હોય તો પાંચેમાં કોઇને પાત્રત્વ (પાત્રપણું) ન ગણાય. હે પાર્થ ! આ વિષયના સંબંધમાં તેજસ્વી એવા કાશ્યપ, પૃથ્વી અગ્નિ અને માર્કંડેય એ ચારનો અભિપ્રાય કહું તે તું સાંભળ.

પૃથ્વી કહે છે કેઃ—જેમ મોટા સમુદ્રમાં નાંખેલો રેતનો પિંડો ગળી જાય છે તેમ અધ્યાપન, યજન, તથા પ્રતિગ્રહ, એ ત્રણ બ્રાહ્મી સંપત્તિવડે જીવનારને વિષે પડેલું દુશ્ચરિત (નઠારૂં આચરણ) ડૂબી જાય છે. પૃથ્વીનું વચન સાંભળી કાશ્યપ મુનિ કહે છે–હે નૃપ ! ૭ અંગે સહવર્તમાન સઘળા વેદ, સાંખ્ય, પુરાણ તથા ઉત્તમ કુળમાં જન્મ એ સઘળાં લક્ષણ

---

* અપૂર્વ સંબંધી અને તપસ્વી એ ત્રણ.

સદાચરણ નહીં પાળનાર બ્રાહ્મણને ગતિ નથી આપતાં. કાસ્યપનું વચન સાંભળી અગ્નિ બો-લ્યો કે જે પુરૂષ હું ભણ્યો અને પંડિત થયો, એમ માને છે: અને વિદ્યાવડે પારકાના યશને હરે છે, તથા યજ્ઞાદિ સત્કર્મ નથી કરતો તેને સઘળા લોક અંતવાળા છે. અગ્નિનું વચન સાંભળી માર્કંડેય ઋષિ બોલ્યા કે એક ત્રાજવામાં હજાર અશ્વમેધ યજ્ઞ અને બીજામાં સત્ય એ બેઉને તોળે તો હું નથી ધારતો કે તે સત્યના અર્ધ બરોબર (વજનવાળા) અશ્વ-મેધ થાય. ભીષ્મપિતા કહે છે-એ પ્રકારે કહી અત્યંત જેનું તેજ છે એવાં પૃથ્વી, કાશ્યપ, અગ્નિ તથા ભારે જેનું આયુષ્ય છે એવા માર્કંડેય ઋષિ, ચારે જણુ ચાલ્યાં ગયાં. યુધિષ્ઠિર પૂછે છે—જો બ્રહ્મચારી બ્રાહ્મણો શ્રાદ્ધનું અન્ન જમ્યા અને યજમાને તે બ્રાહ્મણની કામના માટેજ આપ્યું હોય તો તે આપેલું પુણ્યરૂપ શી રીતે થાય? ભીષ્મપિતા કહે છે-હે રાજેન્દ્ર! બ્રહ્મની કામનાને અર્થે બાર વર્ષ સુધી તું બ્રહ્મચર્ય પાળ, એમ ગુરૂએ જેમને આજ્ઞા આપી છે, તેઓ જો શ્રાદ્ધનું અન્ન જમે તો તેમના વ્રતનો નાશ થાય છે, દાતાને પ્રત્યવાય લાગતો નથી. યુધિષ્ઠિર પૂછે છે કે અનેક ફળવાળો અને બહુ જેને દ્વાર છે એવો ધર્મ વિદ્વાનો કહે છે, એમાં ખરૂં શું? હે પિતામહ! તે મને કહો. ભીષ્મપિતા કહે છે કે હે રાજેન્દ્ર! હિંસા ન કરવી, સત્ય બોલવું, ક્રોધ ન કરવો, નિર્દયતા અગર કઠોરતાનો ત્યાગ, ઇન્દ્રિયોનું દમન, અને આર્જવ, એટલાં ધર્મનાં લક્ષણ નિશ્ચય કહેલાં છે, હે પ્રભો! આ પૃથ્વીમાં ધર્મને વ-ખાણનારા એટલાં લક્ષણવાળો ધર્મ આચરે છે અને જેઓ નથી આચરતા તે સંકર વર્ગમાં આસક્ત થયેલા હોય છે, બહિર્મુખને સોનું, રત્ન, ગાયો, અશ્વ વગેરે આપે છે તે દશ હ-જાર વર્ષ સુધી નરકમાં રહી વિષ્ટાનું ભોજન કરે છે. રાગ તથા મોહથી બકનારા પુરૂષો નહીં કરવાનાં કામ કરવાથી અંતે અંત્યજ જાતીની યોનિઓમાં અવતરી મરેલાં પશુઓનું માંસ ભક્ષણ કરનાર થાય છે. હે રાજેન્દ્ર! જે મૂઢ પુરૂષો બ્રહ્મચારી બ્રાહ્મણને વૈશ્વદેવ સં-બંધી પંચ ભાગનું અન્ન નથી આપતા તેઓ એવા અશુભ લોકને ભોગવે છે. યુધિષ્ઠિર પૂછે છે કે હે પિતામહ! શ્રેષ્ઠ બ્રહ્મચર્ય કોને કહેવાય, મોટો ધર્મ કયો? અતિ ઉત્તમ પવિત્રતા કોનું નામ તે મને કહો. ભીષ્મપિતા કહે છે, હે તાત! બ્રહ્મચર્ય કરતાં મધુમાંસનો ત્યાગ કરવો એ ઉત્તમ, શમ એટલે ઇન્દ્રિયોને પ્રત્યેક વિષયમાંથી નિવૃત્ત કરવી, એ ધર્મનું ઉત્તમ લક્ષણ ગણાય. યુધિષ્ઠિર પૂછે છે, હે પિતામહ! કયી વખતે ધર્મ આચરવો, અર્થ કયાં આ-ચરવો અને સુખી ક્યારે થવાય, તે મને કહો? ભીષ્મપિતા કહે છે—પૂર્વાન્હે અર્થ સેવવો, પછી ધર્મ અને તે પછી કામને સેવવો, કાળ લોપ કદી ન કરવો. સર્વ પ્રાણીઓમાં વિવેક બુદ્ધિવાળા પ્રિય બોલનાર સરળ આચરણી પુરૂષે બ્રાહ્મણોને માનવા તથા ગુરૂની પૂજા કરવી. અધિકાર મેળવી અનૃત (જૂઠું) આચરવું, રાજાઓમાં દુર્જનપણું, અને ગુરૂની સાથે કપટ કરવું, એ ત્રણે બ્રહ્મહત્યા બરોબર છે. રાજાઓને તથા ગાયને વિષે જે પ્રહાર કરે છે, તે બેઉ બાળહત્યા સમાન છે. અગ્નિનો ત્યાગ કરવો નહીં, વેદનો ત્યાગ ન કરવો, બ્રાહ્મણને આક્રંદ ન કરાવવું કેમકે એ સઘળાં બ્રહ્મહત્યા સમાન પાપ છે. યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ! સાધુ બ્રાહ્મણો કોને કહેવા, કોને આપવાથી વિશેષ ફળ, અને કેવા બ્રાહ્મણોને ભોજન આ-પવું તે મને કહો. ભીષ્મપિતા કહે છે—ક્રોધ રહિત, ધર્મમાં કુશળ, હમેશાં સત્યવાદી ઇન્દ્રિયોને દમન કરનારા સાધુ બ્રાહ્મણો કહેવાય છે તેમને આપવાથી વિશેષ ફળ થાય છે. મનની ઇ-ચ્છા વગરના, સઘળું સહન કરનારા, દૃઢ અર્થવાળા, ઇન્દ્રિયોથી નહીં જીતાએલા, સર્વ

પ્રાણીઓ ઉપર દયા રાખનારા, મૈત્રીવાળા, તેઓને આપવાથી વિશેષ ફળ થાય છે. ક્રોધ વગરના, પવિત્ર, વેદને અર્થ સુદ્ધાં જાણનારા, લજ્જાવાળા, સત્યવાદીઓ, પોતાના કર્મમાં કુશળ, એવા બ્રાહ્મણોને આપવાથી વિશેષ ફળ થાય છે. જે ઉત્તમ બ્રાહ્મણ, અંગ સહિત ચાર વેદ ભણેલો અને ષટ કર્મમાં કુશળ હોય, તેને ઋષિઓ પાત્ર કહે છે. ઉપર બતાવેલા સઘળા ગુણોને ધારણ કરનારા બ્રાહ્મણોને મોટું ફળ છે ગુણાર્હને આપેલું દાતાને સહસ્ર ઘણું ફળ આપે છે. પ્રજ્ઞા, શાસ્ત્ર, વ્રત તથા સદાચરણ યુક્ત એવો એક પણ ઉત્તમ બ્રાહ્મણ સઘળું કુળ તારે છે, તો હે નૃપ! ઉપર બતાવેલા ગુણવાળા તારે એમાં શું આશ્ચર્ય? માટે પાત્રને આપવું. ગુણવાળો સાધુ બ્રાહ્મણ છે, એમ સાંભળીને તેને દૂરથી બોલાવી સત્કાર કરીને સર્વ પ્રકારે પૂજવો.

**निशम्य च गुणोपेतं ब्राह्मणं साधुसंमतं।**
**दूरादानाय्य सत्कृत्य सर्वतश्चापि पूजयेत ॥ ४१ ॥**

**इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि० दानधर्मे बहुमाश्रिके गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥**



## અધ્યાય ૨૩ મો. સ્વર્ગ નરક પામનાર.

**युधिष्ठिर उवाच—श्राद्धकाले च दैवे च पित्र्येऽपि च पितामह।**
**इच्छामीह त्वया ख्यातं विहितं यत्सुरर्षभिः ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે–હે પિતામહ! દેવ સંબંધી અને પિતૃ સંબંધી કાર્યમાં તથા શ્રાદ્ધકાળે દેવ ઋષિઓએ જે જે કહ્યું છે તે તમારા મુખથી કહેવાએલું હું સાંભળવાને ઇચ્છું છું. ભીષ્મપિતા કહે છે–દેવ સંબંધી કાર્ય પહેલા પહોરમાં, પિતૃનું અપરાન્હે અને મનુષ્યોનું મધ્યાન્હે. એમ વિદ્વાનોએ પવિત્ર થઇ મંગળાચારે યુક્ત પ્રયત્નવાળા થઇ સમયને અનુસરી દાન કરવું. કાળ વગરનું દાન કરવું તે રાક્ષસોનો ભાગ જાણવો. ઓળંઘેલું, ચાખેલું, કલેશ કર્યા પછી કરેલું અને રજસ્વળાએ દીઠેલું તે પણ રાક્ષસોનો ભાગ જાણવો. હે ભારત! વ્રત વગરનાએ ખાધેલું તથા સુંઘેલું અને કૂતરાએ બોટેલું અન્ન પણ રાક્ષસોનો ભાગ સમજવો, દુરાત્માએ ખાધેલો ભાગ તે પણ રાક્ષસોનો છે, વાળ પડેલું, કીડાવાળું, ભૂખ્યે દૂષિત કરેલું, કૂતરે દીઠેલું, કકળાટથી કરેલું, મેલું અન્ન એ પણ રાક્ષસોનો ભાગ છે, શૂદ્રે ખાધેલું હથિઆરવાળે ખાધેલું તથા દુરાત્માએ ખાધેલું એ પણ રાક્ષસોનો ભાગ જાણવો. બીજે ઉચ્છિષ્ઠ કરેલું, દેવ અતિથિ, માતા પિતા અને બાળક એઓને મૂકીને પોતે ખાધેલું. તે પણ રાક્ષસોનો ભાગ સમજવો. હે નરોત્તમ! મંત્રહીન તથા ક્રિયાહીન અન્ન ત્રણે વર્ણથી શ્રાદ્ધમાં પીરસાય, તો તે રાક્ષસોનો ભાગ જાણવો. ઘીની આહુતિ વિના દુરાચારથી જે ભોજન થાય તે પણ રાક્ષસોનો ભાગ જાણવો. હે ભરત કુળમાં ઉત્તમ! રાક્ષસોને પ્રાપ્ત થનારા ભાગ મેં તને કહ્યા. હવે દાનપાત્ર બ્રાહ્મણની પરીક્ષા કહું તે તું સાંભળ. હે રાજન્! પતિત, જડ તથા ઉન્મત્ત બ્રાહ્મણો દેવ તથા પિતૃકર્મમાં નિમંત્રણ કરવાને યોગ્ય નથી. ધોળા કોઢવાળો, નપુંસક, મંડળ કોઢવાળો, મહારોગી તથા અપસ્મારી રોગવાળો અને આંધળો શ્રાદ્ધમાં નોતરૂ

કરવાને યોગ્ય નથી. વૈદ્યો, *દેવપૂજારા, વૃથા નિયમ ધારણ કરનારા (દંભી), ‡સોમ વેચનાર બ્રાહ્મણો શ્રાદ્ધમાં નોંતરૂં દેવાને યોગ્ય નથી. બ્રાહ્મણો ગાયન કરનારા, નાચનારા, કુદનારા, વાજાં વગાડનારા, મિથ્યા કહાણીઓ કહેનારા અને મલ્લવિદ્યા કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં આમંત્રણ કરવાને યોગ્ય નથી. શૂદ્રોને હોમ કરાવનારા, તેમને ભણાવનારા તથા શૂદ્રોની ચાકરી કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં નોંતરૂં દેવાને યોગ્ય નથી. ચાકરોને ભણાવનારા તથા ચાકરો પાસે ભણનારા બેઉ શ્રાદ્ધના નોંતરાને યોગ્ય નથી; કેમકે તે બેઉ બ્રહ્મને વેચનારા છે. બ્રાહ્મણ થઇ બ્રાહ્મણો શ્રાદ્ધમાં નોંતરૂં કરવાને યોગ્ય નથી. પ્રથમ નહીં જાણેલા, વિષયી, કન્યા આપતી વખતે એમ સાટું કર્યું હોય કે એને પુત્ર થાય તે અમને આપવો એવો પિતાના ગોત્રથી ભ્રષ્ટ થઇ માતાના ગોત્રથી જીવનારો, એટલા શ્રાદ્ધમાં આમંત્રણ કરવાને યોગ્ય નથી. વ્યાજ ખાનારા, નીચને પૈસો ધીરનારા, ધાન્યોનો વેપાર કરનારા તથા પ્રાણીઓનો વેપાર કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધના નોંતરાને યોગ્ય નથી. સ્ત્રીજીત અથવા સ્ત્રીના વ્યાપારથી જીવનારા વૈશ્યાના સ્વામી અને સંધ્યાવંદન નહીં કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં આમંત્રણ કરવાને યોગ્ય નથી. હે ભરતકુળમાં ઉત્તમ! ઉપર બતાવેલાં આચરણવાળા નિષિદ્ધ બ્રાહ્મણોમાંથી પણ શ્રાદ્ધ તથા દેવના કર્મમાં કોઈ ગુણના યોગે ગ્રહણ કરવા યોગ્ય બ્રાહ્મણ ફરીને કહું તે તું સાંભળ. હે રાજન્! સાવિત્રી જાણનારા, ક્રિયાવાળા લાંબી મુદત સુધી વ્રત ધારણ કરેલા ગુણોએ યુક્ત, ખેડૂતનું કર્મ કરતા હોય તેમ છતાં શ્રાદ્ધમાં આમંત્રણ કરવાને યોગ્ય છે. સંગ્રામમાં યુદ્ધ કરી ક્ષાત્ર ધર્મવડે જીવતો હોય, તથાપિ ઉત્તમકુળમાં ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ હોય તો તેને નોંતરૂં દેવું. હે પુત્ર! વાણીઆની વૃત્તિથી જીવનારા બ્રાહ્મણને શ્રાદ્ધનું નોંતરૂં ન કરવું. જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, જે ગામમાં રહેતો હોય, કુત્સિત વૃત્તિવાળો ન હોય અને અતિથિને જાણનાર હોય, તે આમંત્રણ કરવાને યોગ્ય છે. હે ભરતકુળમાં ઉત્તમ! જે ત્રિકાળ સાવિત્રીજપ કરતો હોય અને ભિક્ષા વૃત્તિથી જીવતો હોય તથા ક્રિયા કુશળ હોય તેવો બ્રાહ્મણ આમંત્રણને યોગ્ય છે. જે પ્રથમ કાળમાં ઉદયવાળો હોય અને પછીથી દરિદ્રી થયો હોય અથવા પ્રથમ દરિદ્રી હતો અને પછીથી ઉદયવાળો જણાયો હોય, હિંસા ન કરતો હોય અને અલ્પ દોષી હોય તો આમંત્રણ કરવાને યોગ્ય છે. પાપ વગરનો અને દંભિક ન હોય તેવો તર્ક વગરનો જ્ઞાતિની ભિક્ષા કરનારો આમંત્રણને યોગ્ય છે. વ્રત વિનાનો ધૂર્ત, ચોર તથા પ્રાણીઓનો વિક્રય કરનારો વૈશ્ય વૃત્તિથી જીવતો હોય અને પછવાડેથી જો તે સોમપાન ન કરે તો તે આમંત્રણને યોગ્ય છે. પ્રથમ દારૂણ કર્મોવડે ધન ઉપાર્જન કર્યું હોય અને પછી સઘળાઓને અતિથિરૂપે પૂજ્યા હોય તો તે આમંત્રણને યોગ્ય છે. વેદ વિદ્યાને વેચીને મેળવેલું તથા સ્ત્રીએ પેદા કરેલું, અને ગરીબી બતાવી અથવા ખોટા શપથ (સમ) ખાઇને પેદા કરેલું ધન પિતૃ કર્મમાં તથા બ્રાહ્મણના કામમાં વાપરવું નહીં. હે ભરતકુળમાં ઉત્તમ! શ્રાદ્ધ

*દેવની પૂજા કરી તેજ વૃત્તિથી જીવનારા, ‡એક જાતનો માદક પદાર્થ છે.

શૂદ્રની કન્યાને પરણ્યો હોય, તે સર્વ વિદ્યા ભણ્યો હોય તથાપિ આમંત્રણને યોગ્ય નથી. શ્રોત સ્માર્ત કર્મથી રહિત, સુતકી અન્ન જમનારા, સ્વકર્મથી રહિત (‡સ્તેન) અને † પતિત

‡ "येवापेता: स्वकर्मभ्य: स्तेनास्ते परिकीर्तिता: ।

† कर्मणा देहवाक्च योनितश्चैवकुत्सिता: पतितांस्तान् विजानियान्महापातकिनश्चये इतिस्तेन पतितौयमोक्तौ '

સમાપ્તિ સમયમાં લજ્જાથી જે બ્રાહ્મણ યુક્ત વચન બોલતા નથી તેને ગાયના શપથ જે પાપ લાગે છે. હે યુધિષ્ઠિર ! જ્યારે દહીં, ઘી તથા મૃગાદિકનું માંસ પ્રાપ્ત થાય અને માવાસ્યા તથા પવિત્ર બ્રાહ્મણ મળે ત્યારે શ્રાદ્ધનો કાળ સમજવો. શ્રાદ્ધની સમાપ્તિ સ બ્રાહ્મણ વર્ણને '**स्वधोच्यतां**' એમ દાતાએ કહ્યું એટલે '**अस्तुस्वधा**' એવું વ બ્રાહ્મણે બોલવું; કેમકે તે વચન બોલવાથી પિતરોને હર્ષ થાય છે. ક્ષત્રિયવર્ણને શ્રાદ્ધ સ મિ કાળે બ્રાહ્મણે '**प्रियंतां पितरः**' એવું વાક્ય કહેવું. હે ભારત ! શ્રાદ્ધ કર્મમાં વૈ '**अपवर्गं**' અથવા '**अक्षय्यं**' અને શુદ્રને '**स्वस्ति**' એ પ્રકારનું વાક્ય બ્રાહ્મણે કહેવું. ણ્યાહવાચન કર્મમાં બ્રાહ્મણને આશિર્વચન આપતાં '**ॐ पुण्याहं**' એમ કહેવું અને ક્ષ વગર ૐકારે '**पुण्याहमस्तु**' એમ બોલવું. વૈશ્યને ૐકારની જગોએ **प्रियंतांदेवताः** કહેવું. હવે એક પછી એક ત્રણે વર્ણના કર્મનો વિધિ કહું તે તું સાંભળ.

હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણે વર્ણોમાં જાત કર્માદિક સઘળી યાઓ છે. વૈશ્યને મંત્રમાં બતાવ્યા પ્રમાણે ક્રિયા કરવી. બ્રાહ્મણને મુંજની મેખળા રા ક્ષત્રિયને મૌર્વી (ધનુષ્યની પણછની) અને વૈશ્યને બલ્વવજના ઘાસની રાખવી. હવે દાતા પ્રતિગ્રહીતાના ધર્માધર્મ બેઉ કહું છું, તે તું સાંભળ. એક પૈસા માટે જૂઠું બોલતાં પ ણને જે પાપ લાગે તે કરતાં ક્ષત્રિયને તેજ કર્મનું ચોગણું પાપ લાગે છે અને વૈશ્યને તેટ કર્મનું આઠ ગણું પાપ લાગે છે. બ્રાહ્મણે નોતરેલા બ્રાહ્મણ પરનું ભોજન ન કરે અને તે કરે તો વૃથા પશુ હિંસાનું પૂર્ણ પાપ ભોગવે, તેમ પ્રથમ ક્ષત્રિય અથવા વૈશ્યે નોત બ્રાહ્મણ બીજાને ત્યાં જમે તો તે બ્રાહ્મણને વૃથા પશુ હિંસાનું અર્ધું પાપ લાગે. હે રાજ દૈવ કર્મમાં અથવા પિતૃ કર્મમાં બ્રાહ્મણાદિકમાં અસ્નાત બ્રાહ્મણ ભોજન કરે તો તે નારને ગાયના શપથનું પાપ લાગે. જે બ્રાહ્મણ પોતાને મરણાશૌચ તથા વૃદ્ધિશૌચ છે, જાણીને લોભથી બ્રાહ્મણોની પંક્તિમાં ભોજન કરે, તેને ગાયના શપથ જેટલું પાપ છે. જે બ્રાહ્મણ જીવિકાને માટે તીર્થ યાત્રાના મિષથી અગર કર્મ કરવાને બાને યજ પાસે ભિક્ષાને માટે યાચના કરે છે, તેને ગાયના શપથ જેટલું પાપ બેસે છે. જેમને બતાવેલું વ્રત તથા ચારિત્ર્ય નથી, તેવા બ્રાહ્મણો મંત્રવતની પેઠે નોતરાય તો ગાયના જેટલું પાપ બેસે છે.

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ ! દૈવ અથવા પિતૃ કર્મમાં જે અપાય છે તે કોને આપવાથી વિશેષ ફળ છે, તે જાણવાની હું ઇચ્છા રાખું છું. ભીષ્મ કહે છે કે ખેડૂતો જેમ સુવૃષ્ટિની ઇચ્છા કરે છે, તેમ જે બ્રાહ્મણની સ્ત્રીઓ ભોજન પ બાકી રહેલા અવશેષની સાથે થાળીમાં રહેલા ઉચ્છિષ્ટની વાટ જુએ છે, (જેમના રાંધેલા શિવાય બીજું અન્ન નથી) તે બ્રાહ્મણોને હે યુધિષ્ઠિર ! તું ભોજન કરાવજે. બ્રાહ્મણો ચરિત્રમાં આસક્ત છે, કૃશ થયેલા છે, જેઓ કૃશવૃત્તિવાળા છે, અને પ્રે શિવાય યાચના નથી કરતા તેમને આપવાથી વિશેષ ફળ છે. ચરિત્ર એજ જેમનું શ ચરિત્ર એજ જેમનો ગૃહસ્થાશ્રમ, ચરિત્ર એજ જેમનું બળ, અને ચરિત્ર એજ જેમને લોકમાં ગતિ કરવાનું અવલંબન છે એવા બ્રાહ્મણો પ્રયોજન હોય તોજ યાચના ક તેમને આપવાનું વિશેષ ફળ છે. તસ્કરોથી તથા શત્રુઓના ભયથી જે બ્રાહ્મણો પીડાએલ અને અર્થિ એવા ભોજનની ઇચ્છા કરે છે, તેમને આપવાનું વિશેષ ફળ છે. દંભ વગરના તથ

દ્રિથી જેમનું જીવન મુઠીમાં આવેલું છે એવા અને હાથમાં પાત્ર લઇને ભિક્ષા માગતા બટુકોને આપ્યાનું વિશેષ ફળ છે. રાષ્ટ્રભંગમાં જેમનાં ધન તથા દારાઓ હરણ થઇ ગયાં છે, અને જેઓ અર્થને માટે કોઇની યાચના કરે છે, તેમને આપવાનું વિશેષ ફળ છે. શાસ્ત્રસિદ્ધ વ્રત પાળનારા તથા નિયમમાં રહેલા બ્રાહ્મણો પોતાના તે વ્રત તથા નિયમની સમાપ્તિને માટે દ્રવ્યની ઇચ્છા કરતા હોય તેવા બ્રાહ્મણોને આપવાનું વિશેષ ફળ છે. પાખંડના સમયમાં તેથી દૂર રહી જેમણે ધર્મની મર્યાદા પાળી પોતાના પ્રાણ મુકવ્યા છે, ધન ખર્ચ્યાં છે, તેવા બ્રાહ્મણને આપવાથી વિશેષ ફળ છે. જે નિર્દોષ બ્રાહ્મણો પોતાનું સર્વસ્વ ત્યાગ કરી ફક્ત ઇશ્વર ઇચ્છાએ જેવું અન્ન જે કાળે જેટલું મળ્યું તે વડે પોષણ કરે છે, તેમને આપ્યાનું વિશેષ ફળ છે. તપસ્વિઓ, તપનિષ્ઠો, તથા તેમના ભૈક્ષને માટે ફરનારા અર્થિઓ કિંચિત્ ઇચ્છા કરનારા છે તેઓને આપવાનું વિશેષ ફળ છે. હે ભરતકુળમાં ઉત્તમ ! દાનને વિષે મોટા ફળવાળો વિધિ તેં શ્રવણ કર્યો, હવે જે જે કર્મ કરવાથી નરકમાં તથા સ્વર્ગમાં જવાય છે તે કહું તે સાંભળ. હે યુધિષ્ઠિર ! ગુરૂને માટે અને અભયને માટે વર્જીને બાકી સઘળી જગોએ જે જૂઠું બોલે છે તે નરકમાં જાય છે. પારકી સ્ત્રીઓનું હરણ કરનારા પર સ્ત્રીઓનું અભિમર્ષણ કરનારા, પરસ્ત્રીઓના અભિમર્ષણમાં તથા હરણ કરવામાં દૂતપણું કરનારા આદિ સઘળા નરકમાં જાય છે. પારકું ધન હરનારા, તેનો નાશ કરનારા અને તેને માટે સૂચના આપનારા નરકમાં પડે છે. પર્વો, સભાઓ, કિલ્લાઓ તથા ઘરોને ભાગનારાં અનાથ એવી બાલા, વૃદ્ધા કે તપસ્વિની ભય પામેલી સ્ત્રીને જે છેતરે છે તે નરકમાં પડે છે. વૃત્તિચ્છેદ, ગૃહચ્છેદ, દારાનો છેદ તથા મિત્રની સાથે છેદ કરાવનારા અને આશાનો ભંગ કરાવનારા નરકમાં પડે છે. ચાડીઆઓ, આર્ય મર્યાદાને ભાગનારા, પરની જીવિકાએ જીવનારા અને મિત્રોના કૃત્યને નહીં જાણનારા નરકમાં પડે છે. વેદ વિરોધિઓ (પાખંડી), સત્ પુરૂષોની નિંદા કરનારા, ધર્મ સંકેતોને દૂષણ આપનારા, આરૂઢ પતિતો નરકમાં જાય છે. જનવિરોધી વ્યવહાર ચલાવનારા, વિષયી અને વૃદ્ધિ તથા લાભમાં વિષમપણે વર્તનારા નરકમાં જાય છે. દૂતોની સંગાથે ગાઢ વ્યવહાર ધરાવનારા પરીક્ષા વગરના તથા પ્રાણીઓની હિંસામાં પ્રવર્તેલા મનુષ્યો નરકમાં જાય છે. આશા કરાવીને આપવું કબૂલ કરીને, કોઇને મહેનત આપીને નથી આપતા અથવા તેના સ્વામી પાસેથી દૂર કરાવે છે, તે નરકમાં જાય છે. સ્ત્રી, અગ્નિ, ચાકરો અને અતિથીનો ત્યાગ કરી જેઓ એકલા ભોજન કરે છે, તથા પિતૃ તથા દેવતાની પૂજા નથી કરતા તે નરકમાં પડે છે. વેદનો વિક્રય કરનારા, વેદને દૂષણ આપનારા, વેદના લેખકો પણ નરકમાં જાય છે. ચાર આશ્રમથી બહાર, શ્રુતિ બાહ્ય પુરૂષો તથા કુત્સિત કર્મથી જીવનારા પુરૂષો નરકમાં જાય છે. અંબર તથા કાંબળાના વેચનારા, વિષ વેચનારા તથા દૂધ વેચનારા નરકમાં જાય છે. બ્રાહ્મણ, ગાયો તથા કન્યાઓના કાર્યમાં અંતરાય કરનારા નરકમાં જાય છે. હે યુધિષ્ઠિર ! હથિયાર વેચનારા, હથિઆર બનાવનારા અને શલ્યો તથા ધનુષ્યો ઘડનારા નરકમાં જાય છે. પાષાણ, ખીલા તથા કાંટાથી જેઓ માર્ગનો રોધ કરે છે, તેઓ પણ નરકમાં જાય છે. ઉપાધ્યાય, ચાકરો અને ભક્તોનો વિકાર બુદ્ધિથી ત્યાગ કરનારા નરકમાં જાય છે. પશુઓને સમય વિના બંધન કરે છે તથા તેમનાં નાક વિંધે છે તે નરકમાં જાય છે. રાજાનું રક્ષણ નહીં કરનારા તથા બલી, ખડગ અને કાષ્ટાદિકની ચોરી કરનારા નરકમાં જાય છે. સમર્થ છતાં બીજાને નથી આપતા તે પણ નરકમાં જાય છે. શાન્ત પ્રકૃતિવાળા, ઇંદ્રિયોનું દમન કરનારા

જ્ઞાનીઓ તથા ચીરકાળ પાસે રહેલાનો ત્યાગ કરનારા નરકના અધિકારી થાય છે. બાળકને, વૃદ્ધને અને ચાકરોને આપ્યા શિવાય જે પુરૂષો ભોજન કરે છે તે નરકમાં જાય છે.

હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! એ પ્રકારે નરકમાં જનારા મેં તને યથાર્થ કહ્યા, હવે સ્વર્ગમાં જનારા કહું તે તું સાંભળ. સઘળાં દેવ સંબંધી કાર્યોમાં, પુત્રોને, પશુને, અને સઘળાઓને અતિક્રમણ નથી કરતા તે સ્વર્ગમાં જાય છે. હે યુધિષ્ઠિર ! દાન, તપ તથા સત્યથી જેઓ ધર્મમાં વર્તે છે તે સ્વર્ગમાં જાય છે. સેવાવડે તથા તપવડે જેઓ વિદ્યા મેળવે છે અને પ્રતિગ્રહની ઇચ્છા નથી કરતા તેઓ સ્વર્ગમાં જાય છે. ભય. પાપ અને સંકટ, તથા વ્યાધિઓથી જે પરિપૂર્ણ છૂટા હોય તે સ્વર્ગમાં જાય છે. ક્ષમાવાળા, ધીર પુરૂષો, ધર્મની કામનાવાળા આશ્રમમાં રહેનારા અને દેશ નગરમાં રહેનારા તથા કુળવાન પુરૂષો સ્વર્ગમાં જાય છે. સર્વ પ્રકારની હિંસાઓથી નિવૃત થએલા, સઘળું સહન કરનારા, સર્વને આશ્રય આપનારા સ્વર્ગમાં જાય છે, ઇન્દ્રિયોને જીતનારા તથા માતા પિતાની સેવા કરનારા અને ભ્રાતૃઓની સાથે સ્નેહ રાખનારા સ્વર્ગમાં જાય છે આઢય, બળવાન્ તથા યુવાવસ્થામાં ઇન્દ્રિયોને જીતી ધીરજ રાખનારા સ્વર્ગમાં જાય છે. અપરાધોમાં સ્નેહવાળા, સરળ, મૃદુ બોલનારા તથા આરાધ્ય સુખવાળા પુરૂષો સ્વર્ગમાં જાય છે. કુટુંબીઓને અન્ન પાન તથા વસ્ત્રો વહેંચીને આપનારા સ્વર્ગમાં જાય છે. સોનું, ગાયો, યાન વાહન વગેરે આપનારા પુરૂષો સ્વર્ગમાં જાય છે. કન્યાને પરણાવી તેનાં આભૂષણ દ્રવ્ય, દાસ દાસીઓ વસ્ત્ર વગેરે પહેરામણીમાં આપનારા સ્વર્ગમાં જાય છે. વિહારની જગાઓ, ધર્મશાળાઓ, બાગ, કૂવા, વાવો, સરોવરો, અને સભાઓ, પરબો તથા રસ્તાઓ બંધાવનારા પુરૂષો સ્વર્ગમાં જાય છે. ઘર તથા ખેતરોની યાચના કરનારાઓને તે તે પ્રકારનું દાન આપનારા સ્વર્ગમાં જાય છે. રસ, બીજ તથા ધાન્ય પોતે ઉત્પન્ન કરીને આપનારા પુરૂષો સ્વર્ગમાં જાય છે. જેના તેના કુળમાં ઉત્પન્ન થએલા તથાપિ ઘણા પુત્રવાળાઓને સો વર્ષના આયુષ્યવાળા અનુક્રમે ક્રોધને જીતેલા પુરૂષો સ્વર્ગમાં જાય છે. હે ભારત ! દેવ તથા પિતૃ કર્મમાં પૂર્વે ઋષિઓએ કહેલો દાનાર્પણ સંબંધી પર લોકના ફળરૂપ દાનધર્મ આ પ્રકારે મેં તને કહ્યો.

**एतदुक्तममुत्रार्थे दैवां पित्र्यं च भारत ।**
**दानधर्मं च दानस्य यत्पूर्वमृषिभिः कृतं ॥ १० ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे स्वर्गनरकवर्णनंनाम गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥**

## અધ્યાય ૨૪ મો. બ્રહ્મહત્યારો કોને કહેવો.

**युधिष्ठिर उवाच—इदं मे तत्वतो राजन् वक्तुमर्हसि भारत ।**
**अहिंसयित्वापि कथं ब्रह्महत्या विधीयते ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે, હે ભારત ! હે રાજન્ ! હિંસા ન કર્યા છતાં બ્રહ્મહત્યાનું પાપ ક્યારે લાગે એ સઘળું મને આપ કહો. ભીષ્મપિતા કહે છે કે હે રાજાઓ મધ્યે ઇન્દ્ર ! મેં પૂર્વે

વ્યાસને બોલાવીને પૂછ્યું અને તેમના મોંથી જે સાંભળ્યું તે હું તને કહીશ માટે સાવધાન થઈને સાંભળ. હે મુને ! મને વસિષ્ઠનું તત્વ કહો કે હિંસા કર્યા શિવાય બ્રહ્મહત્યાનું પાપ ક્યારે ક્યારે લાગે ? હે રાજન્ ! એ પ્રકારે મેં પૂર્વે પરાશરના શરીરથી ઉત્પન્ન થયેલા વ્યાસને પૂછ્યું ત્યારે ધર્મમાં નિપુણ એવા વ્યાસજીએ નિઃસંશય એવું ઘણું ઉત્તમ વચન મને કહ્યું. ગુણવાન બ્રાહ્મણને ભિક્ષાને માટે પોતે બોલાવી અને પછીથી નથી, એમ જે પુરૂષ કહે છે, તેને બ્રહ્મહત્યારો જાણવો. મધ્યસ્થ બ્રાહ્મણની પરંપરા ગતવૃત્તિને તોડે તેને બ્રહ્મ હત્યારો જાણવો. હે પૃથ્વીપતિ ! ગાયોનું તરસ્યું ટોળું જળને માટે જતું હોય અને તેની વચમાં વિઘ્ન કરે તે બ્રહ્મઘાતી જાણવો. મુનિઓએ કરેલાં શાસ્ત્ર તથા શ્રુતિ રૂડે પ્રકારે પ્રવર્તતાં હોય અને વગર સમજે તેને દૂષણ આપે ને બ્રહ્મહત્યારો જાણવો. રૂપસંપન્ના તથા મોટી થયેલી પોતાની કુંવારી કન્યાને સદૃશ વર શોધી કાઢી ન પરણાવે તે બ્રહ્મહત્યારો જાણવો. અધર્મમાં આસક્ત થએલો મૂર્ખ પુરૂષ દ્વિજાતિઓને મર્મપીડા કરે તેવાં તીક્ષ્ણ વચન કહે તે બ્રહ્મહત્યારો જાણવો. આંધળા, પાંગળા કે બ્રાહ્મણનું સર્વસ્વ હરણ કરે તે પુરૂષ બ્રહ્મઘાતી સમજવો. આશ્રમ, વન, ગામ અથવા નગરમાં જો મોહથી અગ્નિ સળગાવે તો તેને બ્રહ્મઘાતી જાણવો.

**आश्रमे वा वने वापि ग्रामे वा यदि वा पुरे।**
**अग्निं समुत्सृजेत् मोहात्तं विद्याद्ब्रह्मघातिनं ॥ १२ ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे स्वर्गनरकवर्णनोनाम गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥**

## અધ્યાય ૨૫ મો. તીર્થસ્નાન માહાત્મ્ય.

**युधिष्ठिर उवाच—तीर्थानां दर्शनश्चैव स्नानं च भरतर्षभ।**
**श्रवणं च महाप्राज्ञ श्रोतुमिच्छामि तत्वतः ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે—હે ભરતકુળમાં ઉત્તમ ! હે મોટા બુદ્ધિમાન્ ! સઘળાં તીર્થોનું દર્શન, સ્નાન તથા શ્રવણ હું સાંભળવા ઇચ્છું છું. હે ભરતર્ષભ ! પૃથ્વીમાં રહેલાં પુણ્યવાળાં તીર્થો જેટલાં છે, તેટલાં મને કહેવાને યોગ્ય છો. હે પ્રભો ! હું નિયમવાળો થઇ સાંભળીશ. ભીષ્મપિતા કહે છે કે હે મોટી કાન્તિવાળા ! આ અંગીરા ઋષિનાં કહેલાં તીર્થોનો વંશ તું સાંભળ. તારૂં કલ્યાણ થશે, તું ઘણા ઉત્તમ ધર્મને પામીશ. એક દિવસ વખાણવા જેવું જેનું વ્રત છે એવા ગૌતમ મુનિ તપોવનમાં રહેલા ધીર એવા અંગીરા નામના મોટા મુનિની પાસે જઇ આ પ્રકારે પૂછવા લાગ્યા. હે ભગવન્ ! તીર્થોને ઉદ્દેશીને મારા મનમાં કંઇ ધર્મસંશય (પવિત્ર કે અપવિત્ર હશે) છે, તેટલા માટે હે મહા મુને ! તે સઘળું તીર્થ સંબંધી વ્યાખ્યાન મને કહો. હે મોટા બુદ્ધિમાન્ મુને ! તેમાં સ્નાન કરવાથી શું ફળ મળે, વળી જન્માન્તરમાં શું ફળ મળે, તે સઘળું મને કહો. ગૌતમનું વચન સાંભળી અંગિરા મુનિ કહેવા લાગ્યા કે વિશાળ એવી તરંગવાળી ચંદ્રભાગામાં નિરાહાર રહી સાત દિવસ સ્નાન કરે તો મુનિની પેઠે નિર્મળ પાપ રહિત થાય. કાશ્મીર મંડળ (દેશ) માં જે નદિઓ મહાનદમાં પડે છે તે અને સિંધુમાં સ્નાન કરવાથી સદાચરણી થયેલો સ્વર્ગને પામે. પુષ્કરરાજ, પ્રભા-

સ, નૈમિષારણ્ય, સાગરોદક તીર્થ, દેવિકા તથા ઇન્દ્રમાર્ગ અને સ્વર્ણબિંદુમાં સ્નાન કરવાથી અપ્સરાઓએ સ્તુતિ કરેલો વિમાનમાં બેશી દેવરૂપ થઇને ફરે છે. હિરણ્યબિંદુ તથા કુશેશય તીર્થમાં સ્નાન કરવાથી તથા વારંવાર નમસ્કાર કરવાથી, પાપ માત્ર ધોવાઇ દેવપણાને પામી જાય છે. ગંધમાદન પર્વતની નજીક ઇન્દ્રતોય તીર્થને પામીને સ્નાન કરે તથા કુરંગ તીર્થમાં ત્રણ રાત્રિ અપવાસ કરે તો સ્નાન તથા ઉપવાસથી તે પવિત્ર પુરૂષને અશ્વમેધ જેટલું ફળ પ્રાપ્ત થાય છે. +ગંગાદ્વાર, કુશાવર્ત, બિલ્વક, નીલપર્વત તથા કનખલમાં સ્નાન કરવાથી પાપ ધોઇ નાંખી પુરૂષ સ્વર્ગમાં ગતિ કરે છે તે જળના હ્રદમાં સ્નાન કરવાથી બ્રહ્મચારી, ક્રોધને જિતેલો, સત્યનો સમૂહ તથા અહિંસક પુરૂષ વાજીમેધનું ફળ ભોગવે છે. ઉત્તર દિશામાંથી જ્યાં ભાગીરથી ગંગા પડે છે ત્યાં માહેશ્વરનાં ત્રિસ્થાનને વિષે જે પુરૂષ અભિષેક કરે અને એક માસના ઉપવાસ કરે તો અવશ્ય તે દેવતાઓને જૂએ. ઇન્દ્રમાર્ગમાં સપ્તગંગા તથા ત્રિગંગાને વિષે તર્પણ કરનારો પુરૂષ અમૃતપાન કરે અને પુનઃ મોટા આશ્રમમાં અગ્નિહોત્ર-પર પવિત્ર થાય. ઇન્દ્રિયોને જીતી એક માસ નિરાહાર રહી જે પુરૂષ ભૃગુતુંગ તીર્થના મહા હ્રદમાં સ્નાન કરે તે એકજ માસમાં સિદ્ધિ પામે. ત્રિરાત્ર ઉપોષણ કરી કન્યાકૂપમાં વા બલાકા તીર્થમાં તપશ્ચર્યા યુક્ત થાય તો બ્રહ્મહત્યાના પાપથી મુકાય. વળી દેવતાઓમાં કીર્તિ મેળવે તથા યશવડે વિરાજે. દેવિકામાં તથા સુંદરિકાહ્રદમાં અશ્વિનિનક્ષત્રમાં સ્નાન કરવાથી જન્માંતરમાં સુંદર રૂપની પ્રાપ્તિ થાય છે. કૃતિકાના મંગળમાં મહાગંગામાં સ્નાન કરવાથી તથા પંદર દિવસ ઉપવાસ કરવાથી નિર્મલ થઇ સ્વર્ગમાં જવાય છે. કિંકર્ણિકા આશ્રમમાં નિવાસ કરવાથી અપ્સરાઓના લોકમાં જઇ વિમાનમાં બેસી સ્વેચ્છાથી ફરે છે. કાલિકાશ્રમને પામી વિપાશા ગંગામાં સ્નાન કરનાર પુરૂષ ત્રણ રાત્રિ બ્રહ્મચર્ય પાળવાથી તથા ક્રોધ જીત-વાથી સંસારથી છુટી જાય છે. કૃતિકાઓના આશ્રમમાં સ્નાન કરવાથી તથા પિતૃનું તર્પણ કરવાથી અને મહાદેવને સંતોષ પમાડવાથી નિર્મળ થઇ પુરૂષ સ્વર્ગને પામે છે. ત્રણ રાત્રિ ઉપોષણ કરી પવિત્ર થઇ મહાપૂરને વિષે સ્નાન કરવાથી સ્થાવર જંગમ તથા મનુષ્યોનો ભય જતો રહે છે. દેવદારૂ વનમાં સ્નાન કરવાથી તથા તર્પણ કરવાથી સાત રાત્રિ ત્યાં વાસ કરેલો પવિત્ર પુરૂષ દેવ લોકને પામી જાય છે. શરસ્તંબ, દ્રોણશર્મ પદના પવિત્ર જળને સેવનાર પુરૂષ અપ્સરાના ગણોએ સેવેલા સ્વર્ગમાં જાય છે. ચિત્રકૂટ, જનસ્થાન તથા મંદા-કિનીના જળમાં સ્નાન કરવાથી નિરાહાર પુરૂષને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થાય છે. શ્યામાના આ-શ્રમમાં જઇ એક પક્ષ નિરાહાર રહી અભિષેક કરે તે પુરૂષ ગંધર્વાદિ ભોગનું ફળ ભોગવે છે. કૌશિકીને પામી એકવીશ રાત્રિઓ ઇન્દ્રિયોને જીતી વાયુ ભક્ષણ કરે તો પુરૂષ સ્વર્ગને પામે છે. મતંગ વાવમાં સ્નાન કરવાથી એક રાત્રિમાં સિદ્ધિ મળે છે. સનાતન એવા અંધક તીર્થમાં અથવા અનાલંબ તીર્થમાં સ્નાન કરવાથી તથા નૈમિષ અને સ્વર્ગ તીર્થમાં એક માસ રહી દેવનું તથા પિતૃનું તર્પણ કરવાથી ઇન્દ્રિયોને જીતેલો પુરૂષ પુરૂષમેધનું ફળ ભોગવે છે.

ગંગાહ્રદમાં સ્નાન કરવાથી તથા ઉત્પલા વનમાં તર્પણ કરવાથી પુરૂષ એક માસમાં અશ્વમેધનું ફળ ભોગવે છે. ગંગા યુમનાના તીર્થમાં તથા કાલંજર પર્વતમાં તર્પણ કર-વાથી પુરૂષ એક માસમાં દશ અશ્વમેધનું ફળ ભોગવે છે. ષષ્ટિહ્રદમાં સ્નાન કરવાથી અન્ન દાન

+ત્ર્યંબકેશ્વર આગળ બ્રહ્મગીરી ઉપર ગોદાવરી ગંગા જ્યાંથી નીકળે છે તે.

કરવા કરતાં અધિક ફળ થાય છે. માઘ માસમાં પ્રયાગ તીર્થમાં સ્નાન કરનાર હે ભરત કુળમાં ઉત્તમ! પ્રયાગને વિષે ત્રણ કરોડને દશ હજાર તીર્થ આવે છે માટે ઇન્દ્રિયોનો નિગ્રહ રાખી સંશિત વ્રતવાળો કોઇ પુરૂષ (ત્રિવેણીસંગમમાં) સ્નાન કરે તો પવિત્ર થઇ સ્વર્ગમાં જાય છે. પિતૃઓના મરૂદ્દગણ નામના આશ્રમમાં સ્નાન કરવાથી વૈવસ્વત તથા મનુના તીર્થમાં સ્નાન કરવાથી પુરૂષ તીર્થભૂત બને છે. તેમજ બ્રહ્મતરૂને વિષે ભાગીરથી ગંગામાં ઉદક ક્રિયા કરવાથી એક માસ નિરાહાર રહેલો પુરૂષ સ્વર્ગ લોકને પામે છે. પુરૂષ ઉત્પાતક તીર્થમાં સ્નાન કરીને અષ્ટાવક્રમાં તર્પણ કરે અને બાર દિવસ નિરાહાર રહે તો નરમેધના ફળને પામે. ગયાને વિષે પ્રેતશિલા, નિરવિંદ પર્વત, ત્રીજું ક્રૌંચપદિમાં પિતૃતર્પણ કરવાથી બ્રહ્મહત્યાથી મુક્ત થવાય. બહુ જળવાળા કલવિંકલ તીર્થમાં આચમન કરી અગ્નિપૂરમાં સ્નાન કરવાથી પુરૂષ અગ્નિકન્યા પૂરમાં વસે છે. કરવીરપૂરમાં સ્નાન કરી વિશાલામાં ઉદકક્રિયા કરે તથા દેવહ્રદમાં આચમન કરવાથી બ્રહ્મરૂપ પામે. પુનરાવર્ત નદ તથા મહાનદમાં સ્નાન કરવાથી અહિંસક પુરૂષ અપ્સરાઓએ સેવાતા નંદન વનમાં ક્રીડા કરે છે. કાર્તિકિપૂર્ણિમાએ સાવધાન થઇ ઉર્વશી તીર્થમાં સ્નાન કરે તથા વિધિવડે લોહિત તીર્થમાં નહાય તો પુંડરીક (નાગ) ના લોકમાં જાય છે. રામ હ્રદમાં સ્નાન કરે તથા વિપાશામાં નહાય તો બાર વર્ષ નિરાહાર રહેલો પુરૂષ સઘળાં પાપથી અવસ્ય મુક્ત થાય છે. શુદ્ધાન્તઃકરણથી એક માસ નિરાહાર રહી જે પુરૂષ મહાહ્રદમાં સ્નાન કરે તેને જમદગ્નિની ગતિ પ્રાપ્ત થાય છે. હિંસાનો ત્યાગ કરી સત્યથી આત્માનો નિગ્રહ કરી વિંધ્યાદ્રિમાં વિનયથી તપ કરે તે પુરૂષને એક માસમાં પોતાના તપની સિદ્ધિ થાય છે.એક પખવાડીયા સુધી આહારનો ત્યાગ કરી નર્મદામાં અથવા સુપોરક (શલપાણ) તીર્થના જળમાં સ્નાન કરવાથી રાજાના પુત્રપણાને પામે છે. નિયમમાં રૂડે પ્રકારે સાવધાન થએલો પુરૂષ અહોરાત્ર ત્રણ માસ સુધી જંબૂ માર્ગમાં તપ આદરે તો રૂડે પ્રકારે સિદ્ધિ પામે છે. કોકા મુખમાં સ્નાન કરવાથી તથા આંગુલિકાશ્રમમાં જઇને શાક ભક્ષણ કરનારા અને વલ્કલ ધારણ કરનારા પુરૂષોને દશ કુમારીનું સુખ પ્રાપ્ત થાય છે. જે પુરૂષ કન્યા હ્રદમાં રહે છે, તે કદી યમરાજાના મંદિર પ્રત્યે જતા નથી. દેવલોકમાંજ જાય છે.

હે મોટી ભુજાવાળા! મૃત્યુલોકમાં ઉત્પન્ન થએલો જે નર અમાવાસ્યાને દિવસે સાવધાન થએલો પ્રભાસમાં સ્નાન કરે છે તેને એક રાત્રિમાં સર્વ સિદ્ધ થાય છે. ઉજ્જાતકમાં અષ્ટિષેણ મુનિના આશ્રમમાં સ્નાન કરવાથી તથા પિંગાના આશ્રમમાં સ્નાન કરવાથી સર્વ પાપથી મુક્ત થવાય છે. ત્રણ રાત્ર ઉપોષણ વ્રત કરીને જે નર કુલ્યામાં સ્નાન કરે તથા અઘમર્ષણ તીર્થમાં જપ કરે તો તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. પિંડારક તીર્થમાં સ્નાન કરી એક રાત્રિ નિવાસ કરવાથી પવિત્ર થએલા પુરૂષને પ્રાતઃકાળમાં અગ્નિહોત્રનું ફળ પ્રાપ્ત થાય છે. શોભાયમાન્ એવા ધર્મારણ્ય પ્રત્યે બ્રહ્મ સરોવરમાં સ્નાન કરવાથી પવિત્ર થએલો પુરૂષ પુંડરીક (વૈકુંઠ) ના લોકને પામે છે. એક માસ પર્યંત કામને જીતી મૈનાક પર્વતમાં સંધ્યા સ્નાન કરવાથી સઘળા યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. કાલોદક એવા નંદિકુંડ તથા ઉત્તર માનસરોવરમાં સ્નાન કરવાથી સેંકડો યોજનથી આવેલા બાળ હત્યારાનું પાપ છુટી જાય છે. નંદીશ્વરની મૂર્તિનું દર્શન કરવાથી મનુષ્ય સ્વર્ગ માર્ગે થઇ બ્રહ્મલોક પ્રત્યે ગતિ કરે છે. શંકરનો સસરો અને સઘળાં રત્નની ખાણરૂપ તથા સિદ્ધ અને ચારણ લોકોએ સેવા કરેલા

પુણ્યવાન્ એવા પ્રખ્યાત હિમાચળ પર્વતમાં વેદનો જાણનાર બ્રાહ્મણ, આ જીવિત નાશવાન્ છે, એમ જાણી અનશન વ્રત લઇ વિધિપૂર્વક શરીરને છોડી દે, વળી ત્યાં રહેલા દેવતાઓનું અર્ચન કરી મુનિઓને નમસ્કાર કરે તો પોતે સિદ્ધ થઇ દિવ્ય માર્ગે સનાતન એવા બ્રહ્મલોકમાં જાય છે. કામ ક્રોધ તથા લોભને જીતીને જે પુરૂષ તીર્થમાં વસે છે, તેને તીર્થમાં વસે છે, તેને તીર્થમાં અભિગમન કરવાથી કંઈ અપ્રાપ્ય રહેતું નથી સર્વ તીર્થનાં દર્શન કરવાથી વિષમ તથા દુર્ગમ એવાં તીર્થ છે તે મનવડે કરીને ગમ્ય થાય છે. જે મેં તને આ તીર્થનું માહાત્મ્ય બતાવ્યું તેજ પવિત્ર, આજ પુણ્ય, સ્વર્ગનું આપનાર પણ આજ, ઘણું ઉત્તમ પણ આજ વેદનું રહસ્ય પણ આજ, તારનારૂં તથા પવિત્ર કરનારૂં પણ આ માહાત્મ્ય છે. દ્વિજાતિની મધ્યે આત્માનું હિત ઇચ્છનાર સાધુ પુરૂષને તે આપવું. સ્નેહીઓ તથા સેવા કરનાર શિષ્યના કાનમાં તે પાડવું, આ મહાત્મ્ય મોટા તપવાળા અંગિરા મુનિએ ગૌતમને આપ્યું, બુદ્ધિમાન્ કાશ્યપે પ્રાર્થના કરવાથી અંગિરાને કહ્યું, પવિત્રોની મધ્યે ઘણું ઉત્તમ એવું આ માહાત્મ્ય મોટા ઋષિઓને જપ કરવાને યોગ્ય છે. હમેશાં પ્રાતઃકાળમાં ઉઠીને જે આનો પાઠ કરે તે પુરૂષ પવિત્ર થઇ સ્વર્ગ પામે. અંગિરાએ કહેલું આ રહસ્ય જે કોઇ સાંભળે તે ઉત્તમ કુળમાં જન્મ પામે તથા તેને જાતિ સ્મરણ થાય.

इदं यश्चापि शृणुयाद्रहस्यंत्वंगिरो मतं।
उत्तमे चं कुलेजन्मलभेज्जातीश्च संस्मरेत् ॥ ७१ ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे आंगिरसतीर्थयात्रायां गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥**

## અધ્યાય ૨૬ મો. ગંગાજીનું માહાત્મ્ય.

**वैशंपायन उवाच—बृहस्पतिसमं बुध्या क्षमया ब्रह्मणः समम् ॥**
**पराक्रमे शक्रसममादित्यसमतेजसम् ॥ १ ॥**
**गांगेयमर्जुनेनाजो निहतं भूरि तेजसम् ॥**
**भ्रातृभिः सहितोऽन्यैश्च पर्यपृच्छद्युधिष्ठिरः ॥ २ ॥**

વૈશંપાયન કહે છે—અર્જુને રણસંગ્રામમાં પરાભવ પમાડેલા બૃહસ્પતિના જેવી બુદ્ધિવાળા, બ્રહ્માના જેવી ક્ષમા તથા ઇન્દ્રના જેવું પરાક્રમ અને આદિત્યના જેટલા તેજસ્વી ભારે ઐશ્વર્યવાળા ગંગાના પુત્ર ભીષ્મને અન્ય તથા ભાઇઓએ સહવર્તમાન રાજા યુધિષ્ઠિર પૂછતા હતા કે વીરશય્યામાં પોઢેલા, કાળની વાટ જોતા નાશને ન પામેલા ભીષ્મને જોવાની ઇચ્છાએ મોટા ઋષિયો ત્યાં આવ્યા. અત્રિ, વસિષ્ઠ, ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરા ગૌતમ, અગસ્ત્ય, સુમતિ, સુયતા મુનિ, વિશ્વામિત્ર, સ્થૂલગિરા, સંવર્ત્ત પ્રમતિ, દમ, બૃહસ્પતિ, ઉશના, વ્યાસ, ચ્યવન, કાશ્યપ, ધ્રુવ, દુર્વાસા, જમદગ્નિ, માર્કંડેય, ગાલવ, ભારદ્વાજ, રૈભ્ય, યવક્રીત, ત્રીત, સ્થૂલાક્ષ સબલાક્ષ, કણ્વ, મેધાતિથિ, કૃસ, નારદ. પર્વત, સુધન્વા, એકત, નિતંભૂ, ભુવન, ધૌમ્ય, શતાનંદ, કૃતવણ, પર્શુરામ, રામ તથા કચાદિક વગેરે ભી-

અને જોવાને માટે આવેલા મહર્ષિયોનું ભાઇઓએ સહવર્તમાન યુધિષ્ઠિરે યથાયોગ્ય એક પછી એક પૂજન કર્યું. પૂજાએલા તથા સુખરૂપ આસન ઉપર બેઠેલા મોટા ઋષિઓ કથાઓ કહેવા લાગ્યા. પોતાને અનુકૂળ, સર્વ ઇન્દ્રિયો તથા મનને હરણ કરે એવી, ઘણી મધુર આત્મજ્ઞાની ઋષિઓની કથાઓને સાંભળીને ભીષ્મે હર્ષવડે મારો આત્મા હમણાં સ્વર્ગમાંજ છે એમ માન્યું. પછી મોટા ઋષિઓ ભીષ્મને તથા પાંડવોને જણાવી સઘળાના દેખતાં અ-ધાએ ઋષિઓ અન્તર્ધ્યાન થઇ ગયા. તે મુનિઓ અદર્શ થયા છતાં પણ પાંડવો વારંવાર સઘળાઓની સ્તુતિ કરવા લાગ્યા. વળી વિચાર કુશળ એવા પાંડવો પ્રસન્ન મનથી અને ઋષિઓના તપના પ્રભાવથી કુરૂકુળને વિષે ઉત્તમ અને સૂર્યના જેવી કાન્તિવાળા ગંગાપુત્ર ભીષ્મપિતાને જોઇ તેમની સ્તુતિ કરતા હતા. ઋષિઓના તેજથી સઘળી દિશાઓ પ્રકાશિત થએલી હતી, તેથી તેઓના મનમાં આશ્ચર્ય લાગતું હતું. ઋષિઓનું મોટું ભાગ્ય વિચારી પાંડવો તથા ભીષ્મે તેમણે કહેલી કથાઓ કરવા માંડી.

વૈશંપાયન કહે છે—વળી કથાની સમાપ્તિ સમયે ધર્મનો પુત્ર પાંડવ યુધિષ્ઠિર પોતાનું માથું ભીષ્મના પગમાં નમાવી ધર્મનો આવો પ્રશ્ન પૂછવા લાગ્યો. યુધિષ્ઠિર પૂછે છે–હે પિ-તામહ ! કયા દેશો, નગર, ગામ વગેરે મનુષ્યોનાં રેહાણો આશ્રમો, પર્વતો અને નદિઓ પુ-ણ્યવાળી પ્રકાશે છે. ભીષ્મપિતા કહે છે કે–હે યુધિષ્ઠિર ! આ પ્રશ્નના સંબંધમાં શિલોંચ્છવૃત્તિ અને સિદ્ધનો પુરાતન સંવાદરૂપ ઇતિહાસ હું તને કહીશ. પર્વતોએ અલંકૃત કરેલી પૃથ્વીને અતિક્રમણ કરતો એક સિદ્ધ, એક વાર મનુષ્યોની મધ્યે ઉત્તમ ગૃહસ્થાશ્રમી એવા શીલવૃત્તિ નામના પુરૂષને ઘેર આવી પહોંચ્યો. શીલવૃત્તે વિધિથી તેનું અર્ચન કર્યું. સિદ્ધે સુખવડે તે રાત્રિ શીલવૃત્તને ઘેર ગાળી. પવિત્ર શીલવૃત્તિએ પ્રાતઃકાળમાં પોતાનું કૃત્ય તથા વિધિ કર્યો. પછી અતિથિરૂપે, પ્રાપ્ત થએલા સિદ્ધની ઉપાસના કરવા લાગ્યો. તે બેઉ મહાત્માઓ સુખ-રૂપ આસનપર બેસી વેદસંબદ્ધ એવી શુભ કથાઓ કરવા લાગ્યા. શીલવૃત્તિએ વિનયથી જે કથા હમણાં તેં મને પૂછી તેજ પ્રશ્ન સિદ્ધની પ્રત્યે આ પ્રકારે પૂછ્યો. શીલવૃત્તિ પૂછે છે કે ક્યા દેશ, કયા જનપદ, કયા આશ્રમો, કયા પર્વતો અને જાણવા યોગ્ય પુણ્યવાળી કયી ન-દીઓ પ્રકાશમાન્ છે તે મને કહો ? સિદ્ધ કહે છે કે તેજ દેશો, જનપદો, આશ્રમો તથા પર્વતો પવિત્ર છે કે જેના મધ્યમાં થઇ ઉત્તમ નદી ભાગીરથી ગંગા વહન થાય છે. તપ, બ્રહ્મચર્ય, યજ્ઞ અને દાન કરવાથી જે ગતિ પ્રાપ્ત થાય છે, તે ગંગાનું સેવન કરવાથી જંતુને થાય છે. જે દેહનાં ગાત્ર ગંગાના જળથી પખાળ્યા અગર તેમાં પડયાં હોય તે પ્રાણીનું પછી સ્વર્ગથી પડવું કદી થતું નથી. જે દેહનાં સઘળાં કાર્ય ગંગાના જળથી થાય છે, તે મનુષ્યો પૃથ્વીનો ત્યાગ કરી સ્વર્ગમાં જાય છે. પહેલી વયમાં જેમણે પાપ કર્મ કર્યાં છે, અને પછી તેઓ ગંગાને સેવે તો તે પણ પાપથી નિર્મુક્ત થઇ ઉત્તમ ગતિ પામે છે. જે સાવધાન થઈ ગંગાના પવિત્ર જળમાં સ્નાન કરે છે તેના પુણ્યની વૃદ્ધિ થાય છે, તેટલી સેંકડો યજ્ઞથી પણ થતી નથી. જેટલાં વર્ષ સુધી મનુષ્યનાં હાડકાં ગંગામાં રહે તેટલાં હજાર વર્ષ સુધી તે સ્વર્ગમાં સુખ ભોગવે છે. જેમ તીવ્ર અંધકારનો નાશ કરી ઉદય પામેલો સૂર્ય શોભા આપે છે, તેમ ગંગામાં સ્નાન કરવાથી પવિત્ર થએલો પુરૂષ પાપથી મુક્ત થએલો પ્રકાશે છે. જેમ ચંદ્ર વિનાની રાત્રિઓ, પુષ્પ વગરનાં તરૂઓ તેમ કલ્યાણકારક ગંગાના જળ વગરના દેશો તથા દિશાઓ જાણવી. ધર્મ તથા જ્ઞાન વગરના જેવા વર્ણાશ્રમો અને ચંદ્ર વિનાની જેવી

ઋતુઓ તેવું ગંગા વગરનું જગત્ જાણવું. જેમ સૂર્ય વિનાનું આકાશ શૂન્ય શૈલ વગરની પૃથ્વી, વાયુ વગરનું આકાશ તેજ પ્રકારે દેશ તથા દિશાઓ ગંગા વગરની શૂન્ય જાણવી એમાં સંશય નહીં. ત્રણ લોકમાં જે કેટલાક પ્રાણીઓ ગંગાના શુભ જળોવડે તૃપ્ત થએલા છે તે પૂરણ તૃપ્તિને પામે છે. જે મનુષ્ય સૂર્યના કિર્ણોવડે તપેલું ગંગાજળ પાન કરે છે તેને ગાયને ખવરાવેલા જવના કણાના ભોજનના કરતાં વિશેષ ફળ પ્રાપ્ત થાય છે. કાયાને પવિત્ર કરવા માટે મનુષ્યને એક હજાર ચાંદ્રાયણ વ્રત કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છેતેના કરતાં ગંગાજળ પાન કરવાનું ફળ તેની સમાન છે કે ન્યૂનાધિક થાય ( તે કહી શકાતું નથી ). એક હજાર યુગ સુધી જે મનુષ્ય એક પગવડે ઉભો રહે અથવા એક માસ ગંગામાં સ્નાન કરે એ બેઉનું ફળ સમાન થાય છે, વા નથી (તે હું નથી કહી શકતો ) પુરૂષ દશ હજારયુગ પર્યંત ઉંધે માથે લટકે અને ગંગાને વિષે સ્વેચ્છાએ બેસે તે બેઉમાં ગંગાનું ફળ વિશેષ છે. હે દ્વિજોત્તમ ! જેમ અગ્નિમાં નાંખેલું ધાસ બળી જાય છે, તેમ ગંગામાં સ્નાન કરવાથી સઘળું પાપ બળી જાય છે. દુઃખવડે હણાએલા ચિત્તવાળા અને ગતિના ખોળનાર સઘળા પ્રાણીઓની ઉત્તમ ગતિ ગંગા છે. જેમ ગરૂડના દર્શનથી સર્પો વિષવગરના થાય છે તેમ, ગંગાનાં દર્શનવડે સઘળાં પાપથી છૂટી જવાય છે. કેટલાક અપ્રતિષ્ઠા પામેલા, અધર્મને શરણે થયેલા પુરૂષોની પ્રતિષ્ઠા, શરણું, સુખ તથા રક્ષણ ગંગા છે. પ્રત્યક્ષ અનેક પાપોથી ગળાએલા અધમ પુરૂષો નરકમાં પડવાને તૈયાર થએલા અવમાનમાં ગંગાનો આશ્રય કરે તો જન્માંતરમાં ગંગા તેને ઉદ્ધારે છે. હે બુદ્ધિમાનોમાં ઉત્તમ ! જે પુરૂષો હમેશાં ગંગાએ જાય છે, તેમને ઇન્દ્રે સહવર્તમાન દેવ તથા મુનિઓ રૂડે પ્રકારે અંગીકાર કરે છે. વિનય વગરના, આચારહીન, અકલ્યાણવાળા અધમ પુરૂષો ગંગાનો આશ્રય કરવાથી કલ્યાણવાળા થાય છે. દેવતાઓને જેમ અમૃત, પિતૃઓને સ્વધા, નાગલોકને જેમ સુધા, તેમ નરલોકને ગંગાજળ છે. ભૂખથી પીડાએલા બાળકો જેમ માતાને સેવે છે, તેમ શ્રેયની કામનાવાળા પ્રાણીઓ ગંગાની ઉપાસના કરે છે. સઘળા દેવતાઓના સ્થાનોમાં બ્રહ્મસદન જેમ ઉત્તમ ગણાય છે તેમ સઘળી સ્નાન કરવા યોગ્ય નદિઓમાં ગંગા ઉત્તમ ગણાય છે, જેમ ઉપજીવાઓને ગાય તથા દેવાદિઓને પૃથ્વી કહેલી છે તેમ સર્વ પ્રાણધારણ કરનારાઓનું ઉપજીવન ગંગા છે. જેમ દેવતાઓ સત્રાદિ એવા યજ્ઞોમાં રોહિતાદિ પંચામૃત પ્રાશન કરવાથી જીવે છે, તેમ મનુષ્યો ગંગાજળથી જીવે છે. જાન્હવીના તટની રેતીથી ખરડાએલા દેહને સ્વર્ગમાં રહી શોભતો હોય તેવો લોકો માને છે. જે પુરૂષ જાન્હવીના તીરમાં ઉત્પન્ન થયેલી માટી માથા ઉપર ધારણ કરે છે, તે પુરૂષ સૂર્યનું રૂપ ધારણ કરે છે અને મેલ નાશ થઇ નિર્મળ થાય છે. ગંગાના તરંગોને અથડાએલો પવન પાપીઓના શરીરને અડવાથી તેમનાં પાપ ખેંચી લે છે, દ્યૂત પાનાદિ વ્યસનોને ગંગાનાં દર્શનથી ઉત્પન્ન થયેલી પ્રીતિ હરણ કરી લે છે. હંસ, મોર અને બીજા પક્ષિઓના શબ્દથી શબ્દાયમાન્ ગંગા પોતાની ભેખડોથી યક્ષ તથા ગંધર્વોની સ્પર્દ્ધા કરે છે. હંસાદિક વિવિધ પ્રકારનાં સુંદર પક્ષિઓથી વિંટળાએલી, ગોકુળ સંબંધી ગંગાને જોઇ વૃદ્ધોથી સ્વર્ગ પણ વિસ્મર્ણ થએલું છે, ગંગાના તટોમાં પુરૂષોને જે ઉત્તમ પ્રીતિ પેદા થાય છે, તેવી સર્વ કામનાઓને ભોગવતા પુરૂષને સ્વર્ગમાં ઉત્પન્ન થતી નથી. વાની, મન તથા કાયાથી થએલાં પાપોવડે ગળાએલો પુરૂષ ગંગાના દર્શનથી પવિત્ર થાય છે, એમાં સંશય નથી. ગંગાનાં દર્શન, આચમન તથા સ્નાન કરવાથી પુરૂષ પોતાની ાત

આગલી, સાત પાછલી અને સાત તેથી પણ પર એવી એકવીશ પેઢીનો ઉદ્ધાર કરે છે. ગંગાને સાંભળવાથી અભિલાષા કરવાથી, પીવાથી, સ્પર્શ કરવાથી, દર્શન કરવાથી અને સ્નાન કરવાથી મનુષ્ય પોતાના ઉભય વંશને તારે છે. દર્શન કરવાથી, સ્પર્શ કરવાથી પાન કરવાથી તથા કીર્ત્તન કરવાથી સેંકડો હજારો પાપીઓને (ગંગા) પવિત્ર કરે છે. જે પુરૂષ પોતાનું જીવિત સફળ કરવા ઇચ્છતો હોય અથવા શાસ્ત્ર જોએલું હોય અને જન્મને સફળ કરવાની ઇચ્છા હોય તેણે ગંગામાં જઇ પોતાના પિતૃઓ તથા દેવોનું તર્પણ કરવું. પુરૂષ પુત્રોથી, ધનથી, કર્મથી જેટલું ફળ નથી મેળવી શકતો તે કરતાં અધિક ગંગાને પામી મેળવી શકે છે. આંખો તથા પગ છતાં જે પવિત્ર જળવાળી ગંગાનાં દર્શન નથી કરતા તે જન્મતઃ આંધળા તથા પાંગળા જાણવા, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનના જાણનાર ઋષિઓ તથા ઇંદ્ર સહવર્તમાન દેવતાઓએ હમેશ સેવન કરાએલી ગંગાનું કયો મનુષ્ય સેવન નહીં કરે? વાનપ્રસ્થો, ગૃહસ્થાશ્રમીઓ, યતિઓ તથા બ્રહ્મચારિઓએ સેવા કરેલી ગંગાનો કયો પુરૂષ આશ્રય નહીં કરે? પ્રાણ ભાગતી વખતે શિષ્ટ સંન્યસ્ત લઇ સાવધાન થઇ જે પુરૂષ મનવડે ગંગાનું ચિંતવન કરે તે ઉત્તમ ગતિને પામી જાય છે. પુરૂષને કાળથી ભય થતો નથી. પાપનો તથા રાજાનો ભય થતો નથી. મોટા પુણ્યવાળી, આકાશમાંથી પડતી તથા શંકરે પોતાના માથા ઉપર ધારણ કરેલી ગંગાને જે પુરૂષ આ લોકમાં મરણપર્યંત સેવે છે, તે સ્વર્ગમાં જાય છે. સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળ ત્રણેના માર્ગ પોતાના પવિત્ર જળથી જેણે નિર્મળ કર્યા છે એવાં ગંગાનાં જળને સેવનાર પુરૂષ કૃતાર્થ થાય છે. સ્વર્ગમાં તેજસ્વી દેવતાઓમાં જેમ સૂર્ય, પિતૃઓમાં ચંદ્રમા અને મનુષ્યોમાં રાજા, તેમ સરિતાઓમાં ઉત્તમ ગંગા છે. માતા, પિતા, પુત્ર, સ્ત્રી અને ધનનો વિયોગ થવાથી જેટલું દુઃખ નથી થતું તેટલું ગંગાનો વિયોગ થવાથી અવશ્ય થાય છે. બ્રહ્મલોકનું સુખ પ્રાપ્ત થવાથી, ઇચ્છેલા વિષયોનું સુખ મળવાથી, ધન આવવાથી જે પ્રસાદ પ્રાપ્ત થાય છે, તે ગંગાનાં દર્શન થવાથી જે પ્રસાદ મળે તેવો નથી મળતો. પૂર્ણિમાનો ચંદ્ર જોવાથી જેમ મનુષ્યોની દૃષ્ટિ પ્રસન્ન થાય છે, તેમ ત્રણ માર્ગે વહન થતી ગંગાને જોઇ મનુષ્યોની દૃષ્ટિ પ્રસન્ન થાય છે. તેના ઉપર ભાવ રાખનારા, તેમાં મન રાખનારા, તેમાં શ્રદ્ધાવાળા તત્પરાયણ એવા ગંગાના ભગત ગંગાને ઘણા વ્હાલા થાય છે. પૃથ્વીમાં વસનારા, આકાશમાં રહેનારા અને સ્વર્ગમાં વસનારા ઉંચા નીચા સઘળા સત્ પ્રાણીઓને નિરંતર ગંગાના સ્નાન શિવાય બીજું અતિ ઉત્તમ કાર્ય એકે નથી. બધા વિશ્વમાં પુણ્યવાળી ગંગાનો યશ પથરાએલો છે, કેમકે, જેણે સગરરાજાના અસદ્ ગતિને પામેલા, સાઠ હજાર પુત્રોની ભસ્મને સ્પર્શ કરવાથી સ્વર્ગમાં પહોંચાડયા. હતા. વાયુના હાલવાથી સુંદર મનને હરણ કરે એવા ગંગાના જળમાંથી ઉઠેલા તરંગોમાં સૂર્યનાં હજારો કિર્ણ પડવાથી નિર્દોષ પ્રતિમારૂપે ગંગા પ્રકાશિત જણાય છે. યજ્ઞની સમૃદ્ધિઓવાળી ઉદાર વેગવાળી, દુર્વિગાહ્ય એવી ગંગા પ્રત્યે જઇ જે પુરૂષોએ શરીરને છોડી દીધું છે, તે ધીર પુરૂષો દેવતાઓની સમાન પદવીને પામ્યા છે. ઇન્દ્ર સહવર્તમાન દેવોએ, મુનિયોએ તથા માનવોએ રૂડે પ્રકારે સેવા કરેલી, યશવાળી, શ્રેષ્ઠ, દેવાદિકોના સૌભાગ્યને પામેલી (વિશ્વરૂપા) ગંગા, આંધળાઓને તથા જડ અને દ્રવ્ય વગરના પુરૂષોને સેવા કરવાથી સર્વ પ્રકારનાં ફળ આપે છે. અન્નપાનાદિકની આપનાર કર્મના ફળની આપનાર અને ત્રણ માર્ગે ગતિ કરનારી તથા ત્રણલોકનું રક્ષણ કરનારી ગંગાનો આશ્રય કરનારા પુરૂષો સ્વર્ગમાં પહોંચી ગયા છે. જે મનુ-

જેઓ ગંગાતટ વસે છે, એનાં દર્શન કરે છે, તેને દેવતાઓ સુખ આપે છે. વળી તેનું ધ્યાન તથા સ્પર્શ અને સ્મરણ કરનારને દેવતાઓ ઇચ્છેલી ગતિએ પહોંચાડે છે. તારવાને સમર્થ, પૃશ્ની (દેવની માતા) રૂપ, વહન થતી એવી સમૃદ્ધિવાળી, કલ્યાણી પડ ભાગ્યવાળી પ્રકાશમાન્ સર્વ ભૂતની પ્રતિષ્ઠારૂપ, પ્રસન્ન એવી ગંગાની પ્રત્યે ગયા તે સ્વર્ગમાંજ ગયા એમ સમજવું. જેની ખ્યાતિ પૃથ્વી, આકાશ, સ્વર્ગ અને દિશાઓમાં રહેલી છે, એવી નદિઓમાં ઉત્તમ ગંગા, તેના જળને સેવનારા મનુષ્યો કૃતાર્થ થાય છે. કાર્તિકેય તથા રૂકિમણી, પુણ્ય ગર્ભ ધારિણી સ્ત્રી એવી ગંગાને જોઇ બીજાને બોધ કરે છે કે—આ '**ગંગા**' છે, એવી રીતે બોધ કરનાર પુરૂષને આ સંસારના અવસાનનો હેતુ ગંગા પોતેજ થાય છે. આકાશમાંથી પ્રાતઃકાળમાં ઉતરેલી, ધર્મ, અર્થ તથા કામને આપનારી વિશ્વને વ્હાલા જળને વહન કરનારી, પાપને ટાળનારી ગંગામાં પ્રાતઃસ્નાન કરવાથી મનુષ્ય પવિત્ર થાય છે. હિમાચળની પુત્રી તથા શંકરની ભાર્યા એવી ગંગા પૃથ્વી અને સ્વર્ગના ઘરેણારૂપ છે. પૃથ્વીને વિષે ભાગ્યવાળી સમૃદ્ધિરૂપ ગંગા ત્રણુલોકને પુણ્યને આપનારી છે. ધર્મને સ્ત્રવનારી, તેજોમય ધારાઓવાળી, આજ્યના સમાન સફેત કાન્તિવાળી, મોટા તરંગોવાળી, બ્રાહ્મણોથી શોભાયમાન્ અને અંતરિક્ષથી પડતી એવી સ્વર્ગની માતા ગંગાને શંકરે પોતાના માથાવડે ધારણ કરી પછી તે પૃથ્વીપર વહન થઇ, જે પરમ કારણરૂપ, નિર્મળ, સુખને વિસ્તારતી, લાંબી નિદ્રાવાળાને શય્યારૂપ, ઉતાવળી જળને વહન કરનારી યશની આપનાર, જગતને પાળનારી, રૂપાળી, ઇચ્છેલાની સિદ્ધિને કરનારી, સ્નાન કરનારાઓને સ્વર્ગના માર્ગે પહોંચાડનારી, તપ અને રૂષી કરનારાઓનું રક્ષણ કરવું, ધારણ કરવું અને પ્રકાશ આપવામાં પૃથ્વી સમાન એવી ગંગા બ્રાહ્મણ જાતિને તથા કાર્તિકસ્વામીને સમાન અનુગ્રહ કરનારી છે. ઋષિઓએ સ્તુતિ કરેલી, વિષ્ણુપદી, પ્રાચીના, સુંદર પુણ્યરૂપ જળવાળી જાન્હવી ગંગાને આ લોકમાં મનવડે પણ શરણે જનારા બ્રહ્માના સદનમાં ગતિ કરે છે. સઘળા સદ્ગુણોએ યુક્ત એવા પુત્રોની જેમ માતા ખબર રાખે છે તેમ સર્વથા સદ્ગુણી લોકને જોનારી ગંગા, બ્રહ્મપદની ઇચ્છા રાખનારા તથા ઇન્દ્રિયોને નિગ્રહ કરનારા પુરૂષોએ સેવા કરવા યોગ્ય છે. અમૃતદુધા, સર્વ જ્ઞાન પુષ્ટા વિશ્વને ભોગવનારી, અન્નવતી, પર્વતોની રેવતી (માતા) રૂપ, દેવતાઓને શ્રેષ્ઠ આશ્રયરૂપ બ્રહ્માના મનને હરણ કરનારી (કાન્તારૂપ), ગંગાનો આત્મજ્ઞાનીએ તથા સિદ્ધિની કામનાવાળા પુરૂષે આશ્રય કરવો. ઉગ્રતપવડે સેશ્વર દેવોને પ્રસન્ન કરી ભગીરથ રાજા ગંગાને પૃથ્વીમાં લાવ્યો, તે ગંગાની પ્રત્યે નિરંતર ગતિ કરનારાઓને આ લોકમાં તથા પરલોકમાં કોઇ પ્રકારનો ભય થતો નથી. મેં બુદ્ધિથી રૂડે પ્રકારે વિચારીને ગંગાના સઘળા ગુણોમાંથી એક દેશ તને કહ્યો, આ સ્થળમાં તેના સમસ્ત ગુણ માપવાને અથવા કહેવાને હું શક્તિમાન્ નથી. ગણિત કરનારા પુરૂષો મેરૂ તથા સમુદ્રના જળની સર્વ પ્રયત્નોથી ગણના કરી શકે પણ ગંગાજળના ગુણને માપવાને તથા કહેવાને કોઇ સમર્થ નથી માટે મેં કહેલા ગંગાના ગુણોને જાણી વાણી, મન તથા કર્મથી ભક્તિ યુક્ત થઇ તેમાં શ્રદ્ધાવાળો થા; જેથી આ ત્રણ લોકમાં યશનો વિસ્તાર કરી, દુઃખવડે ન મેળવી શકાય એવી મોટી સિદ્ધિને પામી થોડા કાળમાં ગંગાએ કરેલા યથેષ્ટ લોકને તું પામીશ. હમેશાં સ્વધર્મમાં રહી તારી તથા મારી પ્રીતિ ગંગામાં પ્રસન્ન રહો. શ્રદ્ધાળુ પુરૂષોને વ્હાલી એવી ગંગા પોતાના ભક્તને જગતમાં અનેક પ્રકારનાં સુખ આપે છે. ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રકારે મોટી બુદ્ધિ-

વાળા સિદ્ધ પુરૂષ ત્રણ લોકને અનુકૂળ એવા ગંગાના સઘળા ગુણ શીલવૃત્તિને કહી, કાન્તિવાળો સિદ્ધ પુરૂષ ગગન માર્ગે પ્રવેશ કરી ગયો. સિદ્ધ પુરૂષનાં વાક્યોથી બોધ પામેલા શીલવૃત્તે વિધિવડે ગંગાની ઉપાસના કરી, તેથી ઘણી દુર્લભ સિદ્ધિ પામ્યો. હે કુન્તાના પુત્ર! તું પણ એજ પ્રકારે પરમ ભક્તિ યુક્ત થઇ નિરંતર ગંગાની ઉપાસના કર, જેથી ઉત્તમ સિદ્ધિને પામીશ. વૈશંપાયન કહે છે—એ પ્રકારે ગંગાના સ્તવન સુદ્ધાં ભીષ્મે કહેલો ઇતિહાસ સાંભળી, પોતાના ભ્રાતૃઓ સહવર્તમાન યુધિષ્ઠિર ઘણો હર્ષ પામ્યા. ગંગાના સ્તવને યુક્ત આ પુણ્યવાળા ઇતિહાસને જે શ્રવણ કરે, વા પાઠ કરે, તે સઘળાં પાપોથી મુક્ત થાય છે.

**इतिहासमिमं पुण्यं शृणुयाद्यः पठेत वा ।**
**गंगायाः स्तवसंयुक्तं समुच्येत्सर्वकिल्बिषैः ॥ १०३ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे गंगामाहात्म्यकथने गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥**



## અધ્યાય ૨૭ મો. ઇન્દ્ર માતંગનો સંવાદ.

**युधिष्ठिर उवाच—प्रज्ञश्रुताभ्यां वृत्तेन शीलेन च यथा भवान् ।**
**गुणैश्च विविधैः सर्वैर्वयसा च समन्वितः ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે–હે ધર્મ ધારણ કરનારાઓમાં ઉત્તમ! બુદ્ધિ, શાસ્ત્ર, વૃત્ત, શીલ અને વિવિધ પ્રકારના સઘળા ગુણ તથા વયવડે કરીને તમે યોગ્ય છો, તેમ તપ અને પ્રજ્ઞાબુદ્ધિથી વસિષ્ઠ સમાન છો, માટે તમને હું ધર્મ પૂછું છું. હે મનુષ્યેશ્વર! લોકમાં તમારા શિવાય બીજો પૂછવાને યોગ્ય કોઇ નથી. હે રાજાઓની મધ્યે ઉત્તમ! ક્ષત્રિય વૈશ્ય અથવા તો શૂદ્ર, જે કરવાથી બ્રાહ્મણપણાને પામે તે કહેવાને તમે મને યોગ્ય છો. હે પિતામહ! તપથી, કર્મ કરવાથી અથવા શાસ્ત્ર ભણવાથી જો ઇચ્છા હોય તો બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય તે મને કહો?

ભીષ્મપિતા કહે છે—હે પુત્ર! ત્રણ વર્ણોએ બ્રાહ્મણપણું મેળવવું એ ઘણું દુષ્પ્રાપ્ય છે. યુધિષ્ઠિર! અવશ્ય સર્વ પ્રાણીઓને એ સ્થાન ઘણું દુર્લભ છે. ઘણી યોનિયોમાં વારે વારે અવતરતાં, કોઇક સમયે ઉલટા પાલટી થતાં બ્રાહ્મણનો દેહ આવે છે. આ પ્રશ્નના સંબંધમાં મતંગ અને ગર્દભીનો સંવાદરૂપ પુરાતન ઇતિહાસ હું કહું તે તું સાંભળ. હે વત્સ! કોઇક દ્વિજાતિને ગુણવાન્ એવો મતંગ નામનો તુલ્યવર્ણ (બીજા વર્ણથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો પરંતુ જાત કર્માદિ સંસ્કારના યોગથી તુલ્ય વર્ણને પામેલો) પુત્ર ઉત્પન્ન થયો. હે કુન્તાના પુત્ર! મોટા તપવાળા મતંગને તેના પિતાએ અગ્નિચયનને અર્થે ઇષ્ટિકા લાવવાને મોકલ્યો. મતંગ ગધેડું જોડેલા વેગવાળા રથમાં બેસી ચાલ્યો. હે રાજન્! તે મતંગ રથને હાંકતો હાંકતો જોડેલા ગર્દભ બાળકને તેની માતા ગર્દભીની પાસે લઇ ગયો. મતંગ વારેવારે રથે જોડાએલા ગર્દભીના બાળકના નાકપર પરોણો મારતો હતો, ગર્દભ બાળકને નાકે વ્રણ પડેલો જોઇ પુત્રમાં સ્નેહવાળી તેની માતા ગર્દભી પોતાના પુત્રને

જોઇ કહેવા લાગી કે હે પુત્ર ! શોક માં કર. તારા ઉપર ચંડાળ ચઢી બેઠો છે, કેમકે બ્રાહ્મણમાં ક્રૂરતા હોતી નથી. બ્રાહ્મણ સર્વનો મિત્ર કહેવાય છે, સર્વ પ્રાણીઓનો આચાર્ય તથા શિખામણ આપનાર બ્રાહ્મણ શું પરને દુઃખ દે? આ પાપનો કરનાર બાળક પર દયા નથી કરતો, કેમકે પ્રકૃતિને અનુસરી જાતિનો ભાવ ભજવે છે. રાસભીનું આવું દારૂણ વચન સાંભળી મતંગ રથમાંથી નીચે ઉતરી ગધેડીને કહેવા લાગ્યો કે હે કલ્યાણિ ! હે રાસભી ! મને તેં ચાંડાળ કેમ જાણ્યો, મારી માતાને કોણે દૂષિત કરી, તે તું મને કહે. હે મોટી બુદ્ધિવાળી ! તેં મને ચાંડાલ કેમ કહ્યો ? મારૂં બ્રાહ્મણપણું નાશ પામે છે, માટે તે સઘળું યથાસ્થિત મને કહે. મતંગનું વચન સાંભળી ગર્દભી કહેવા લાગી કે બ્રાહ્મણીને વિષે વૃષલ એવા હજામથી તું ઉત્પન્ન થયો છે, માટે તું ચાંડાળ છે, અને એટલાજ માટે તારૂં બ્રાહ્મણપણું નાશ પામ્યું છે. ગધેડીએ એ પ્રકારે કહેતાં મતંગ પોતાના ઘર પ્રત્યે ગયો. તેને ઘેર પાછો આવેલો જોઇ બાપે કહ્યું કે મેં તને યજ્ઞની સિદ્ધિ માટે ગુરૂની સેવા કરવા મોકલ્યો હતો, તેમ છતાં તું ઘેર કેમ આવ્યો ? તારૂં કંઇક અકુશળ થયું હોય એમ જણાય છે, બાપનું વચન સાંભળી મતંગ કહેવા લાગ્યો કે ચાંડાળયોનિ કે કુત્સિત યોનિમાં ઉત્પન્ન થએલાને કુશળ કેમ કરીને હોય ? તેનું કુશળ શી રીતે થાય કે જેની આ માતા કુત્સિત કર્મની કરનારી છે. હે પિતા ! અમાનુષા એવી આ ગર્દભી કહે છે કે તું બ્રાહ્મણીને વિષે વૃષલથી ઉત્પન્ન થયો છે માટે હું મોટું તપ આચરીશ.

એ પ્રકારે પોતાના પિતાને કહી મતંગે તપને માટે નિશ્ચય કર્યો. પછી મોટા વનમાં જઇ દુશ્ચર તપ આરંભ્યું. તપ યુક્ત થઇ સુખવડે બ્રાહ્મણનું પદ મેળવવાની ઇચ્છાએ દેવતાઓને આરાધવા લાગ્યો. એના દુશ્ચર તપથી ઇન્દ્ર ત્યાં આવી મતંગને કહેવા લાગ્યો કે હે મતંગ ! તું મનુષ્યના ભોગને ત્યાગ કરી તપ કેમ કરે છે ? તારા મનમાં ઇચ્છા હોય તેવું માગ્ય, હું તને આપીશ જે કંઇ પ્રાપ્ત થઇ ન શકે તેવું તારા હૃદયમાં હોય તે કહે. ઇન્દ્રનું વચન સાંભળી મતંગ કહે છે કે બ્રાહ્મણપણું મેળવવાની ઇચ્છાએ મેં તો તપ આરંભ્યું છે, તે મેળવ્યા પછી હું જઇશ. એજ વરદાનનો મેં નિશ્ચય કર્યો છે. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે કે મતંગનું વચન સાંભળી ઇન્દ્ર બોલ્યો કે હે મતંગ ! તું દુર્લભ એવા બ્રાહ્મણપણાની પ્રાર્થના કરે છે. હે દુર્બુધ્ધે ! ઉતાવળો વિરામ પામ્ય; કેમકે બ્રાહ્મણપણાની ઇચ્છાએ તપ કરતો કરતો અકૃતાત્મ એવો તું ફોકટ નાશ પામીશ. સઘળા પ્રાણીઓમાં ઉત્તમ એવું બ્રાહ્મણપણું તપથી વશ કરાતું નથી. તેની પ્રાર્થના કરતો તું વગર મેળવ્યે થોડા વખતમાં નાશ પામીશ. દેવ, દૈત્ય અને મનુષ્યોમાં જે ઘણું પવિત્ર કહેલું છે, તે ચાંડાળ યોનિમાં ઉત્પન્ન થએલાથી કદી મેળવી શકાતું નથી.

**देवतासुरमर्त्येषु यत् पवित्रं परं स्मृतम् ।**
**चंडालयोनौ जातेन न तत्प्राप्यं कथंचन ॥ ३० ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे इन्द्रमातंगसंवादे गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥**

---

## અધ્યાય ૨૮ મો. ઇન્દ્રમાતંગ સંવાદ.

**भीष्म उवाच—एवमुक्तो मतंगस्तु संशितात्मा यतव्रतः।
अतिष्ठदेकपादेन वर्षाणां शतमुच्यते ॥ १ ॥**

ભીષ્મપિતા કહે છે—ઇન્દ્રએવો બોધ કર્યા છતાં પણ વખણાએલા દેહવાળો, ઇન્દ્રિયોને નિયમે રાખનાર મતંગ એક પગવડે સો વર્ષ ઉભો રહ્યો. વળી સો વર્ષે ફરી મોટા યશવાળા ઇન્દ્રે આવીને કહ્યું કે હે તાત ! બ્રાહ્મણપણું દુર્લભ છે, પ્રાર્થના કરવાથી તે તું નહીં પામે. હે પુત્ર ! હે મતંગ ! પ્રાર્થના કર્યા છતાં મોટું સ્થાન નાશ પામી જાય છે માટે સાહસ ન કરીશ. તારો આ ધર્મનો રસ્તો નથી. હે દુર્બુદ્ધિવાળા ! આ દેહે તું બ્રાહ્મણપણું મેળવવાને યોગ્ય નથી. અપ્રાપ્યની પ્રાર્થના કરતો અવશ્ય થોડા કાળમાં તું નાશ પામીશ. હે મતંગ ! બહુ વાર મેં વાર્યા છતાં મોટું પદ મેળવવાની તું ઇચ્છા રાખે છે, તે તપવડે સર્વથા મળવાનું નથી. પશુયોનિને પામેલો મનુષ્ય યોનિમાં અવતરે તો તે ચાંડાળ કે પુલ્કસ યોનિમાં ઉત્પન્ન થાય છે, એમાં સંશય નહીં. હે મતંગ ! આ લોકમાં જે કોઇ ચાંડાળ કે પાપ યોનિના જીવ છે. તે તેજ યોનિમાં બહુ કાળ સુધી ભમે છે. સહસ્ર ગણે કાળે તે શૂદ્ર થાય છે. શુદ્ર યોનિમાં પણ તેમને બહુ કાળ રહેવું પડે છે. પછી ત્રીશ ગણે કાળે તે વૈશ્યપણાને પામે છે. વૈશ્ય યોનિમાં પણ ગણો કાળ ભમવું પડે છે. પછી સાઠ ગણે કાળે તે જીવ ક્ષત્રિયની યોનિને પામે છે. પછી સાઠ ઘણે કાળે બ્રહ્મ બંધુતાને મેળવે છે. બ્રહ્મ બંધુ (ભ્રષ્ટ બ્રાહ્મણ) પણ ઘણો કાળ થવું પડે છે. ત્યાર પછી બસેં બણે કાળે શસ્ત્રજીવી થાય છે, તે શસ્ત્રજીવીની યોનિમાં પણ ઘણો કાળ ફરવું પડે છે. ત્યાર પછી ત્રણસેં ઘણે કાળે માત્ર ગાયત્રીનો જપ કરનારના કુળમાં અવતરે છે, તેમાં ગણો કાળ ફર્યા પછી ચારસેં ઘણે કાળે શ્રોત્રિય ( વેદ ભણેલો ) બ્રાહ્મણ થાય છે. શ્રોત્રિયપણામાં પણ ગણો કાળ વીતિ જાય છે. શ્રોત્રિયનો લાભ મળ્યા છતાં પણ અધમ બ્રાહ્મણમાં શોક, હર્ષ. કામ, દ્વેષ, ઘણું માન તથા ઘણો વાદ ( ઇત્યાદિ અવગુણ ) પ્રવેશ કરે છે. તે શત્રુઓને જીતે તો સદ્ગતિને પામે છે. જો શત્રુઓ બ્રાહ્મણને જીતે તો તાડની ટોચ ઉપરથી જેમ પડે, તેમ છેક નીચ યોનિમાં ફેંકી દે છે. હે મતંગ ! જે મેં તને કહ્યું, તેનો બરોબર વિચાર કરી તું બીજું વરદાન માગ્ય, અવશ્ય બ્રાહ્મણપણું ઘણુંજ દુર્લભ છે.

**मतंग संप्रधार्यैवं यदहंत्वामचूचुदम् ।
वृणीष्वकाममन्यंत्वं ब्राह्मण्यं हि सुदुर्लभम् ॥ १६ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे इन्द्रमातंगसंवादे गुर्जरभाषाया मष्टाविंशोऽध्यायः ॥ २८ ॥**



## અધ્યાય ૨૯ મો. બ્રાહ્મણત્વની દુર્લભતા.

**भीष्म उवाच—एवमुक्तो मतंगस्तु संशितात्मा यतव्रतः ॥ ॥
सहस्रमेकपादेन ततो ध्यानेऽप्यतिष्ठत ॥ १ ॥**

ભીષ્મપિતા કહે છે—ઇન્દ્રે એ પ્રકારે કહ્યા છતાં વળી વખાણેલા આત્માવાળો મ ઇન્દ્રિયોને નિયમે રાખી ધ્યાનમાં હજાર વર્ષ સુધી એક પગે ઉભો રહ્યો. હજાર વર્ષે ઇ તેને જોવા માટે ત્યાં આવ્યો. ઇન્દ્રને જોઇ મતંગ તેને કહેવા લાગ્યો કે એક હજાર વર્ષ સ સાવધાન થઇ બ્રહ્મચર્ય પાળી એક પગે ઉભો રહ્યો તે છતાં મને બ્રાહ્મણપણું કેમ પ્રા ન થયું? ઇન્દ્ર કહે છે કે ચંડાળ યોનિમાં ઉત્પન્ન થએલાને બ્રાહ્મણપણું મળવાનું નથી ; ઇચ્છા મહેનતનો ત્યાગ કરી તું બીજો વર માગ, ઇન્દ્રનું આવું વચન સાંભળી મતંગ ઘણે શોકાતુર થયો. પછી મતંગ ગયામાં જઇને સો વર્ષ સુધી પગના અંગુઠા ઉપર ઉભો વાયુ રોકી દુઃખવડે વહન થાય એવા યોગને વહન કરવા લાગ્યો. શરીર સુકાઇ જવાથી ડકાં અને ચામડી માત્ર રહી. ધર્માત્મા મતંગ (તપ કરતાં) પડી ગયો. તેને પડતો જોઇ દાનોનો ઇશ્વર તથા પ્રાણી માત્રનું હિત ઇચ્છનાર, દાતા એવા ઇન્દ્રે ઉતાવળા આવી ઝાલી લીધો. હે મતંગ! આ યોનિમાં બ્રાહ્મણપણું તને વિરૂદ્ધ દેખાય છે. કામ ક્રોધ પરિપંથિઓએ વિંટળાએલું બ્રાહ્મણપણું ઘણુંજ દુર્લભ છે. બ્રાહ્મણનું પૂજન કરવાથી સ પમાય છે, પૂજન ન કરવાથી દુઃખ પેદા થાય છે. સઘળાં પ્રાણીઓને યોગ તથા ક્ષેમ આપનાર બ્રાહ્મણો છે. પિતૃઓ તથા દેવો બ્રાહ્મણ દ્વારાએ તૃપ્તિ પામે છે. હે મતંગ! સ પ્રાણીઓમાં બ્રાહ્મણ ઉત્તમ છે, બ્રાહ્મણ જે જે ઇચ્છે છે તે કરે છે. ઘણી યોનિઓમાં વારે અવતરતાં કોઇક ઉલટપાલટમાં આ લોકમાં બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે. અકૃતાત્મા થી દુઃખવડે પણ ન મેળવી શકાય તેવા બ્રાહ્મણપણાનો આગ્રહ છોડી દઇ તું બીજો માગ, એ વરદાન તને દુર્લભ છે.

મતંગ કહે છે—દુઃખવડે પીડાએલા મને તું કેમ પીડે છે? મરેલાને શીદ મારે હું તો તારો શોક કરૂં છું કેમકે મારા સરખા કરૂણા વગરના તપસ્વીને જોઈ બ્રાહ્મણ પણ નાશી જશે. હે ઇન્દ્ર! ત્રણે વર્ણથી બ્રાહ્મણપણું મેળવવું જો ઘણું દુર્લભ હોય હમેશાં દુર્લભ એવું તે મનુષ્યોથી સાચવી શકાવાનું નથી. (અર્થાત્ કામ ક્રોધાદિ પેદા થવ તે જતું રહેશે) દુર્લભ ધન એવું બ્રાહ્મણપણું મેળવી તેને સાચવી શકતો નથી, તે પાપીએ અતિ પાપી તથા અધમમાં અધમ સમજવો. અવસ્ય બ્રાહ્મણપણું દુષ્પ્રાપ્ય છે, પ્રાપ્ત થયા પાળવું ઘણું કઠણ છે. દુઃખે પ્રાપ્ત થાય એવું બ્રાહ્મણપણું મેળવી મનુષ્યોથી તેનું રક્ષણ સહેલું નથી પણ હે શક્ર! એક સ્થાનમાં રહેનારો, સંસારથી વિરક્ત, પ્રતિગ્રહ નહીં હું હિંસા ન કરવાથી તથા દમ ધારણ કરવાથી બ્રાહ્મણપણાને યોગ્ય નથી શું? હે પુરંદ મારૂં પ્રારબ્ધ એવું કેમકે હું ધર્મનો જાણનાર છતાં માતાના દોષથી આવી અવસ્થાને પામ્ અરેરે હે વિભો! દૈવને પાછું ઠેલવાનો પુરૂષને કંઇ ઉપાય નથી. જેને માટે યત્ન કર્યા બ્રાહ્મણપણું ન મળ્યું હશે એ તો ગયું પણ હે ઇન્દ્ર! જો હું અનુગ્રહ કરવાને યોગ્ય હોઉં અથવા કંઇક પણ મારૂં સુકૃત હોય તો ધર્મ વરદાન આપવાને તું યોગ્ય છે. વૈશંપા કહે છે—મતંગનું એવું વચન સાંભળી ઇન્દ્રે કહ્યું બીજું વરદાન માગ્ય. ઇન્દ્રે પ્રેરણા કરવ મતંગ બોલ્યો કે જેમ કામરૂપી વિહંગમ (પક્ષિ) સ્વેચ્છા પ્રમાણે વિહાર કરે છે, તેમ હું બ્રાહ્મણ અને ક્ષત્રિયના અવિરોધથી પૂજાને પામું. હે ઇન્દ્ર! મારી અક્ષય કીર્તિ થાય કરવાને તું યોગ્ય છે, હું માથું નમાવી તને વિનવું છું, ઇન્દ્ર કહે છે કે તું 'છન્દોદેવ' એ પ્રકારના નામથી જગતમાં વિખ્યાત થઇશ. તું સ્ત્રિયોને પૂજ્ય થઇશ, અને હે વ

તારી અતુલ કીર્ત્તિ ત્રણુ લોકમાં વિખ્યાત થશે. એ પ્રકારે તેને વરદાન આપી ઇન્દ્ર અંતર્ધાન થયો. મતંગ પણ પોતાનો પ્રાણુ ત્યાગ કરી ઉત્તમ સ્થાનને પામ્યો. હે ભારત! એ પ્રકારે બ્રાહ્મણનું સ્થાન ઉત્તમ છે, અને આ લોકમાં તે અવશ્ય દુષ્પ્રાપ્ય છે એમ મહેન્દ્રે કહેલું છે.

एवमेतत्परं स्थानं ब्राह्मण्यं नाम भारत।
तच्चदुष्प्रापमिह वै महेंद्रवचनं यथा ॥ २७ ॥

इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे इन्द्रमातंगसंवादे गुर्जरभाषाया मेकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥



## અધ્યાય ૩૦ મો. વીતહવ્ય-હૈહયાખ્યાન.

युधिष्ठिर उवाच—श्रुतं मे महदाख्यं न मे तत्कुरुकुलोद्वह।
सुदुष्प्राप्यं यद्ब्रवीषि ब्राह्मण्यं वदतांवर ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે કુરુકુળને વહન કરનારા! હે કહેનારાઓની મધ્યે ઉત્તમ! બ્રાહ્મણપણું ઘણા દુઃખવડે પ્રાપ્ત થાય એવું છે એમ તમે કહો છો એ સંબંધી મોટું આખ્યાન મેં સાંભળ્યું પણ પૂર્વે વિશ્વામિત્રે બ્રાહ્મણપણું મેળવ્યું હતું એમ મેં સાંભળ્યું છે તો તે દુષ્પ્રાપ્ય તેમને કેમ મળ્યું? વળી વીતહવ્ય નામનો રાજા બ્રાહ્મણપણાને પામ્યો હતો. હે ગંગાના પુત્ર! હે વિભો! એ મને સાંભળવાની ઇચ્છા છે. એ રાજા શું કરવાથી બ્રાહ્મણપણું પામ્યો હતો. વરદાનથી અથવા તપવડે તેણે તે મેળવ્યું હતું કે કેમ, તે મને કહેવાને યોગ્ય છો. ભીષ્મપિતા કહે છે—હે રાજન્! જે કારણુ માટે મોટા યશવાળો રાજર્ષિ વીતહવ્ય રાજા લોકોએ સત્કાર કરેલું દુર્લભ બ્રાહ્મણપણું પામ્યો તે તું સાંભળ. હે તાત! ધર્મવડે પ્રજાનું રક્ષણ કરનારા મહાત્મા મનુને વિખ્યાત એવો શર્યાતિ નામનો પુત્ર થયો, તેના વંશમાં જીતનારાઓની મધ્યે ઉત્તમ એવા વત્સને* હૈહય તથા તાલજંઘ એવા બે રાજપુત્ર ઉત્પન્ન થયા. હે રાજેન્દ્ર! હૈહય રાજાને દશ સ્ત્રીઓમાં રણસંગ્રામમાંથી પાછા ન વળે એવા શૂરા સો પુત્ર થયા. સઘળા સમાન રૂપવાળા, સરખા પ્રભાવવાળા, યુદ્ધશાલિન તથા બળવાન, વેદ અને ધનુર્વેદમાં નિપુણ હતા. હે રાજન્! તેજ સમયે કાશીમાં પણ દિવોદાસ રાજાનો વડવો હર્યશ્વ નામનો પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. હે પુરુષોની મધ્યે ઉત્તમ! વીતહવ્યના પુત્રોએ આવી ગંગા અને યમુનાના મધ્ય (દોઆબ પ્રાન્ત)માં યુદ્ધ મચાવી હર્યશ્વને માર્યો. મહારથી હૈહય રાજાઓ હર્યશ્વને મારી વત્સ વંશીઓ વગર ભયે પોતાની નગરીમાં પેઠા. પછી હર્યશ્વની ગાદીએ સાક્ષાત્ ધર્મના જેવો અને દેવના જેવી કાન્તિવાળો તેનો પુત્ર સુદેવ નામે કાશિરાજા બેઠો. ધર્માત્મા કાશિનંદને પૃથ્વીનું પાલન કરવા માંડયું, એટલામાં પાછા વીતહવ્યના વંશજોએ આવી તેને યુદ્ધમાં જીતી લીધો. તેને જીતી જેમ આવ્યા હતા તેમ પાછા તેઓ પોતાના નગર પ્રત્યે ગયા. સુદેવના પુત્ર દિવોદાસને પછી કાશીની રાજ્યગાદી પર અભિષેક કર્યો. દિવોદાસે પોતાના તે

* હૈહયનું બીજું નામ વીતહવ્ય.

ઉદ્યોગી શત્રુઓનું પરાક્રમ વિશેષ જાણી, ઇન્દ્રની સલાહથી કાશીને મોટી તેજસ્વી બનાવી. બ્રાહ્મણ, ક્ષત્રિયો વૈશ્ય તથા શુદ્રોથી ભરપૂર અને ઉંચી જાતના પદાર્થો તથા બજારોની સ દ્ધિથી શોભતી ગંગાના ઉત્તર કિનારે અને ગોમતીને દક્ષિણ કિનારે ટેકરીપર ઇન્દ્રની અ રાવતીની પેઠે શોભતી હતી. હે ભારત ! વળી હૈહય રાજાઓ ફરી કાશીમાં આવી રાજાઓ સિંહ સમાન દિવોદાસની સામે થયા. મોટી કાન્તિવાળા બળવાન્ દિવોદાસ રાજાએ કાશીમાં બહાર નીકળી તેઓને યુદ્ધ આપ્યું. દેવ તથા દૈત્યોના જેવું ઘોર યુદ્ધ જોડાયું. દિવોદાસ એ હજાર શત્રુઓના સામો લઢયો, છેવટે તેનું વાહન મરાયું એટલે રાંક થઇ ગયો. રાજા યોદ્ધાઓ મરાયા, તેનો ભંડાર ખાલી થયો, (જીતવાની આશા ન જણાઇ એટલે) દિવોદા કાશી છોડી નાશી ગયો. હે શત્રુઓનો નાશ કરનારા, તે રાજા બુદ્ધિમાન્ ભરદ્વાજના પ આશ્રમમાં જઇ હાથ જોડી તેમને શરણે રહ્યો. પુરોધસ, સદાચરણી, બૃહસ્પતિના મો પુત્ર, ભરદ્વાજ દિવોદાસ રાજાને કહેવા લાગ્યો કે હે રાજન્ ! તારૂં આવવું કેમ થયું ? ત શું કામ છે ? સઘળું મને કહે, જેમ તારૂં સારૂં થશે એમ હું કરીશ, તારી બાબતમાં મ કંઇજ વિચારવાનું નથી. દિવોદાસ રાજા કહે છે કે હે ભગવન્ ! વીતહવ્યના વંશજોએ યુદ્ધ મારો વંશ નાશ પમાડયો, ફક્ત એકલો હુંજ શેષ રહ્યો તે તમારે શરણે આવ્યો છું, ભગવન્ ! મારા પર શિષ્ય ભાવનો સ્નેહ લાવી આપ રક્ષણ કરવાને યોગ્ય છો. પાપ ક કરનારા શત્રુઓએ મારા વંશમાં આ મારો દેહજ અવશેષ રાખ્યો છે. મોટા ભાગ્યશા પ્રતાપવાળા ભરદ્વાજ તેની પ્રત્યે બોલ્યા કે બીશ નહીં, હે સુદેવના પુત્ર ! હવે તારો ભ ગયો. હે પૃથ્વીપતિ ! તારે પુત્ર થવા માટે હું ઇષ્ટિ કરીશ, જેનાથી વીતહવ્યના હજાર પુત્રો તું મારીશ. એમ કહી ઋષિએ તેને પુત્ર કામેષ્ટિ યજ્ઞ કરાવ્યો. તેનાથી તેને પ્રતર્દન નામ પુત્ર થયો. તે ઉત્પન્ન થતાંમાંજ તેર વર્ષનો થયો અને વેદ તથા સઘળો ધનુર્વેદ ગાવા લ ગ્યો. બુદ્ધિમાન્ ભરદ્વાજે પોતાના યોગ બળથી લોકમાં જે તેજ જણાય છે, તે સઘળું તેન માં સમાવ્યું. પછી પ્રતર્દન રાજા ધનુષ્ય ધારણ કરી તથા કવચ પહેરી, મોટા દેવર્ષિઓ સ્તુતિ કરેલો તથા બંદિજનોએ નમસ્કાર કરેલો સૂર્યની પેઠે શોભવા લાગ્યો. રથમાં બેઠે હથિઆર બાંધી અગ્નિની પેઠે તેજસ્વી દીસવા લાગ્યો. કવચ પહેરી હાથમાં ધનુષ્ય બાણ લ ચાલ્યો. તેને જોઇ સુદેવનો પુત્ર દિવોદાસ મોટો હર્ષ પામ્યો. રાજાએ મનમાં એમ માન્યું વીતહવ્યના છોકરાઓને આ અવશ્ય મારશે. પછી પ્રતર્દનને યુવરાજ્યનો અભિષેક કરી કૃ કૃત્ય થયો. પછી શત્રુઓનો નાશ કરે એવા પોતાના પુત્ર પ્રતર્દનને વીતહવ્યના પુત્રોનો વ કરવાની આજ્ઞા આપી. શત્રુઓના નગરને જીતવાની ઇચ્છાએ પરાક્રમી પ્રતર્દન રથમાં બે ગંગા ઉતરી વીતહવ્યના પુત્રોના નગર પ્રત્યે આવ્યો. વીતહવ્યના પુત્રો શત્રુના રથનો ઘો સાંભળી, રથના શબ્દથી પીડાએલા રથમાં બેસી નગર બહાર આવ્યા. ક્રોધ પામેલા તે યો દ્ધાઓ મનુષ્યોમાં વાઘના જેવા બાણ વર્ષાવતા ઉઘાડે હથિઆરે પ્રતર્દન સામા આવ્યા. યુધિષ્ઠિર ! અનેક પ્રકારનાં હથિઆર તથા રથના ઓઘથી પ્રતર્દન રાજાની પ્રત્યે હિમાચળ મેઘના છાંટા પડતા હોય તેમ હથિઆરોની વૃષ્ટિ કરવા લાગ્યા. પોતાનાં હથિઆરોથી શત્રુ હથિઆરોને હઠાવી પ્રતર્દન રાજા અગ્નિના સમાન બાણુથી વજ્ર જેવા તે તેજસ્વિઓને હણ લાગ્યો. હે રાજન્ ! પ્રતર્દનના ભાલાઓના ઘાથી શત્રુઓનાં અંગ વિંધાઇ રૂધિરે ખરડાએ કેસુડાના વૃક્ષના જેવાં થઇ પૃથ્વીપર પડવા લાગ્યાં. વીતહવ્યના સઘળા પુત્રોનો પરાભવ થ

થી તે નગર છોડી ભગુઋષિના આશ્રમ પ્રત્યે નાશી ગયો. વીતહવ્ય રાજા ભૃગુઋષિને શરણે ગયો. હે રાજન્! રાજાને ભૃગુએ અભય વર આપ્યો. પ્રતર્દન રાજા ઉતાવળો તેની પુઠે ભૃગુના આશ્રમ પ્રત્યે ગયો. ત્યાં આવી દિવોદાસનો પુત્ર ભૃગુઋષિ પ્રત્યે બોલ્યો કે, અરે! આ આશ્રમમાં મહાત્મા ભૃગુઋષિના શિષ્યો કયાં છે? મને મહા મુનિ ભૃગુનાં દર્શન કરવાની ઇચ્છા છે માટે તેમને કહો કે હું આવ્યો છું. ઋષિએ જાણ્યું એટલે આશ્રમમાંથી બહાર નીકળી પ્રતર્દન રાજાનો સત્કાર કર્યો. પછી તેમણે પૂછ્યું હે રાજેન્દ્ર! અત્રે આવવાનું શું કામછે? ઋષિનું વચન સાંભળી પોતાને આવવાનું કારણ તે કહેવા લાગ્યો.

રાજા કહે છે—હે બ્રહ્મન્! આ વીતહવ્ય રાજાને આપના આશ્રમમાંથી બહાર કાઢો, હે બ્રહ્મન્! તેના છોકરાઓએ જરૂર મારો સઘળો વંશ નાશ કર્યો છે. કાશીનો રત્નભંડાર તથા આખો દેશ તેમણે ઉજ્જડ કર્યો છે. એ મદોન્મત્ત રાજાના સો છોકરા મેં મારી નાખ્યા, હવે એને મારવાથી હું મારા પિતાના ઋણુથી મુક્ત થઇશ. રાજાનું આવું વચન સાંભળી ધર્મ જાણુનારાઓમાં ઉત્તમ, દયાળુ ભૃગુમુનિ પ્રતર્દનની પ્રત્યે બોલ્યા કે મારા આશ્રમમાં કોઇપણુ ક્ષત્રિય નથી, બધાએ મારા દ્વિજાતીય છે. પ્રતર્દન રાજા ભૃગુનું એવું વચન સાંભળી, હળવે રહી ભૃગુઋષિના પાદસ્પર્શ કરી, હર્ષયુક્ત થઇ બોલ્યો કે ભલે હો, હે ભગવન્! હું આજે કૃતાર્થ થયો છું, એમાં સંશય નહીં. વીતહવ્યને મારા પરાક્રમથી મેં જાતિનો ત્યાગ કરાવ્યો છે. હે બ્રહ્મન્! મારો અનુગ્રહ કરો અને મને દયાદષ્ટિથી જુઓ. હે ભૃગુવંશને વહન કરનારા! મેં તે રાજાની જાતિનો ત્યાગ કરાવ્યો એટલુંજ બસ છે. પ્રતર્દન રાજાનું વચન સાંભળી ભૃગુએ તેને આજ્ઞા આપી. સર્પ જેમ વિષનો ત્યાગ કરે તેમ વૈર છોડી દઇ પ્રતર્દન રાજા જયાંથી આવ્યો હતો ત્યાં પાછો ગયો. ભૃગુઋષિનાં વચન માત્રથીજ વીતહવ્ય રાજા બ્રાહ્મણુપણાને પામી ગયો. હે મહારાજ! બ્રહ્મવાદી વીતહવ્યને ઇન્દ્રના સરખો રૂપાળો, ગૃત્સમદ નામનો પુત્ર થયો. "ઇન્દ્ર તુજ છે," એમ કહી દૈત્યોએ પૂર્વે જેને પકડયો હતો, જે મહાત્માની ઋગવેદમાં મુખ્ય શ્રુતિ કહેવાય છે, બ્રાહ્મણોએ રક્ષણુ કરેલો શ્રીમાન્ ગૃત્સમદ, બ્રહ્મચર્ય વ્રતવાળો, વિપ્રર્ષિ કહેવાયો. ગૃત્સમદને સુચેતા નામે બ્રાહ્મણુ પુત્ર ઉત્પન્ન થયો, સુચેતાને વર્ચ નામનો પુત્ર થયો, વર્ચાનો વીતહવ્ય, વીતહવ્યનો વિતત્ય, વિતત્યનો છોકરો સત્ય કહેવાયો. સત્યનો સંત થયો, અને સંતનો શ્રવાર્ષિ થયો, અને શ્રવસનો ત્તથ થયો, ત્તથનો પ્રકાશ નામે ઉત્તમ બ્રાહ્મણુ કહેવાયો. પ્રકાશનો જયવાળો વાગિંદ્ર થયો, અને વાગિંદ્રનો પુત્ર વેદ તથા વેદનાં અંગને જાણુનાર એવો પ્રમિતિ નામે પુત્ર થયો. પ્રમિતિને ધૃતાચિને વિષે રૂરૂ નામે પુત્ર થયો. રૂરૂને પ્રમદ્વારા નામની સ્ત્રીમાં શુનક નામે વિપ્રર્ષિ થયો, શુનકને શૌનક નામે પુત્ર થયો, એ પ્રકારે વીતહવ્ય રાજા ભૃગુના પ્રસાદથી ક્ષત્રિય છતાં બ્રાહ્મણુપણાને પામી ગયો. હે મહારાજ! ગર્ત્સમદનો વંશ યથા પ્રકારે વિસ્તારથી મેં તને કહ્યો હવે બીજું તું શું પૂછે છે?

**तथैव कथितो वंशो मया गार्त्समदस्तव ।**
**विस्तरेण महाराज किमन्यदनुपृच्छसि ॥ ६७ ॥**

**इतिश्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे वीतहव्योपाख्यानंनाम गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥**



## અધ્યાય ૩૧ મો. કૃષ્ણ અને નારદનો સંવાદ.

**युधिष्ठिर उवाच—के पूज्या वै त्रिलोकेस्मिन्मानवा भरतर्षभ ।**
**विस्तरेण तदाचक्ष्व नहि तृप्यामि कथ्यत: ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતકુળમાં ઉત્તમ ! ત્રણ લોકમાં પૂજા કરવા યોગ્ય મનુષ્યો ક્યા તે મને વિસ્તારથી કહો ? કેમકે તમે વારે વારે મને કહો છો તથાપિ હજુ મને તૃપ્તિ થતી નથી. યુધિષ્ઠિરનો એવો પ્રશ્ન સાંભળી, ભીષ્મપિતા કહે છે કે નારદ અને વાસુદેવ ભગવાન એ બેઉના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસ દાખલા તરીકે હું તને કહીશ. એક દિવસ નારદમુનિને હાથની અંજલી કરી ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરતા જોઇ, જળમાં જેનું શયન છે એવા શ્રીકૃષ્ણે પૂછ્યું કે હે ભગવન્! તમે કોને નમો છો ? હે ભગવન ! તમે મનુષ્યોમાં બહુ માનવાળા છો, તે છતાં કોને નમો છો ? હે ધર્મ જાણનારાઓમાં અતિ ઉત્તમ ! તે સાંભળવાને જો હું યોગ્ય જણાઉં તો મને કહો. શ્રીકૃષ્ણનો પ્રશ્ન સાંભળી નારદમુનિ બોલ્યા કે હે શત્રુઓને પીડનાર ! હે ગોવિંદ ! મૃત્યુ લોકમાં તમારાથી વળી બીજો કોણ સાંભળવાને યોગ્ય છે ? સાંભળો, હું જેમની પૂજા કરૂં છું, તે હું તમને કહીશ. વરૂણ, વાયુ, આદિત્ય, પર્જન્ય (મેઘ), અગ્નિ, સ્થાણુ (શંકર)- કાર્તિકેય, લક્ષ્મી, વિષ્ણુ, બ્રાહ્મણ, બૃહસ્પતિ, ચંદ્રમા, જળ, પૃથ્વી, સરસ્વતી જેમને હમેશાં નમે છે તેમને હું નમસ્કાર કરૂં છું. તપોધન (તપના ભંડાર,) વેદના જાણનારા, નિત્ય વેદનો પાઠ કરનારા તથા મોટી પૂજાઓ કરનારાઓને હે વૃષ્ણિકુળમાં સિંહરૂપ ! હું હમેશાં પૂજું છું. શ્લાઘા વગરના પુરૂષો, જેઓ વગર ભોજન કર્યે દેવ સંબંધી કાર્યો કરે છે અને જે પુરૂષો સંતોષવાળા તથા ક્ષમાવાળા છે, તેઓને હે વિભો ! હું નમસ્કાર કરૂં છું. જેઓ વિધિવડે યજ્ઞ કરે છે, શાન્ત પ્રકૃતિવાળા છે, ઇન્દ્રિયોને જીતેલા તથા દાન્ત છે, સત્ય, ધર્મ, પૃથ્વી, તથા ગાયની પૂજા કરે છે તેવા પુરૂષોને હું નમસ્કાર કરૂં છું. હે યાદવ ! અવશ્ય જેઓ નિરંતર તપમાં રહે છે, તથા વનમાં વાસ કરી ફળ મૂળનું ભોજન કરે છે, કોઈ પ્રકારનો સંચય કરતા નથી, અને સંતોષી છે, તેઓને હું નમસ્કાર કરૂં છું. જે પુરૂષો સેવકોનું ભરણપોષણ કરવાને શક્તિવાળા છે, અને હમેશાં અતિથિઓનું સત્કારથી પૂજન કરે છે, તથા દેવને નૈવેદ્ય કરી તેમનું અવશેષ પોતે ભોજન કરે છે, તેમને હું નમસ્કાર કરૂં છું, જે પુરૂષો વેદનું અધ્યયન કરી દુઃખવડે ધારણ થાય એવું બ્રહ્મચર્ય પાળે છે, તથા પોતાની વાણી નિયમે રાખે છે, અને હમેશાં યજન કરવામાં તથા અધ્યયન કરવામાં મચ્યા રહે છે, તેની હું પૂજા કરૂં છું. સઘળા વ્યવહાર સંબંધી વ્યવસાયોમાં પ્રસન્ન અંતઃકરણવાળા, તથા હમેશાં મધ્યાન્હ કાળ સુધી અધ્યયનમાં જોડાએલા પુરૂષોને હું પૂજું છું. જે પુરૂષો અચળ વ્રત ધારણ કરી ગુરૂની કૃપા સંપાદન કરવામાં તથા સ્વાધ્યાયમાં તત્પર હોય છે, અને અદેખાઇ ન કરતાં ગુરૂની સેવા કરે છે તેવા પુરૂષોને હું નમસ્કાર કરૂં છું. રૂડાં વ્રત ધારણ કરનાર મુનિઓ તથા સત્યના સમુદ્ર એવા બ્રાહ્મણો જેઓ હવ્ય (દેવનું અન્ન) વહન કરે છે, તેમને હું નમસ્કાર કરૂં છું. રાંધેલા અન્નની ભિક્ષા માગીને જીવવાની વૃત્તિ ચલાવવામાં આસક્ત, તપ કરવાથી સુકાએલાં શરીરવાળા, ગુરૂના કુળમાં આશ્રય કરનારા, સુખ વગરના જે નિર્ધનો છે, તેમને હું નમસ્કાર કરૂં છું. અભિમાન જેમણે છોડી દીધું છે, માયાનો ત્યાગ કર્યો છે, માત્ર કોપીન ધારણ કરે છે એવા દિગંબરો, અને જેમને કંઇપણ પ્રયોજન નથી, વેદ જાણવાથી જેઓ દુર્ધર્ષ છે, મૌન રાખ-

નારા, તથા બ્રહ્મવિદ્યા જાણનારા, હિંસામાં આસક્તિ નહીં રાખનારા સત્ય વ્રતને ધારણ કરનારા, ઇન્દ્રિયોને દમન કરનારા તથા નિરંતર શ્રમ કરનારા પુરૂષોને હું નમસ્કાર કરૂં છું. જે ગૃહસ્થાશ્રમીયો, દેવતા તથા અતિથિઓના પૂજનમાં જોડાએલા અને જેઓ કપોત વૃત્તિ ધારણ કરેલા છે, તેઓને હું નમસ્કાર કરૂં છું. જે પુરૂષો ધર્મ, અર્થ તથા કામ એ ત્રિ-વર્ગનાં કૃત્યોમાં ઉત્તમ તથા મધ્યમ ભાવથી પ્રવર્તે છે અને અધમ મધ્યમ તથા ઉત્તમ એવી ભાવનાથી નથી પ્રવર્તતા અને શિષ્ટ પુરૂષોએ આચરેલા માર્ગ પ્રમાણે ચાલે છે, તેમને હું નમસ્કાર કરૂં છું. જેઓ શાસ્ત્રના માર્ગમાં ઘણા કુશળ છે, તથા જે બ્રાહ્મણો ધર્મ, અર્થ, કામને યથાયોગ્ય અનુસરનારા છે, અને જેઓ ધર્મને ઉદ્દેશીને પૈસામાં આદરરા ખનારા નથી તથા પુણ્યવાળાં આચરણ (ધર્મને ત્યાગ કરીને કામને નહીં સેવનારા જેમકે 'ऋतौ भार्या-मुपेयात' એટલે ઋતુ સમયે સ્ત્રી પ્રત્યે જવું એટલોજ કામ સેવવો એ ન્યાય માને છે) તેવાઓને હે કેશવ ! હું નમસ્કાર કરૂં છું. જળ પીને રહેનારા, વાયુ ભક્ષણ કરનારા તથા હમેશ વૈશ્વદેવનું શેષ લેનાર અને વિવિધ પ્રકારના વ્રતોને ધારણ કરનારા બ્રાહ્મણોને હે માધવ ! હું નમસ્કાર કરૂં છું. સ્ત્રી ન કરનારા, દારા તથા અગ્નિહોત્ર રાખનારા, તથા વેદનો આશ્રય કરનારા બ્રાહ્મણોને હું નમસ્કાર કરૂં છું. હમેશાં પ્રાણીઓને સમાન ભાવથી જોનારા બ્રાહ્મ-ણોને હું નમસ્કાર કરૂં છું. હે કૃષ્ણ ! લોકોને સુખી કરનારા ઋષિઓને હું નિરંતર નમ-સ્કાર કરૂં છું. લોકમાં પ્રખ્યાત, કુળમાં શ્રેષ્ઠ, અજ્ઞાનનો નાશ કરનારા, લોકને વિષે સૂર્યરૂપ બ્રાહ્મણોને નમું છું, માટે હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા ! હે પાપરહિત ! તમે પણ હમેશાં બ્રાહ્મણોને પૂજો. પૂજા કરવાને યોગ્ય એવા બ્રાહ્મણોની પૂજા કરવાથી તેઓ અવશ્ય સુખ આપે છે. આલોક તથા પરલોકમાં બ્રાહ્મણો સુખ આપનારા છે. માન્યને યોગ્ય એવા માન-વાળા તેઓ આ લોકમાં ફરે છે, તેઓ નક્કી તમને સુખ આપશે. જે પુરૂષો નિત્ય સઘળા અતિથિઓ, ગાયો અને બ્રાહ્મણોની સેવા કરે છે તથા હમેશાં સત્યમાં પ્રીતિવાળા હોય છે, તેઓ સંકટોને તરી જાય છે. જે નિરંતર શમવાળા, ઇર્ષા નહીં કરનારા અને સ્વાધ્યાયી હોય છે, તે સંકટોને તરી જાય છે. જે સર્વ દેવને નમસ્કાર કરી, વ્રતમાં કુશળ રહેલા, દાન કરવામાં પ્રીતિવાળા પુરૂષો છે તે સંકટને તરી જાય છે. જે પુરૂષો હમેશાં તપ કરે છે, કૌમાર અવ-સ્થાથી બ્રહ્મચર્ય પાળનારા છે, વળી તપથી દેહને પવિત્ર કર્યો છે તેવા પુરૂષો પણ સંકટોને તરી જાય છે. દેવતા, અતિથિઓ તથા ચાકરો અને પિતૃઓનાં અર્ચનમાં આસક્તિવાળા અને શિષ્ટાન્નનું ભોજન કરનારા તેઓ સંકટોને તરી જાય છે. જે વિધિ પ્રમાણે પૂજા કરી વેદીપર અગ્નિ સળગાવી સોમાહુતી આપે છે, તે સંકટોને તરી જાય છે. હે વૃષ્ણિકુળમાં સિંહરૂપ ! જે પુરૂષો માતા, પિતા તથા ગુરૂઓને વિષે હમેશાં સદ્ભાવનાથી વરતે છે તેઓ તમારી પેઠે સંકટોને તરી જાય છે, એટલું કહી નારદ મુનિ છાના રહી ગયા. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે કે હે કુન્તાના પુત્ર ! એટલા માટે જો તું પણ પિતૃ, દેવ, બ્રાહ્મણો તથા અતિથિઓને હમેશ રૂડે પ્રકારે પૂજીશ તો ઇચ્છેલી ગતિને પામીશ.

**तस्मात् त्वमपि कौन्तेय पितृदेवद्विजातिथीन् ।**
**सम्यक् पूजयसे नित्यं गतिमिष्टामवाप्स्यसि ॥ ३६ ॥**

## અધ્યાય ૯૩ મો. દુષ્કાળ વર્ણન.

**युधिष्ठिर उवाच—द्विजातयो व्रतोपेता हविस्ते यदि भुञ्जते ।
अन्नं ब्राह्मण कामाय कथमेतत्पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા–હે પિતામહ! જેઓ વ્રતવાળા બ્રાહ્મણો છે તેઓ જો દશાહ (દશમા) વગેરેમાં હવિ (ઘૃત) અને અન્ન ખાય તો એ અન્ન કેમ બ્રાહ્મણની કામના માટે થાય? ભીષ્મ બોલ્યા–વેદમાં કહેલાં વ્રતો રહિત મનુષ્યો ઇચ્છારૂપ કારણે કરી ભોજન કરી શકે, પણ હે યુધિષ્ઠિર! વેદોક્ત વ્રત હોય તો ભોજન કરનારા વ્રતને લોપનારા થાય. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે માણસો જે આ તપ એમ કહે છે અને ઉપવાસને જૂદો કહે છે માટે એજ તપ છે અથવા અહિં બીજું કંઇ તપ છે? ભીષ્મ બોલ્યા કે જે જન માસ, અર્ધ માસના ઉપવાસથી જે તપ માને છે તે આત્મારૂપ તંત્રને હણનાર છે, તપસ્વી નથી અને ધર્મને જાણનાર પણ નથી, અથવા આત્મરૂપ તંત્રને શોષણ પમાડનારો જે જન છે તે માસ અર્ધ માસના ઉપવાસથી જે તપ છે તેને માને છે પણ તપસ્વી અને ધર્મને જાણનાર તેને માનતો નથી. દાનની સંપત્તિ (વૃદ્ધિ) પણ ઉત્તમ તપ કહેવાય છે. બ્રાહ્મણે સદા ઉપવાસી થવું, બ્રહ્મચારી થવું, સદા મુનિ થવું, સદા વેદ જપવો, કુટુંબનું પોષણ કરનાર થવું, ધર્મને ઇચ્છનાર થવું, સદા મનુષ્યે જાગરણવાળા થવું, સદા અમાંસાશી (માંસ ન ખાનાર) થવું, સદા પવિત્ર પાઠ કરવો, સદા સત્યવાદી થવું, સદા નિશ્ચયવાન્ થવું, સદા વિઘસાશી થવું, સદા અતિથિપ્રિય થવું, સદા અમૃતને ખાનાર થવું અને સદા પવિત્ર થવું. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે હે પાર્થિવ! કેવી રીતે સદા ઉપવાસવાળું થવું, કેમ બ્રહ્મચારી થવું, કેમ વિઘસાશી થવું અને કેમ અતિથિ પ્રિય થવું? ભીષ્મ બોલ્યા કે જે નર પ્રાતઃકાળનાં ભોજન વિના ફરીને જમતો નથી તે સદા ઉપવાસવાળો થાય છે. ઋતુમાં સ્ત્રી પાસે જનારો માણસ બ્રહ્મચારી અને સદા દાનના સ્વભાવવાળો ઋતવાદી થાય છે. વૃથા (યજ્ઞાદિ કારણ વિના) માંસને ન ખાનારો, અમાંસાશી (માંસને ન ખાનાર) થાય છે. દાનને આપનારો પવિત્ર અને દિવસે ન સુનારો અસ્વપ્ન (જાગરણવાળો) થાય છે. હે યુધિષ્ઠિર! જે નર સદા નોકર અને અતિથિયો જમ્યા પછી જમે છે તે કેવળ અમૃત જમે છે એમ જાણો. જે નર બ્રાહ્મણોના જમ્યા વગર જમતો નથી એ ન જમનાર માણસે સ્વર્ગ જીતાય છે. જે દેવતા પિતૃ અને આશ્રિતથી શેષ રહેલું ખાય છે તેને વિઘસાશી કહે છે. હે જનાધિપ! તેઓને બ્રહ્માના સ્થાનમાં અવિનાશી લોક પ્રાપ્ત થાય છે, અને ગંધર્વો સહિત અપ્સરાઓ મળે છે. વળી દેવતા, અતિથિ અને પિતૃની સાથે તેઓ ભોજન કરે છે. પુત્ર તથા પૌત્રોની સાથે ક્રીડા કરે છે અને તેઓની ઉત્તમ ગતિ થાય છે. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે, હે પિતામહ! બ્રાહ્મણોને જૂદા જૂદા પ્રકારનાં દાનો આપે છે તે દેનાર અને ગ્રહણ કરનારાઓમાં કોણ વિશેષ છે? ભીષ્મ બોલ્યા–જે બ્રાહ્મણ સારા માણસથી દાન લે છે તથા નઠારા નરથી દાન લે છે તેમાં ગુણવાન્ વિષે થોડો દોષ છે, પણ નિર્ગુણ વિષે તો બૂડે છે. હે ભારત! આ ઠેકાણે વૃષાદર્ભિ અને સપ્તર્ષિઓના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહું છું. કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ, અને સતી અરૂંધતી તે સર્વની ગંડા નામે કામ કરનારી (દાસી) હતી અને એનો ભર્તા પરશુસખ શુદ્ર હતો. તેઓ સર્વ પૂર્વ સમાધિવડે સનાતન બ્રહ્મલોકને મેળવવા તપ કરતા થકાં આ પૃથ્વિમાં ફરતાં હતાં. હે કુરૂનંદન! એ પછી

ક્ષુધાયુક્ત લોક દુઃખે કરી પ્રાણવાળો થયો હતો, એવી મોટી અનાવૃષ્ટિ અને મરકી થઇ પૂર્વે કોઇ પણ યજ્ઞમાં શિબિ રાજાના પુત્ર શૈબ્યે ઋત્વિજોને પ્રથમ પુત્ર આપ્યો. અંતે અલ્પ આયુષવાળો સમર્થ એવો તે મરણ પામ્યો અને ક્ષુધાથી સંતાપ પામેલા તેને વિંટી વળી ઉભા રહ્યા. પછી હે ભારત ! ક્ષુધાથી પીડા પામેલા શ્રેષ્ઠ ઋષિઓ યજમાનના પ્રાણ રહિત જોઇ થાળીમાં પકાવવા લાગ્યા. આ રીતે અન્ન રહિત થએલા આ લોકમાં આ- રક્ષણ કરવા ઇચ્છતા એવા તે તપસ્વિઓ અન્નને કારણે દુઃખિત વૃત્તિને પામ્યા હતા. એ પછી માં ફરનારા, પૃથ્વીને પાળનારા શિબિના પુત્ર વૃષાદર્ભિએ પકાવતા, અને ક્લેશ પામતા ઓને જોયા. વૃષાદર્ભિ બોલ્યો—હે તપોધનો ! દાન તારે છે અને લેનારને પુષ્ટિ આપે છે, મારી પાસે જે ધન છે તે માગો. માગનારો બ્રાહ્મણ મને પ્રિય છે વાસ્તે હું તમને ખચ્ચર, અને સર્વમાં શીઘ્ર ચાલનારી, શ્વેત રોમવાળી, ઉત્તમતાવાળી ઘોડીઓ છું. કુલીન ધુરંધર, સર્વથી ધોળા, લાખ બળદ આપું છું. બાલ ગર્ભવાળી ને સ્થૂલ માં ઉત્તમ, સારાં આચરણવાળી ગાયો વળી ઉત્તમ ગામ, ચોખા, રસ, જવ, અને બીજું દુર્લભ હોય તે આપું છું. પણ તમે આ ન ભક્ષણ કરવા લાયક વસ્તુમાં આવો ભાવ ન હું તમને પોષણ માટે શું આપું ? ઋષિયો બોલ્યા—હે રાજન્ ! રાજાઓનું દાન, મધના અતિ સ્વાદવાળું, અને ઝેરની ઉપમા અપાય તેવું છે, તે જાણનાર છતાં તમો અમને ાટે લોભાવવાનું કરો છો ? દેવતાઓના સમૂહરૂપ આ ક્ષેત્ર બ્રાહ્મણોને આશ્રય કરી રહ્યું મતલબ બ્રાહ્મણો સર્વ દેવરૂપ છે), માટે નિર્મળ, તપવડે પ્રસન્ન થએલો એ, દેવતાઓને ı કરે છે. આ લોકમાં કદી દિવસમાં બ્રાહ્મણનું જે તપ થાય છે તેને મળેલું | દાન અગ્નિની પેઠે બાળી નાખે છે માટે હે રાજન્ ! નિરંતર તમારૂં દાન સહિત થાઓ અને અર્થિઓ (ઇચ્છાવાળા) ને સર્વ આપો, એમ કહી તેઓ બીજે રસ્તે ı થયા. તે મહાત્માઓનું માંસ કાચુંજ હતું અને આહારને ઇચ્છનારા તે સર્વ તેને પછી વનમાં ગયા. તે સમયે રાજાએ મોકલેલા એના મંત્રિઓ વનમાં જઇ ઉંબરાનાં શોધી તેઓને આપવા લાગ્યા. પછી તેઓના ચાકરોએ બીજાં ફળો સુવર્ણ મધ્યમાં આણ્યાં અને તેઓને આપવા સમીપ દોડયા, એવામાં અત્રિએ ભારે છે એમ જાણી : આ ફળો ગ્રહણ કરવા યોગ્ય નથી. અમે મંદ વિજ્ઞાનવાળા નથી, અમે મંદ બુદ્ધિ- નથી, આ સોનાવાળાં છે એમ જાણીએ છીએ, અમે સમજનારા છીએ, અને જાગીએ અહિં આ લીધેલું (દાન) મરણ પછી કડવા ઉદયવાળું થાય માટે મરણ પછી સુખને ારાએ અહિં દાન લેવા યોગ્ય નથી. વસિષ્ઠ બોલ્યા—સો મોહોર જેટલું, હજાર જેટલું તથા ઘણું દાન લેનારો અતિ પાપી ગતિમાં પડે છે. કશ્યપ બોલ્યા—પૃથ્વિમાં ખા, જવ, સુવર્ણ, પશુ અને સ્ત્રીઓ છે તે સર્વ એકને સંપૂર્ણ નથી માટે વિદ્વાને રાખવી. ભરદ્વાજ બોલ્યા—જે રીતે ઉત્પન્ન થએલાં વૃદ્ધિને પામતા રૂરૂ મૃગનું શિંગડું ı તે રીતે પુરૂષની પ્રાર્થના (ઇચ્છા) પણ વધતી જાય છે માટે લાભના સુખની નથી. ગૌતમ બોલ્યા કે તે દ્રવ્ય લોકમાં નથી કે જે લોકને સંપૂર્ણ કરે, કારણ કે ા સરખો પુરૂષ ક્યારે પણ પૂરાતો નથી. વિશ્વામિત્ર બોલ્યા—કામનાને ઇચ્છનારાની જ્યારે વધે છે ત્યારે પાછી એને બીજી તૃષ્ણારૂપ કામના બાણની પેઠે વિંધે છે. મે બોલ્યા કે દાનમાં જે સંયમ (નિયમ) રાખવો તે જરૂર તપને ધારણ કરે છે અને

અહિં લોભ પામનારા બ્રાહ્મણનું તે ધન ભ્રષ્ટ થાય છે. અરૂંધતી બોલ્યાં—ધર્મને માટે દ્રવ્યોનો જે સંચય કરવો તે એક મતથી માનેલો છે પણ આ લોકમાં દ્રવ્યના સંગ્રહથી તપનો સંગ્રહ ઉત્તમ છે. ગંડા બોલી—જે ઉગ્ર ભયથી મારા આ અતિ બલવાન્ માલેકો બ્હીએ છે, ત્યારે હું એથી અધિક દુર્બળની પેઠે ડરૂં છું. પશુસખ બોલ્યો—વિધર્મમાં[1] જે પરમપદ નથી તે પરમપદને બ્રાહ્મણો ધન માને છે, માટે હું વિનયને અર્થે ( શિખવા સારૂ ) સારા વિદ્વાનની યથાયોગ્ય ઉપાસના કરૂં છું. ઋષિયો બોલ્યા કે, જેની આ પ્રજા છે અને જે આ રીતે કપટયુક્ત ફળો આપણને આપે છે તેનું દાન સાથે કુશળ થાઓ. ભીષ્મ બોલ્યા કે આ પ્રમાણે કહી જેઓના મધ્યમાં સુવર્ણ નાખેલું છે તે ફળોને તજી જેઓએ વ્રત ધારણ કરેલું છે એવા તે સર્વ ઋષિયો બીજે ગયા. મંત્રિઓ બોલ્યા—હે પૃથ્વીના પતિ! તમારા કપટની શંકાથી તેઓ ફળોને તજ્યા પછી બીજે માર્ગેજ ગયા તે તમને વિદિત થાઓ. આ પ્રમાણે નોકરોએ કહ્યું ત્યારે વૃષાદર્ભિ કોપ્યો અને તેઓ સર્વનો બદલો વાળવા ઘેર ગયો. જઇને તીવ્ર નિયમમાં રહેલા તે રાજાએ હોમવા યોગ્ય અગ્નિમાં સંસ્કારવાળા મંત્રોથી એક એક આહુતિ હોમવા માંડી. તે અગ્નિમાંથી લોકને ભય કરનારી કૃત્યા ઉત્પન્ન થઇ, તેનું નામ વૃષાદર્ભિએ 'યાતુધાની' એમ પાડયું. તે કૃત્યા કાળ રાત્રીની પેઠે બે હાથ જોડી ઉભી રહી અને વૃષાદર્ભિ રાજાને શું કરૂં? એમ પૂછવા લાગી. વૃષાદર્ભિ બોલ્યો—જા, સાત ઋષિ, અરૂંધતી, દાસીના પતિ, અને દાસીના નામને મનથી ધારણ કર અને તેઓનાં નામોને જાણી એ સર્વને નાશ પમાડ. તેઓ નાશ પામે ત્યારે જ્યાં તારી ઇચ્છા હોય ત્યાં પોતાની મેળે જજે. તે સ્વરૂપવાળી યાતુધાની 'તમે કહ્યું તેમ કરીશ' એવી પ્રતિજ્ઞા કરી જ્યાં તે મહર્ષિયો ફરતા હતા તે વનમાં ગઇ. ભીષ્મ બોલ્યા—હે રાજન્! હવે અત્રિ વગેરે મહર્ષિઓ તે વનમાં મૂળ તથા ફળોને ખાતા ફરતા હતા. પછી તેઓએ અતિ સ્થૂલ, ખભા, હાથ, પગ, મુખ અને પેટવાળા, સ્થૂળ અંગોવાળા, તથા કૂતરાની સાથે જતા પરિવ્રાજને જોયો તે સર્વ અંગોથી વધેલા, શુભ પરિવ્રાજને જોઇ અરૂંધતીએ ઋષિયોને એવું કહ્યું કે તમે આવા થશો નહિ. વસિષ્ઠ બોલ્યા—અહિં આપણું જેમ સાયંકાલ અને પ્રાતઃકાલે હોમવા યોગ્ય અગ્નિહોત્ર ન હોમેલું છે તેમ એને નથી તેથી તે કૂતરા સહિત જાડો છે * અત્રિ બોલ્યા—જે રીતે આપણું વીર્ય ક્ષુધાવડે નાશ પામેલું છે અને દુઃખે અધ્યયન કરેલું પણ નષ્ટ થયું છે તે રીતે એને અહિં નથી તેથી કૂતરા સહિત સ્થૂળ છે † વિશ્વામિત્ર બોલ્યા—આપણી પેઠે અહિં નિરંતર શાસ્ત્રરૂપ ( શાસ્ત્રમાં કહેલો ) ક્ષય પામેલો ધર્મ આને નથી. વળી આળસુ, ક્ષુધામાં તત્પર અને મૂર્ખ છે તેણે કરી કૂતરા સહિત સ્થૂળ છે. જમદગ્નિ બોલ્યા—જે પ્રમાણે આપણને વર્ષનાં અન્ન અને બળતણનો ચિત્તમાં વિચાર છે તે પ્રમાણે આને અહિં નથી તેણે કરી કૂતરા સહિત સ્થૂળ છે. કશ્યપ બોલ્યા—આને આપણી પેઠે ચાર સહોદર (સગા ભાઇયો) 'આપો આપો' એમ માગનારા નથી તેણે કરી કૂતરા સહિત સ્થૂળ છે. ભરદ્વાજ બોલ્યા—આપણી પેઠે આ, બુદ્ધિ રહિત, બ્રહ્મ બંધુ ( બ્રાહ્મણ જેવા )ને સ્ત્રીના આરોપથી થએલો શોક નથી તેણે કરી કૂતરા સહિત સ્થૂળ છે. ગૌતમ બોલ્યા—આપણી પેઠે ત્રણ વર્ષનું (અતિ જુનું) ત્રણ દોરાથી સાંધેલું એક એક રંકુ મૃગનું ચર્મ નથી તેણે

---

૧ વિરૂદ્ધ ધર્મમાં. * મતલબ કે—નિત્ય કર્મ લોપાવાથી દુર્બલતા છે.

† સાર કે—આપણને ભૂખનું દુઃખ અને ભણેલાનો નાશ થયો છે.

કૂતરા સહિત સ્થૂલ છે ભીષ્મ બોલ્યા-એ પછી તે પરિવ્રાજ (સંન્યાસી) ને ઋષિયોને કૂતરાની સાથે ન્યાય (લોક રીતિ) પ્રમાણે તેની પાસે જઇ હાથનો સ્પર્શ * કરવા લા-વનમાં ક્ષુધાને નિવારણ કરનારી સેવા પરસ્પર જણાવી તેઓ સાથેજ રહેવા લાગ્યા. એક નિશ્ચય અને એક કામનાવાળા મૂળ તથા ફળોને તોડી ગ્રહણ કરનારા તેઓ ાં ફરવા લાગ્યા. કોઇ વખતે તેઓએ ગાઢ વૃક્ષોથી વિંટાએલી. પવિત્ર જળ અને નિ- પાણીવાળી, સુંદર બાળ સૂર્યના શરીર સરખી શોભાવાળી કમળોથી શોભેલ, વૈડૂર્ય ના વર્ણ સરખી કમળની પાંખડીઓવડે વિંટાએલ, જળના સમૂહ (જળના જથા) તે ારાં જૂદા જૂદા પ્રકારનાં પક્ષિઓવડે યુક્ત, એક જેનું દ્વાર છે એવી, કાદવ રહિત, ઇ શકાય તેની અને જેમાં ઉતરવાનો માર્ગ સારો છે એવી કમલિની (યુક્ત નદી) ત્યાં કમલિનીને વૃષાદર્ભે મોકલેલી, વિકાર યુક્ત દેખાવવાળી, 'યાતુધાની' એ રીતે વિ- ા થએલી કૃત્યા રક્ષણ કરતી હતી. તે કૃત્યાએ સાચવેલી કમલિનીપાસે કમળ તંતુ સારૂ ાખ જેઓનો સહાય છે એવા તે સર્વ મહર્ષિઓ ગયા. તે વખતે મહર્ષિઓ તે મ દેખાવવાળી કમલિનીના તીરમાં રહેલી, તે યાતુધાની કૃત્યાને જોઇ બોલ્યા કે એકલી ાણુ ? કોને અર્થે રહેલી છે ? શું પ્રયોજન છે ? અને કમલિનીના તીરનો આશ્રય કરી ું કરવા ઇચ્છે છે તે કહે ? યાતુધાની બોલી-હે તપરૂપ ધનવાળા ! હું જે છું તે છું, રે કોઇ રીતે પૂછવું નહિ, તમે સર્વ મને કમલિનીની રક્ષણ કરનારી જાણો. ઋષિઓ ા-અમે સર્વ ભૂખથી પીડિત છીએ અને અમારી પાસે બીજું કશું નથી માટે તમા- ાત હોય તો અમે સર્વ કમળના તંતુઓ લેઇએ. યાતુધાની બોલી કે-ભલે મારી ાથી કમળના તંતુઓ ગ્રહણ કરો, પ્રથમ એક એક મને નામ કહી પછીથી ગ્રહણ કરો, લગાડો માં. ભીષ્મ બોલ્યા—યાતુધાની કૃત્યાને ઋષિઓના વધને ઇચ્છનારી જાણી ાયામ આત્માવાળા અત્રિ તે સમયે આમ બોલ્યા. અત્રિએ કહ્યું-હે શોભને ! (શોભનારી) ાપથી રક્ષા કરે તે અત્રિ, અને જે હમણાં રાત્રિમાં ત્રણવાર નથી ભણતો તે અરાત્રિ ા પાપથી રક્ષા કરે તે પણ અરાત્રિ કહેલ છે, માટે અરાત્રિ અને અત્રિ એજ મારૂં જાણો. યાતુધાની બોલી-હે મહા કાંતિવાળા ! તમે મારી પાસે જે કહ્યું એમ નથી, ધારણ કરાય એવું છે માટે જાવ, કમલિનીને કાંઠે ઉતરો. વસિષ્ઠ બોલ્યા-હું અતિ ાળો એટલે અણિમાદિ સિદ્ધિવાળો અતિ ઉત્તમ છું અને વસવા યોગ્ય સ્થાનોમાં વસુ માટે વસિષ્ઠ (અતિ વસુમાન્) પણાથી અને વાસ (વસવા)થી મને વસિષ્ઠ એવી રીતે (એ ાળો) જાણો. યાતુધાની બોલી-દુઃખે કરી જેના અક્ષરો કહેલા છે એવો આ તમારા નો નિશ્ચય છે, એ ધારણ કરાય તેમ નથી માટે જાઓ કમલિનીને તીરે ઉતરો. કશ્યપ ા-હું કુળ કુળ પ્રત્યે કશ્યપ નામે બ્રાહ્મણ એટલે અંતર્યામિરૂપે કરી શરીરોને પાળ- જીવરૂપે કરી ભોગવનાર અને બ્રહ્મરૂપે કરી લય પમાડનાર છું, કુમ એટલે સૂર્યરૂપ છું કાશ પુષ્પની તુલ્યતાથી કાશ્ય (દીપ્તિમાન્) છું, આ મારૂં નામ ધારો. યાતુધાની બોલી- હાદ્યુતે ! જે રીતે આ નામ તમે મારી પાસે કહ્યું એ મનથી દુઃખે ધારણ કરી શકાય છે માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ભરદ્વાજ બોલ્યા—હે શોભને ! (સુંદરિ) હું પુત્ર ાય તેઓને, શિષ્ય ન હોય તેઓને, દેવતાઓને, બ્રાહ્મણોને, ભાર્યાને અને વર્ણસંકરને

* હાથ સાથે હાથ મેળવવો તે.

પોષું છું * તેથી ભરદ્વાજ છું. યાતુધાની બોલી–દુઃખે જેના અક્ષરો કહેલા છે એવું તમારા નામનું નિરૂપણ છે, એ મનથી દુઃખવડે ધારણ કરાય માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ગૌતમ બોલ્યા–હે કૃત્યે! હે યાતુધાનિ! હું ઇન્દ્રિયોને જીતવાથી સ્વર્ગ અને પૃથ્વીને નિયમમાં રાખનાર છું, ધૂમ રહિત અગ્નિના જેવો છું. તમારામાં બ્રહ્મને જોવાથી બીજાએ જેનું દમન ન થાય એવો છું માટે મને ગૌતમ જાણો. યાતુધાની બોલી—હે મહામુને! જે રીતે તમે મારી પાસે આ નામ કહ્યું, એ ધારણ કરી શકાય એમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. વિશ્વામિત્ર બોલ્યા–હે યાતુધાનિ! વિશ્વદેવો, (બ્રહ્માંડના દેવો અને ઇન્દ્રિયો) મારા મિત્રરૂપ છે અને હું ઇન્દ્રિયોનો મિત્ર છું તેથી મને વિશ્વામિત્ર એ રીતે ખ્યાતિ પામેલો જાણો. યાતુધાની બોલી—દુઃખે કરી જેના અક્ષરો કહેલા છે એવો તમારા નામનો નિશ્ચય છે, એ ધારી શકાય તેમ નથી માટે જાઓ કમલિની પાસે ઉતરો. જમદગ્નિ બોલ્યા–હે શોભને (કલ્યાણિ)! જેમાં દેવોનું યજન કરાય છે એવા અગ્નિના પ્રાકટ્યથી હું થયો છું એમ જાણો અને તેથી જમદગ્નિ એમ પ્રસિદ્ધ છું, માટે મને માનો. યાતુધાની બોલી—હે મહામુને! જે રીતે તમે આ નામ મારી પાસે કહ્યું એ ધારણ કરી શકાય તેવું નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. અરૂંધતી બોલ્યાં–સ્વામિની પાછળ પર્વતો, પૃથ્વી, અને સ્વર્ગમાં હું રહું છું તથા ભર્તાના મનને અનુસરું છું તેથી મને અરૂંધતી એમ જાણો. યાતુધાની બોલી દુઃખે જેના અક્ષરો કહેલા છે એવો આ તમારા નામનો નિશ્ચય ધારણ કરી શકાય તેમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ગંડા બોલી—હે અનલસંભવે! (અગ્નિથી થએલ) મુખના એક ભાગમાં આ ધાતુને ગંડા એ રીતે કહે છે ને ઉંચા ભાગે કરી ગંડા એ રીતે મને પ્રસિદ્ધ થએલી જાણો. યાતુધાની બોલી—જેના અક્ષરો દુઃખથી બોલેલ છે એવા આ તમારા નામનો નિશ્ચય ધારણ કરી શકાય એમ નથી. માટે ચાલતાં થાઓ, અને કમલિની પ્રત્યે ઉતરો. પશુસખ બોલ્યો—હે અગ્નિસંભવે! (અગ્નિથી થએલ) હું પશુઓ (જીવો) ને જોઇ રંજન થાઉં છું, નિરંતર પશુઓનો સખા છું તેથી મારૂં ગૌણ નામ પશુસખા છે એમ જાણો. યાતુધાની બોલી–દુઃખે કરી જેના અક્ષરો કહેલા છે એવું તમારૂં આ નામ છે એ ધારણ કરી શકાય તેમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. શુનઃસખ બોલ્યો–હે યાતુધાનિ! આ લોકોએ જે રીતે નામ કહ્યું એ રીતે હું અહિં કહેવા ઉત્સાહ પામતો નથી પણ મને મુનિનો સખા ધારો. યાતુધાની બોલી–હે દ્વિજ! સંદેહવાળી વાણીવડે આ તમારા નામના નિશ્ચયનું બોલવું છે માટે ફરી હવે તમે જે નામ હોય તે કહો. શુનઃસખ બોલ્યો–જો તમે મારૂં એક ફેરે કહેલું નામ ન ગ્રહણ કર્યું તો ત્રિદંડે હણેલી જા, ઘણીવાર લગાડ માં, ભસ્મરૂપ થા; આમ કહ્યું. તે વખતે બ્રહ્મદંડ સરખા તે વચનવડે મસ્તક ઉપર પ્રહાર પામેલી કૃત્યા પૃથ્વી ઉપર પડી અને તે ભસ્મપણાને પામી, અને શુનઃસખા તે બળવાન્ યાતુધાનીને હણી પૃથ્વીમાં ત્રિદંડને સ્થિર રાખી લીલાં તૃણ ઉપર બેઠો. તેવામાં તે સર્વ મુનિઓ કમળ અને કમળના તંતુઓ ઇચ્છા પ્રમાણે લેઇ હર્ષ સહિત ઉભા થયા, અને મોટા શ્રમવડે તેઓ કમળના તંતુઓને ભેગા કરી કમલિનીને તીરે નાંખી જળવડે તર્પણ કરવા લાગ્યા. એ પછી તે જળ પાસેથી ઉભા થઇ તેઓ સર્વ શ્રેષ્ઠ પુરૂષો બહાર આવ્યા, પણ તેઓએ કમળતંતુઓ દીઠા નહિં. ઋષિયો બોલ્યા કે કોણે ક્ષુધાથી વ્યાપ્ત, પાપ કર્મવાળા, આહારને

* પાળું છું.

ઇચ્છનારા આપણા કમળતંતુઓ લીધા, આ રીતે શંકા પામેલા તે શ્રેષ્ઠ બ્રાહ્મણો એક બીજાને પૂછવા લાગ્યા અને હે અરિકર્શન ! તેઓ સર્વ ઠરાવ કરવા લાગ્યા. વળી તેઓ સર્વ 'ઠીક' એમ કહી તેજ વખતે સાથે ભૂખથી પીડા પામેલા અને અતિ થાકેલા સમ દેવા લાગ્યા. અત્રિ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે પગવડે ગાયનો સ્પર્શ કરો. સૂર્યની સામું મૂતરો અને અનધ્યાયોમાં અધ્યયન કરો. વસિષ્ઠ બોલ્યા—જે કમળતંતુઓની ચોરી કરે છે તે શરણાગતને હણો, પોતાની પુત્રીથી (તેનું મૂલ્ય લઇ) આજીવિકા ચલવો અને કૃપણથી અથવા ખેડૂથી અર્થોને ઇચ્છો. કશ્યપ બોલ્યા—જે કમળતંતુઓની ચોરી કરનાર છે તે સર્વ ઠેકાણે ભુંડું બોલો, થાપણનો લોપ કરો અને ખોટા સાક્ષિપણાને પામો. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે વૃથા માંસને ખાનાર થાઓ, વૃથા દાન કરો અને દિવસે સ્ત્રી પાસે જાઓ. ભરદ્વાજ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે ક્રૂર, તથા સ્ત્રી, જ્ઞાતિ અને ગાયો વિષે ધર્મને તજનાર થાઓ, અને બ્રાહ્મણને પણ યુદ્ધ કે વાદમાં જીતો. જે કમળતંતુઓની ચોરી કરનાર છે તે ઉપાધ્યાયને નીચે કરી ઋગ્ અને યજુષને ભણો તથા ખડના અગ્નિમાં હોમ કરો. જમદગ્નિ બોલ્યા—જે કમળતંતુઓની ચોરી કરે છે તે પાણીમાં વિષ્ઠા કરો, ગાયને હણો અને દ્રોહ કરો તથા ઋતુવિના મૈથુન પામો. જે કમળ તંતુઓની ચોરી કરે છે તે દ્વેષ યોગ્ય, ભાર્યાવડે આજીવિકા ચલાવનાર, દૂર જેઓના બંધુ છે એવો અને વૈરવાન્ થાઓ, તેમ એક બીજાનો અતિથિ થાઓ. ગૌતમ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે વેદોને ભણી તજો, ત્રણ અગ્નિઓને લોપો તથા સોમવલ્લીને વેચો. જે કમળતંતુઓની ચોરી કરનાર છે તે એક કૂવાવડે જેમાં આજીવિકા ચાલતી હોય તે ગામમાં વસનારો જે બ્રાહ્મણ શૂદ્રીનો પતિ હોય તેની સમાન લોકપણાને પામો. વિશ્વામિત્ર બોલ્યા—જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે ગીતરહિત, બહુ પુત્રવાળો થાઓ અને એના જીવતાં બીજા લોકો એના ગુરૂ ( પિતા વગેરે ) અને દાસોનું ભરણપોષણ કરો. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે વેદના સમૂહવાળો છતાં અપવિત્ર, સમૃદ્ધિવડે અહંકારી, અને ખેડૂત છતાં મત્સરવાળો થાઓ. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે રાજાનો પુરોહિત, વર્ષાકાલમાં ફરનારો ચાકર, અને ન યજન કરાવવા યોગ્ય જનનો ઋત્વિક્ થાઓ. અરૂંધતી બોલ્યાં—જે સ્ત્રી કમળના તંતુઓની ચોરી કરનારી છે તે નિત્ય સાસુને પરાભવ પમાડો, ભર્ત્તાથી ઉદાસ થાઓ અને એકલી સ્વાદ ચાખો. જે સ્ત્રી કમળના તંતુઓની ચોરી કરનાર છે તે જ્ઞાતિઓ (નાતિલાઓ)ના ઘરના મધ્યમાં રહેલી દિવસાસ્ત વખતે સાથવો ખાઓ, તેમ ન ભોગવવા લાયક (જેની યોનિ બગડેલ છે એવી) વીરને જણનારી થાઓ. ગંડા બોલી—જે સ્ત્રી કમળ તંતુઓની ચોરી કરનાર છે તે સદા ખોટું બોલો, બંધુઓ (સગાં) સાથે વિરોધ કરો, અને મૂલ્યવડે કન્યા આપો. જે સ્ત્રી ચોરી કરનારી છે તે પોતે અન્ન રાંધી ખાઓ, દાસીપણામાં જુની (વૃદ્ધ) થાઓ અને ખરાબ કર્મવડે માન પામો. પરશુરામ બોલ્યા કે જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે ઉત્તમ જન્મ રહિત, નિર્ધન, દેવતાઓની પાસે ન નમનાર અને દાસજ થાઓ. શુનઃસખ બોલ્યો કે જે કમળતંતુઓ ચોરનાર છે તે બ્રહ્મચર્યને ન પાળનારા છંદોગ્યને અથવા અધ્વર્યુને દીકરી આપો અથવા વિપ્ર આથર્વણ વેદને ભણી કુશળ થાઓ. ઋષિયો બોલ્યા કે હે શુનઃસુખ ! તમે જે આ શપથ કર્યો એ બ્રાહ્મણોને પ્રિય છે માટે તમે સર્વના કમળ તંતુઓની ચોરી કરી છે. શુનઃસખ બોલ્યો કે અહિં નાખેલા ભક્ષ્ય પદાર્થને ન જોતાં, કરેલા કર્મવાળા

તમોએ જે કહ્યું એ સત્ય છે પણ એ મિથ્યા (ખોટું) નથી. મેં કમળના તંતુઓની ચોરી કરી છે. હે પાપરહિત પુરૂષો! મેં અહિં સંતાડેલા આ કમળ તંતુઓ તમે જુઓ. આ રીતે મેં આપ ભગવાનોની પરીક્ષા સારૂ કર્યું હતું. હું તમારા સર્વની રક્ષા અર્થે આવેલો છું; કારણ કે આ અતિ ક્રૂર, વૃષાદર્ભિએ મોકલેલી યાતુધાની તમારા વધને ઇચ્છનારી હતી. હે તપોધનો! મેં એને હણી. હે વિપ્રો! આ, દુષ્ટ, પાપી, અગ્નિથી થએલી તમને હણશે તેથી (તેમ જાણી) હું આવેલો છું પણ તમે મને ઇન્દ્ર સમજો. હે બ્રાહ્મણો! લોભ ન કરવાથી સર્વ કામનાને આપનારા, અક્ષય લોકો તમને પ્રાપ્ત થયા છે માટે શીઘ્ર અહિંથી ઉઠો અને તે લોકોને પામો. ભીષ્મ બોલ્યા—ત્યારે પ્રસન્ન થએલા સર્વ મહર્ષિયો 'ઠીક' એમ ઇન્દ્રને કહી દેવતાઓના અધિપતિનો સાથેજ સ્વર્ગ પ્રત્યે ગયા. આ પ્રમાણે તે કાળમાં ઘણી ક્ષુધાવડે યુક્ત એવા એ મહાત્માઓ બીજા મહાત્માઓએ બહુ પ્રકારવાળા ભોગોએ કરી પ્રાર્થના કરેલા છતાં જે લોભ કરતા ન હતા તો સ્વર્ગને પામ્યા, માટે સર્વ અવસ્થાઓમાં પુરૂષે લોભનો ત્યાગ કરવો. હે રાજન્! આ ઉત્તમ ધર્મ છે માટે લોભને તજવો. જે નર આ સારા ચરિતને સમુદાયમાં કહે છે તે અર્થને ભોગવનાર થાય છે અને દુઃખો પામતે નથી. વળી એના ઉપર પિતૃ ઋષિયો તથા દેવતા પ્રસન્ન થાય છે અને એ મનુષ્ય મુવા પછી યશ, ધર્મ અને અર્થનો ભાગી (ભાગવાળો) થાય છે.

प्रीयन्ते पितरश्चास्य ऋषयो देवतास्तथा ।
यशो धर्मार्थभागी च भवति प्रेत्यमानवः ॥ ९४९ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे बिसस्तैन्योपाख्याने त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

## અધ્યાય ૯૪ મો. ઋષિઓનું તીર્થાટન.

भीष्म उवाच—अत्रैवोदाहरन्तीममितिहास पुरातनम् ।
यद्वृत्तं तीर्थयात्रायां शपथंप्रातितच्छृणु ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—આ વિષયમાં એક પુરાતન ઇતિહાસ કહેવાય છે. તીર્થ યાત્રામાં સોગન પ્રત્યે (સોગનની બાબતમાં) જે થયું હતું તે સાંભળો. હે ભરતશ્રેષ્ઠ મહારાજ! પૂર્વે રાજર્ષિ અને બ્રહ્મર્ષિઓ સાથે કોઇએ કમળો માટે ચોરી કરી હતી. ભેગા થએલા ઋષિયો પશ્ચિમ પ્રભાસમાં આવેલા વિચાર કરવા લાગ્યા કે સર્વ આપણે ઇચ્છા પ્રમાણે હર્ષથી પુણ્યકારી તીર્થોવાળી સર્વ પૃથ્વીમાં ફરીએ, આમ વિચારી હે રાજન્! શુક્ર, અંગિરા, કવિ, વિદ્વાન્, અગસ્ત્ય, નારદ, પર્વત, ભૃગુ, વસિષ્ઠ, કશ્યપ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ગાલવ, અષ્ટક, ભરદ્વાજ, અરૂંધતી, વાલખિલ્ય વગેરે ઋષિઓ અને શિબિ, દિલીપ, નહુષ, અંબરીષ, યયાતિ, ધુંધુમાર અને પૂરૂ વગેરે રાજાઓ મોટા મહિમાવાળા ઇન્દ્રને આગળ કરી સર્વ તીર્થોમાં ફરતા ફરતા માઘ માસની પૂર્ણિમાને દિવસે પુણ્યજળવાળી કૌશિકી નદી ઉપર ગયા. તીર્થોમાં ફરવાથી જેનું પાપ નાશ પામેલું છે એવા તેઓ અતિ પુણ્યકારી બ્રહ્મસર પ્રત્યે ગયા, ત્યાંથી અગ્નિ સરખા તેઓ દેવતીર્થના જળમાં પ્રવેશ કરી કમળતંતુ અને પુષ્પો પ્રા-

ણાં છે જેમણે એવા કેટલાક ત્યાં કમળતંતુઓને કાઢવા લાગ્યા. હે રાજન્! કંઇક બ્રાહ્મણો પાં મૃણાલોને ખેંચી કાઢવા લાગ્યા. અગસ્ત્યે જે પાણીના ધુનામાંથી કાઢેલું કમળ તેમણે રાતું દીઠું. અગસ્ત્યે તે સર્વ મુખ્ય ઋષિયોને પૂછ્યું કે, કોણે મારૂં સુંદર કમળ લીધું? મારાપર હું શંકા કરૂં છું માટે મને કમળ આપો, તમે કમળ ચોરવા યોગ્ય નથી. કાળ અધર્મના પરાક્રમને હણે છે પણ આ કાળ તો એવો આવ્યો છે કે જેમાં ધર્મની પીડા ર્તે છે માટે અહિં જ્યાં સુધી અધર્મ ન વર્તે તેટલામાં સુરલોક પ્રત્યે ઘણો વખત રહેવા જઇએ. આગળ ગામના મધ્યમાં બ્રાહ્મણો મોટા સ્વરોથી વેદ શૂદ્રોને સંભળાવશે, આગળ રાજા વ્યવહારમાં ધર્મોને નહિ જુવે, માટે હું પરલોક જવાનો છું. જેટલા વખતમાં સર્વ નરો અધમ, મધ્યમ અને અતિ ઉત્તમોનું અપમાન નથી કરતા અને જ્યાં સુધી આ જગત્ ઘણા અજ્ઞાનવાળું નથી તેટલામાં હું પરલોક પ્રત્યે જાઉં છું. આગળ અતિ બળવાને દૂર્બલોને પીડાતા જોવાનો વખત આવશે માટે હું પરલોક પ્રત્યે જઇશ, અહિં હવે હું જીવલોકને જોવા ઉત્સાહ રાખતો નથી.

આ સાંભળી મહર્ષિને પીડા પામેલા જોઇ ઋષિયો કહેવા લાગ્યા—હે મહર્ષે! અમે તમારા કમળને ચોરનારા નથી માટે તમારે ખોટો ખેદ ન કરવો. અમે સમ ખાઇયે છીયે. હે પાર્થિવ! નિશ્ચયવાળા, મહર્ષિઓ અને ધર્મને જોતા એવા રાજાઓ તે પછી અનુક્રમે પુત્ર અને પૌત્રો સાથેજ સોગન ખાવા લાગ્યા. ભૃગુ બોલ્યા કે જે તમારા કમળને ચોરનાર છે તે અહિં બોલાવેલો સામો બોલનાર થાઓ, તાડન કરેલો સામો તમાચો લગાવનાર થાઓ અને ઘોડા બળદ તથા ઉંટ વગેરેનાં માંસો ભક્ષણ કરનાર થાઓ. વસિષ્ઠ બોલ્યા કે જે તમારાં કમળને ચોરનાર હોય તે આ લોકમાં સ્વાધ્યાય વિષે તત્પર ન થાઓ, કૂતરાને ખેંચો અને ભીક્ષુ થાઓ. કશ્યપ બોલ્યા—તમારા કમળને ચોરનાર સર્વ ઠેકાણે સર્વ વેચો, થાપણમાં લોભ કરો અને ખોટા સાક્ષિપણાને પામો. ગૌતમ બોલ્યા તમારા કમળને હરનાર બુદ્ધિની સમતારહિત એવા કામ ક્રોધ વગેરેથી અહંકારવાળો થઇ જીવો અને ખેતી કરનાર તથા મત્સરવાળો થાઓ. અંગિરા બોલ્યા તમારા કમળને ચોરનાર કૂતરાને ખેંચો, તેનો વેદ સમૂહ અપવિત્ર થાઓ. વળી તે બ્રાહ્મણને હણનાર, પ્રાયશ્ચિત્ત રહિત થાઓ. ધુંધુંમાર બોલ્યા—તમારા કમળને ચોરનાર મિત્રોએ કરેલા ઉપકારને ન જાણનાર શૂદ્રાને વિષે પ્રજા કરો અને સંપાદન કરેલી વસ્તુને એકલો ભોગવો. પૂરૂ બોલ્યો તમારા કમળને ચોરનાર ચિકિત્સામાં ગતિ કરો, ભાર્યાવડે પોષણ પામો અને સસરાથી તેની વૃત્તિ–જીવિકા હો. દિલીપ બોલ્યો તમારા કમળને ચોરનાર એક જળના સ્થાનની જીવિકાવાળા ગામમાં, શૂદ્ર જાતની સ્ત્રીનો પતિ જે બ્રાહ્મણ હોય તે લોકને પામો. શુક્ર બોલ્યા તમારા કમળને ચોરનાર વૃથા માંસ ખાઓ, અને રાજાનો દાસ થાઓ. જમદગ્નિ બોલ્યા તમારા કમળનું હરણ કરનાર અનાધ્યાયોમાં ભણો, શ્રાદ્ધમાં અયોગ્ય મિત્રને જમાડો અને શૂદ્રના શ્રાદ્ધમાં જમો. શિબિ બોલ્યો તમારા કમળને ચોરનાર ન ધારણ કરેલા અગ્નિવાળો મરણ પામો, યજ્ઞમાં વિઘ્ન કરો અને તપસ્વિયો સાથે વિરોધ કરો. યયાતિ બોલ્યો તમારા કમળને ચોરનાર ઋતુવિના વ્રતવાળો, ભાર્યા વિષે પ્રજા ઉત્પન્ન કરો અને વેદોનો તિરસ્કાર કરો. નહુષ બોલ્યો તમારા કમળને હરનાર અતિથિ (યતિ) છતાં ઘરમાં રહેનાર થાઓ, દીક્ષાવાળો છતાં ઇચ્છા પ્રમાણે વર્તનાર અને ધનવડે વેચેલો દાસ વિદ્યા આપો. અંબરીષ બોલ્યા તમારા કમળને ચોરનાર ક્રૂર તથા સ્ત્રીઓ, જ્ઞાતિયો,

અને ગામો વિષે ધર્મને તજનાર થાઓ અને બ્રાહ્મણને પણ હણો, નારદ બોલ્યા તમારા કમળને ચોરનાર ઘરમાં જ્ઞાનવાળો, બહાર સ્વરવિના પદ હોય તેમ શાસ્ત્ર ભણો અને અતિ મોટાઓનું અપમાન કરો. નાભાગ બોલ્યા—તમારા કમળને ચોરનાર સદા ખોટું બોલો, સજ્જનો સાથે વિરોધ કરો અને મૂલ્યવડે કન્યા આપો. કવિ બોલ્યા તમારા કમળને હરનાર બે પગવડે ગાયને પ્રહાર કરો, સૂર્ય સામો પેશાબ કરો અને શરણાગતને તજો. વિશ્વામિત્ર બોલ્યા તમારા કમળને ચોરનાર ધાન્યવડે વેચેલો દાસ, વૃષ્ટિને બંધ કરો, રાજાનો પુરોહિત થાઓ અને ન યજન કરાવવા લાયક લોકનો ઋત્વિક્ થાઓ. પર્વત ઋષિ બોલ્યા તમારા કમળને ચોરનાર ગામડામાં અધિકારી થાઓ, ગધેડાંરૂપ વાહનવડે ચાલો અને વૃત્તિને અર્થે કૂતરાઓને ખેંચી જાઓ. ભરદ્વાજ બોલ્યા તમારા કમળને ચોરનાર સર્વ પાપોનું ગ્રહણ, કૂ: વિષે અને ખોટામાં જે પાપ છે તે સદા તેને થજો. અષ્ટક બોલ્યા તમારા કમળને ચોરનાર કુશળ બુદ્ધિરહિત, ઇચ્છા પ્રમાણે વર્ત્તનાર, પાપને કરનાર હો, અને અધર્મ વડે પૃથ્વીને પાળો. ગાલવ બોલ્યા તમારા કમળને ચોરનાર પાપિષ્ટોથી પણ અપૂજ્ય, પોતાનાઓમાં પાપને કરનાર થાઓ; અને દાન આપી કહી સંભળાવો. અરૂંધતી બોલ્યાં—જે સ્ત્રી તમારા કમળને ચોરનારી હોય તે સાસુનું વાંકુ બોલો, પતિથી ઉદાસ થાઓ અને એકલી સ્વાદવાળું ખાઓ. વાલખિલ્યો બોલ્યા—તમારા કમળને ચોરનાર વૃત્તિને અર્થે એક પગે ગામના ઝાંપા પાસે ઉભો રહો અને ધર્મને જાણનાર છતાં ધર્મને તજનાર થાઓ. શુનઃસુખ બોલ્યો તમારા કમળને ચોરનાર બ્રાહ્મણ અગ્નિહોત્રનો અનાદર કરી સુખે સુવો અને સંન્યાસી છતાં ઇચ્છા પ્રમાણે વર્ત્તનાર થાઓ. સુરભી બોલી—તમારા કમળને ચોરનાર બલ્વજ નામના ઘાસ અથવા પુરૂષના વાળથી બનાવેલી રજ્જુએ પાદ બંધન થઇ કાંસાના પાત્રમાં પારકા વાછડા વડે દોવાઓ. ભીષ્મ બોલ્યા—હે કૌરવેંદ્ર હે રાજન્! તે વખતે જૂદા જૂદા પ્રકારના, ઘણા સોગનોવડે દેવોનો રાજા, હજાર નેત્રોવાળો ઇન્દ્ર પ્રસન્ન થયો અને કોપ પામેલા તે મુખ્ય બ્રાહ્મણને જોઇ ઇન્દ્ર બ્રહ્મર્ષિ, દેવર્ષિ, અને રાજર્ષિયોના મધ્યમાં જેને રોષ થએલો છે એવા ઋષિને બોલાવી પોતાનો અભિપ્રાય જણાવ્યો જે અહિં મારાથી જાણો. ઇન્દ્ર બોલ્યા જે કમળને લેનાર છે તે બ્રાહ્મણ અધ્વર્યુને અથવા બ્રહ્મચર્યને આચરનારા છ બ્રાહ્મણને દીકરી આપો, અને અથર્વ વેદને ભણી સ્નાત થાઓ. તમારા કમળને ચોરનાર સર્વ વેદોનું અધ્યયન કરો, પુણ્ય આચરનાર અને ધાર્મિક થાઓ તથા બ્રહ્માના સ્થાન પ્રત્યે જાઓ. અગસ્ત્ય બોલ્યા—હે બલિને મારનાર ઇન્દ્ર! તમે આશિર્વાદરૂપ સોગન ખાધા માટે મને કમળ આપો, આ સનાતન ધર્મ છે. ઇન્દ્ર બોલ્યા—હે ભગવન્! મેં આજ લોભથી કમળ ધારણ કર્યું નથી પણ ધર્મો સાંભળવાની ઇચ્છાથી હરેલ છે માટે તમે ક્રોધ કરવા યોગ્ય નથી. મેં ધર્મની શ્રુતિયોની મહત્તાવાળી, પીડાઓ રહિત, નિરંતર નાશ રહિત, સત્ય, ઋષિયોના ધર્મરૂપ વાજ સાંભળી તેથી હે વિદ્વાન્! કમળ ગ્રહણ કરો અને મારી ઉદ્ધતાઇ ક્ષમા કરો. આ રીતે ઇન્દ્રે કહ્યું ત્યારે અતિ કોપવાળા, તપસ્વિએ કમળ ગ્રહણ કર્યું અને બુદ્ધિમાન્ એવા તે મુનિ પ્રસન્ન થયા. પછી વનમાં ફરનારા તેઓ ફરીને તીર્થો પ્રત્યે ગયા તથા તેઓ પુણ્યકારી તીર્થોમાં શરીરોને સ્નાન કરાવવા લાગ્યા. યોગ્ય મનુષ્ય સર્વ પર્વમાં આ આખ્યાનનો પાઠ કરે છે તે મૂર્ખ પુત્રને ઉત્પન્ન કરતો નથી અને આકૃતિ રહિત થતો નથી. વળી કોઇ આપત્તિ તેને સ્પર્શ કરતી નથી, પીડા રહિત થાય છે, જરાને ધારણ કરનાર થતો નથી,

ગુણ રહિત અને કલ્યાણયુક્ત એવો મરણ પછી સ્વર્ગને પામે છે. હે નરોત્તમ ! જે જેઓએ માનેલું શાસ્ત્ર શિખે છે, તે અવિનાશી એવા બ્રહ્માના લોક પ્રત્યે જાય છે.

यश्च शास्त्रमधीयीत ऋषिभिः परिपालितम् ।
स गच्छेद्ब्राह्मणोलोकमव्ययं च नरोत्तम ॥ ५३ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे शपथविधिर्नामचतुर्नव-तमोऽध्यायः ॥ ९४ ॥

## અધ્યાય ૯૫ મો. છત્રજોડાનું દાન.

ધિષ્ઠિર उवाच—यदिदं श्राद्धकृत्येषु दीयते भरतर्षभ ।
छत्रं चोपानहौ चैव केन तत्सम्प्रवर्त्तितम् ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ ! શ્રાદ્ધનાં કૃત્યોમાં જે છત્ર અને પગરખાં (જોડા) ાય છે, તે કોણે પ્રવર્ત્તાવેલાં છે ? એ કેમ ઉત્પન્ન થયાં ? શા માટે દેવાય છે ? કેવળ શ્રા- કૃત્યોમાં નહિ પણ પુણ્યોમાં પણ દેવાય છે ? હે બ્રહ્મન્ ! ઘણાં નિમિત્તો વિષે પુણ્યનો મય કરી તે અપાય છે માટે હું એ વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. ભીષ્મ બોલ્યા—હે રાજન્ ! ધાન થઇ છત્ર અને પગરખાંના પુણ્યની વાત સાંભળો. જે રીતે લોકમાં એ દાન પ્રસિ- ધયું, જે રીતે પ્રવર્ત્યું, જે રીતે ક્ષય ન પમાડી શકવાપણાને પામ્યું અને જે રીતે પુણ્ય- ાને પામ્યું, એ સર્વ મહાત્મા સૂર્ય અને જમદગ્નિના સંવાદરૂપ વૃત્તાંત, હે નરાધિપ ! હું ને કહું છું. હે પ્રભો ! પૂર્વે સાક્ષાત્ ભગવાન્ ધનુષવડે ક્રીડા કરતા હતા અને ભૃગુ કુળ- થએલા જમદગ્નિ બાણોને સાંધી સાંધી ફેંકતા હતા. હે અચ્યુત ! ઉતારેલા દીપ્ત તેજવાળા, ાને લઇ રેણુકા તે વખતે તેમને આપતાં. પછી પ્રત્યંચા અને બાણના શબ્દે કરી હર્ષ લા તે બાણો ફેંકવા લાગ્યા અને રેણુકા તેઓને પાછા આપવા લાગ્યાં. જ્યારે જયેષ્ઠા તથા માં રહેલા સૂર્ય મધ્યાન્હને પ્રાપ્ત થયા ત્યારે બ્રાહ્મણે બાણો ફેંકી રેણુકાને આ રીતે કહ્યું. વેશાળ નેત્રવાળિ ! હે સુંદર ભૃકુટીવાળી ! હું જેટલામાં ફરીને આ બાણો ફેંકું તેટલામાં ા, ધનુષથી પડેલાં બાણોને લાવો. હે જનાધિપ ! જતાં એવાં તે મધ્યમાં વૃક્ષની છાયાનો ાય કરી બેઠાં. તેનું મસ્તક તપ્યું હતું ને પગો તપેલા હતા તેથી મુહૂર્તવાર બેઠાં, પણ ના શાપના ભયથી શુભ, શ્યામ નેત્રવાળાં તે ફરીને બાણો લેવા ગયાં અને તેઓને લેઇ ાળાં અતિ સુંદર અંગવાળાં, ખેદ પામેલાં, દુઃખને નિયમમાં રાખતાં અને સ્વામિના ી કંપતાં પતિની પાસે ગયાં. તે સમયે ક્રોધ પામેલા ઋષિએ સુંદર મુખવાળાં રેણુકાને કે—તમે કેમ ઘણે વખતે આવ્યાં ? રેણુકા બોલ્યાં—હે તપોધન ! પ્રથમ મારૂં મસ્તક ં તપ્યું, પછી પગ તપ્યા, આ રીતે સૂર્યના તેજે રોકેલી હું વૃક્ષની છાયાનો આશ્રય ા લાગી. હે વિભો ! હે બ્રહ્મન્ ! આ કારણથી મને ઘણી વાર થઇ. હે તપોધન ! આ વચન સાંભળી તમે ક્રોધ કરો માં. જમદગ્નિ બોલ્યા—હે રેણુકા ! આજે તમને દુઃખ પનાર પ્રકાશિત કિરણવાળા સૂર્યને બાણોએ અસ્ત્રરૂપ અગ્નિનાં તેજવડે હું પાડીશ. ભીષ્મ

બોલ્યા દિવ્ય ધનુષનો ટંકારવ કરી ઘણાં બાણો લઇ સૂર્યની ચોતરફ તે જ્યાં જાય તે તરફ મુખ રાખી ઉભા રહ્યા. એ પછી હે કૌંતેય! ધનુષ ધારણ કરેલા તેમને જોઇ સૂર્ય બ્રાહ્મણના રૂપવડે પાસે આવી બોલ્યા—સૂર્યે તમારો શું અપરાધ કર્યો છે? આકાશમાં સર્વ ઠેકાણે રહેતા સૂર્ય કિરણોવડે રસને લે છે અને વર્ષાકાળમાં લીધેલા રસને વરસાવે છે. હે વિપ્ર! મનુષ્યોના સુખને વધારનાર અન્ન તેથી ઉત્પન્ન થાય છે. વેદોમાં અન્નરૂપ પ્રાણ છે એમ કહેવાય છે. હે બ્રહ્મન્! વળી વાદળાંમાં ગૂઢ, કિરણોવડે યુક્ત આ સાત દ્વીપોપર વૃષ્ટિ વરસે છે તેથી હે પ્રભો! વૃષ્ટિવડે થએલું ઔષધીઓનું, લતાઓનું, પુષ્પ પત્રોથી થયેલું સર્વ અન્નરૂપ થાય છે. હે ભાર્ગવ! જે રીતે અન્નથી સર્વ જાતકર્મો, વ્રત, ઉપનયન ગોદાન, વિવાહ, યજ્ઞ સમૃદ્ધિઓ, શાસ્ત્રો, દાનો, સંયોગો અને ધનના સંગ્રહો પ્રવર્તે છે તે તમે જાણો છો. વળી જેટલાં રમણીય, જેટલાં આરંભવાળાં કાર્યો છે તે સર્વ અન્નથી થાય છે. આ તમારૂં જાણેલુંજ હું કહું છું. હે વિપ્ર! મેં જે કહ્યું તે સર્વ તમે જાણોજ છો માટે હે વિપ્રર્ષે! તમને પ્રાર્થના કરૂં છું અથવા પ્રસન્ન કરવા કહું છું કે સૂર્યને પાડીને તમને શું પ્રાપ્ત થશે? તમારૂં શું કામ થશે? મતલબ કશું નહિ.

सर्वं हि वेत्थ विप्रस्त्वं यदेतत्कीर्तितं मया ।
प्रसादयेत्वां विप्रर्षे किं त सूर्यं निपात्यवे ॥ २८ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे छत्रोपानहोत्पत्तिर्नामपञ्चनवतितमोऽध्यायः ॥ ९५ ॥



## અધ્યાય ૯૬ મો. છત્રજોડાના દાનનું માહાત્મ્ય.

युधिष्ठिर उवाच—एवं प्रयाचति तदा भास्करे मुनिसत्तमः ।
जमदग्निर्महातेजाः किं कार्यं प्रत्यपद्यत ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા એ—પ્રમાણે જ્યારે સૂર્યે માગણી કરી ત્યારે મહા તેજસ્વી, મુનિશ્રેષ્ઠ, જમદગ્નિ શું કામ સિદ્ધ કરવા લાગ્યા? ભીષ્મ બોલ્યા—હે કુરૂનંદન! આ રીતે સૂર્યે યાચના કરવા છતાં પણ અગ્નિની સમાન કાંતિવાળા મુનિ જમદગ્નિ શાંતિ પામ્યા નહિ. હે વિશાંપતે! બ્રાહ્મણના રૂપવાળા સૂર્ય બે હાથ જોડી એમને પ્રણામ કરી મધુર વાણીથી બોલ્યા કે હે વિપ્રર્ષે! ચાલતા સૂર્યનું ચિન્હ સદાચળ છે; ત્યારે ચળ અને સદા ચાલનારા સૂર્યને તમે કેમ ભેદશો? જમદગ્નિ બોલ્યા—સ્થિર એવા અને ચળ એવા તેને જ્ઞાનરૂપ નેત્રવડે હું જાણું છું માટે અવશ્ય આજ મારે તમને વિનય પ્રાપ્ત કરવો. હે દિવસને કરનાર સૂર્ય! તમે મધ્યાન્હે અર્ધ નિમેષ* રહો છો ત્યારે તમને ભેદીશ, એમાં મને વિચાર નથી. સૂર્ય બોલ્યા—હે ધનુર્ધારિયોમાં ઉત્તમ! હે વિપ્રર્ષે! તમે જરૂર મને ભેદશો માટે હે ભગવન્! અપકારી છતાં મને શરણ આવેલો જાણો. ભીષ્મ બોલ્યા—તે વખતે ભગવાન્ જમદગ્નિ હસીને તેને કહેવા લાગ્યા કે હે સૂર્ય! તમે પ્રણામ પામ્યા છો માટે તમારે ભય ધરવો નહિ, કારણ

* આંખોને મટમટાવવાનું જે અર્ધ, તેટલો વખત.

માણસ બ્રાહ્મણોમાં રહેલી સરલતાને, પૃથ્વીતલમાં જે સ્થૈર્ય છે તેને, ચન્દ્રની સૌમ્ય-
વરૂણની ગંભીરતાને, અગ્નિની દીપ્તિ (પ્રકાશ) ને, મેરૂની પ્રભા (કાંતિ) ને અને સૂર્યના
ને, આ સર્વને ઉલ્લંઘન કરે તે શરણુ આવેલાને હણે. વળી જે શરણુ આવેલાને હણે
ગુરૂની સ્ત્રીવાળો થાય, તે બ્રાહ્મણને હણનાર થાય અને તે મદિરાનું પાન કરનાર થાય. હે
જે રીતે તમારાં કિરણોથી પ્રકાશિત માર્ગ સુખે જવાય એવો થાય તે રીતે આ
મનું સમાધાન કરો. ભીષ્મ બોલ્યા—એટલું કહી તે વખતે ભૃગુકુળમાં ઉત્તમ તે (જમ-
બોલતા બંધ થયા. એ પછી ઝટ સૂર્યે તેને છત્ર અને પગરખાં અર્પણ કર્યાં. સૂર્ય
—હે મોટા ઋષિ! મસ્તકના રક્ષણરૂપ, મારાં કિરણોને વારંવાર, છત્ર અને પગના
માટે પગરખાં ગ્રહણ કરો. આજથી માંડી આ લોકમાં એ ચાલશે અને સર્વ પુણ્યો-
રમ, ક્ષય ન પમાડાય તેવું થશે. ભીષ્મ બોલ્યા—હે ભરત! સૂર્યે આ છત્ર અને
માં પ્રવર્તાવેલાં છે અને એ ત્રણ લોકમાં પુણ્યકારી પ્રસિદ્ધ થએલાં છે માટે બ્રાહ્મ-
ઉત્તમ છત્ર અને પગરખાં અર્પણ કરો, તેમાં મોટો ધર્મ થશે, એમાં મને વિ-
નથી. હે ભરતશ્રેષ્ઠ! જે દ્વિજ (વિપ્ર) ને ધોળું, સો દાંડીવાળું છત્ર આપે છે તે મરણ
સુખ પામે છે. હે ભરતશ્રેષ્ઠ! વળી તે બ્રાહ્મણોએ પૂજેલો, ઇન્દ્રના લોકમાં નિરંતર
રા અને દેવોની સાથે વસે છે. હે મહાબાહો! જે તાપ પામતા બ્રાહ્મણ અને વખાણ-
ગ્ય વ્રતવાળા વિપ્રને પગરખાં અર્પણ કરે છે તે પણ દેવોએ માનેલા લોકોને પામે
ભારત! મૂવા પછી તે ગોલોકમાં હર્ષ સહિત વસે છે. હે ભરતશ્રેષ્ઠ! મેં આ (આ-
) સમગ્રપણાથી તમને કહ્યું, તેમ હે ભરતસત્તમ! છત્ર અને પગરખાના દાનનું ફળ કહ્યું.

एतत्ते भरतश्रेष्ठ मया कार्त्स्न्येन कीर्तितम् ।
छत्रोपानह दानस्य फलं भरतसत्तमं ॥ २२ ॥

इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे छत्रोपानहदानप्रशंसानाम-
णवतितमोऽध्यायः ॥ ९६ ॥

## અધ્યાય ૯૭ મો. બલિદાનનો વિધિ.

ष्ठिर उवाच—गार्हस्थ्यं धर्ममखिलं प्रब्रूहि भरतर्षभ ।
ऋद्धिमाप्नोति किं कृत्वा मनुष्यं इह पार्थिव ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ! હે પૃથ્વીપતે! આ લોકમાં મનુષ્ય શું કરવાથી વૃદ્ધિ પામે
ને સર્વ ગૃહસ્થપણારૂપ ધર્મ મને કહો. ભીષ્મ બોલ્યા—હે ભરતકુળમાં થએલા જના-
! અહિં વાસુદેવ અને પૃથ્વીના સંવાદરૂપ એક પ્રાચીન વૃત્તાંત કહું તેસાંભળો. હે ભરતશ્રેષ્ઠ!
જે આજ મને પૂછો છો તે પ્રતાપવાન્ વાસુદેવે દેવી પૃથ્વીની સ્તુતિ કરી પૂછ્યું હતું.
વ પૂછવા લાગ્યા—હે પૃથ્વી! ગૃહસ્થપણાના ધર્મનો આશ્રય કરી મેં અથવા મારા જેવાએ
અવશ્ય કરવા યોગ્ય છે? અથવા શું કરવાથી સારૂં ફળ થાય? પૃથ્વી બોલી—હે માધવ! જે
ઋષિઓ, દેવ, અને મનુષ્યો યજન કરવા યોગ્ય છે તથા પૂજવા લાયક છે તે સર્વ તમે
થી જાણો. સદા યજ્ઞવડે દેવતાઓ, સદા અતિથિપણાએ મનુષ્યો અને જે રીતે છંદથી

(ઇચ્છાથી) સદા પૂજ્યોને ભોજન કરાવવામાં આવે છે તેણે કરી હે મધુસૂદન (કૃષ્ણ)! ઋષિયોના ગણો પ્રસન્ન થાય છે. હે મધુદૈત્યને હણનાર ! નિરંતર જમ્યા વિના અગ્નિથી પરિચર્યા (સેવા) કરવી, તેમજ વૈશ્વદેવ કરવો, તેણે કરી દેવતાઓ પ્રસન્ન થાય છે, પિતૃને પ્રીતિ પ્રાપ્ત કરવા દિવસે દિવસ અન્ન વગેરેથી, જળથી અથવા પય, અને મૂળ, ફળથી શ્રાદ્ધ કરવું. વિધિ પ્રમાણે અગ્નિમાં સિદ્ધ થએલા અન્નથી વૈશ્વદેવ કરવો. જેમ અગ્નિષ્ટોમનો વૈશ્વદેવ, પછી ધન્વંતરિનો વૈશ્વદેવ અને પ્રજાપતિનો જૂદો હોમ કરાય છે, તેમ ક્રમેકરી બલિકર્મ (વૈશ્વદેવ) કરવું. હે માધવ! દક્ષિણ દિશામાં યમને, પશ્ચિમમાં વરૂણને, ઉત્તરમાં ચન્દ્રને, વાસ્તુ મધ્યમાં પ્રજાપતિને, પૂર્વ ને ઉત્તરની મધ્યમાં ધન્વંતરીને, પૂર્વમાં ઇન્દ્રને અને ઘરના દ્વારમાં મનુષ્યોને બલિ આપવાનું કહેવું. માંહેના ઘરમાં મરૂત્ દેવતાઓને બલિદાન આપવું. તેમજ વિશ્વે દેવોને આકાશ રસ્તે બલિ આપવો અને રાત્રિમાં રાત્રિમાં ફરનારા પ્રાણિયોને બલિ આપવો, આ રીતે ઠીક બલિદાન કરી બ્રાહ્મણને ભિક્ષા આપવી. બ્રાહ્મણ ન મળે તો અગ્ર ભાગ લઇ અગ્નિમાં ફેંકવો. જ્યારે મનુષ્ય પિતૃને પણ શ્રાદ્ધ આપવા ઇચ્છે ત્યારે શ્રાદ્ધ કર્મ થયા પછી તે કરવું, પિતૃઓનું તર્પણ કરી વિધિથી બલિદાન કરવું. તે પછી વૈશ્વદેવ અને ત્યાર પછી બ્રાહ્મણવાચન* કરવું. હે મહારાજ ! તે પછી વિશેષ અન્નવડે પૂજાપૂર્વક અતિથિયોને જમાડવા, પછી મનુષ્યોને પ્રસન્ન કરવા. હવે અતિથિ આ નામનું કારણ બતાવે છે જે કારણથી નિત્ય રહેતો નથી તેથી અતિથિ કહેવાય છે. નિરંતર આચાર્ય, પિતા, સખા, આપ્તજન અને અતિથિને 'આ મારા ઘરમાં છે' એમ કહી સર્વ નિવેદન કરવું તથા તેઓ જે કહે તે કરવું, આ રીતે ધર્મ કરાય છે. હે કૃષ્ણ ! ગૃહસ્થ પુરૂષે સદા શેષ રહેલાને જમનાર થવું. સંપૂર્ણ વર્ષ રહેલા, રાજાના ઋત્વિક્, વ્રતવાળા, ગુરૂ અને સસરાને મધુપર્કવડે પૂજવા, વળી કૂતરાઓને ચાંડાલોને અને પક્ષિયોને માટે પૃથ્વી ઉપર નાંખવું. વૈશ્વદેવ નામે જે કર્મ છે તે સાયંકાળે અને પ્રાતઃકાળે કરાય છે. જે મનુષ્ય ગુણોમાં દોષ દૃષ્ટિને તજી આ ગૃહસ્થપણાના ધર્મને આચરે છે તે ઋષિઓનાં વરદાનો પામી મરણ પછી બીજા લોકમાં પૂજાય છે. ભીષ્મ બોલ્યા—આ રીતે ભૂમિનું વચન સાંભળી પ્રતાપવાન્, વસુદેવના પુત્ર (કૃષ્ણ), તેમ કરવા લાગ્યા. તમે પણ એવું સદા આચરણ કરો. હે જનાધિપ! આ ગૃહસ્થના ધર્મને આચરનારા તમે આ લોકમાં યશ પામી મૂવા પછી સ્વર્ગ પામશો.

**एतद् गृहस्थधर्मस्त्वं चेष्टमानो जनाधिप ।**
**इहलोके यशः प्राप्य प्रेत्य स्वर्गमवाप्स्यसि ॥ २६ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे बलिदानविधिर्नामसप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥**

## અધ્યાય ૯૮ મો. દીપદાન માહાત્મ્ય.

**युधिष्ठिर उवाच—आलोकदानं नामैतत्कीदृशं भरतर्षभ ।**
**कथमेतत्समुत्पन्नं फलं वातब्रवीहि मे ॥ १ ॥**

---

* સ્વસ્તિવાચન.

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ ! દીપદાન જે પ્રસિદ્ધ છે તે કેવું છે ? એ કેમ ઉત્પન્ન
અને એનું ફળ કેવી રીતે થાય છે તે, મને કહો. ભીષ્મ બોલ્યા હે ભારત ! અહિં
।પતિ મનુ અને સુવર્ણ નામના ઋષિના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ કહું છું. હે ભાર-
કોઈ પણ સુવર્ણ નામે તપસ્વી હતા તે વર્ણથી સુવર્ણ સરખા વર્ણવાળા હતા તેથી
ર્ણ એમ પ્રસિદ્ધિ પામ્યા. કુળ, શીલ, અને ગુણોથી યુક્ત, સ્વાધ્યાયમાં પાર પામેલા તે,
ના ગુણોવડે ઘણા સારા વંશમાં થએલા લોકોને ઉલ્લંઘન કરી ગયા હતા. તે
પણે કોઇ વખતે મનુને જોયા અને તેની સમીપ ગયા તથા તે બે ત્યાં એક બીજાને
ા પ્રશ્ન કરવા લાગ્યા. તે પછી સત્ય સંકલ્પવાળા તે બે સુવર્ણના પર્વત મેરૂમાં
ણીય શિલાની પીઠ ઉપર સાથે બેઠા. ત્યાં તેઓ જુના, મહાત્મા, બ્રહ્મર્ષિ, દેવ
. દૈત્યોની જૂદા જૂદા પ્રકારોને આશ્રય કરનારી કથા કહેતા હતા. તેઓમાં સુવર્ણે સ્વા-
ત્ર (બ્રહ્માના પુત્ર) મનુ પ્રત્યે વચન કહ્યું કે સર્વ પ્રાણિયોના હિત માટે તમે મારો પ્રશ્ન
ા યોગ્ય છો. હે પ્રજેશ્વર ! પુષ્પોવડે જે દેવતાઓ પૂજાય છે એ શું ? કેમ ઉત્પન્ન
? તેનું ફળ અને યોગ (પ્રાપ્તિ) મને કહો. મનુ બોલ્યા—અહિં મહાત્મા શુક્ર અને બલિ-
સંવાદરૂપ આ પ્રાચીન ઇતિહાસ કહું છું. ત્રણ લોકને પાળનારા, વિરોચનના પુત્ર
ની પાસે ઝટ ભૃગુના કુળને ધારણ કરનારા, શુક્ર આવ્યા. તે શુક્રને અર્ઘ્યનાં જળ વગે-
સત્કાર કરી વિધિ પ્રમાણે ઘણી દક્ષિણા આપનારા તે દૈત્યોના અધિપતિ (બલિ) પાછ-
ા આસન ઉપર બેઠા. પછી ત્યાં તમે જે પુષ્પ, ધુપ અને દીપના દાનના ફળ પ્રત્યે
કહી તે કથા થઇ ને તે વખતે દૈત્યોના પતિ બલિએ કવિયોના ઇન્દ્ર શુક્રને
મ પ્રશ્ન પૂછ્યો. બલિ પૂછવા લાગ્યા—હે બ્રહ્મસત્તમ ! હે દ્વિજશ્રેષ્ઠ ! પુષ્પ, ધુપ, અને
ના દાનનું શું ફળ ? તે તમે કહેવા યોગ્ય છો. શુક્ર બોલ્યા—પ્રથમ તપ[1] ઉત્પન્ન થયું.
પછી ધર્મ[2] ઉત્પન્ન થયો, એ વખતમાંજ લતા અને ઔષધીઓ[3] થઇ. પૃથ્વીતલમાં
પ્રકારે ચન્દ્રનો આત્મા થયો, તેમ અમૃત, વિષ (ઝેર) તથા જે બીજા પદાર્થો છે તે
. તૃણની જાતિઓ થઇ. તેઓમાં અમૃત મનની પ્રીતિને અને ઝટ તૃપ્તિને આપે છે,
. તીવ્ર એવું સર્વ તરફ ગંધવડે મનને ગ્લાનિ પમાડે છે, માટે અમૃતને મોટા મંગળરૂપ
ા અને ઝેરને મોટું અમંગલ (કલ્યાણ રહિત) માનો. સર્વ ઔષધિયો અમૃતરૂપ છે.
અગ્નિથી થએલા તેજ રૂપ છે. જે કારણથી પુષ્પો મનને આનંદ પમાડે છે અને
[4] પણ ધારણ કરે છે માટે પુણ્યકર્મવાળા નરોએ તેને સુમનસ કહેલી છે. જે પવિત્ર
રૂસ દેવતાઓને પુષ્પો આપે છે તેને દેવતાઓ પ્રસન્ન થાય છે અને પુષ્ટિ પણ આપે
હે સમર્થ દૈત્યાધિપ ! મંગળ માટે જે જે દેવનો ઉદ્દેશ કરી પુષ્પો આપે છે તે દેવ
કરી એને પ્રસન્ન થાય છે. તે ઓષધિયો, જૂદી જૂદી ઉત્તમ, સૌમ્ય (શીત ગુણવાળી)
સ્વી, બહુ વીર્યવાળી, તથા બહુ રૂપવાળી જાણવી. યજ્ઞ સંબંધી વૃક્ષોમાં, યજ્ઞ સંબંધ
નાં વૃક્ષો મારાથી જાણો. જે અસુરોનાં પુષ્પો છે, જે દેવતાઓને હિતરૂપ છે, જે રાક્ષ-
ા, ઉરગોને તથા યક્ષોને પ્રિય છે, જે મનુષ્યોને અને પિતૃઓને પ્રિય છે તેઓ વનમાં
માં, ગામમાં ઉગેલાં, ખેડેલી જમીનમાં ઉગેલાં, પર્વતોના આશ્રયવાળાં, કાંટાઓ રહિત,

---

૧ વર્ણાશ્રમનો ધર્મ. ૨ દયા વિગેરે. ૩ ચોખા વિગેરે.
૪ લક્ષ્મી અથવા શોભા.

કાંટાવાળાં, અને ગંધરૂપ તથા રસવાળાં પુષ્પો છે તે મારાથી જાણો. પુષ્પોથી થએલો ગંધ પ્રિય અને અપ્રિય બે પ્રકારનો છે. તેમાં દેવતાઓનાં પુષ્પો પ્રિય ગંધવાળાં છે એમ જાણો. હે પ્રભો ! કાંટા રહિત વૃક્ષોનાં વર્ણથી ધોળાં વધારે છે. તે વૃક્ષોનાં પુષ્પો નિરંતર દેવતાઓને પ્રિય છે. ચતુર મનુષ્યે જળમાં થએલાં, જે કમળ વગેરે પુષ્પો છે તે ગંધર્વ, નાગ અને યક્ષોને આપવાં. અથર્વ વેદના મંત્રોમાં રાતા પુષ્પોવાળી, કડુ અને આટાવાળી, ઔષધીઓ શત્રુઓના અભિચાર (મારણ પ્રયોગ) માટે દેખાડેલી છે. તીક્ષ્ણ વીર્યવાળી, કાંટા સહિત એવી ઔષધીઓ તો પ્રાણિયોને દુઃખે મળી શકે એમ છે, માટે જે અતિ રાતા વર્ણવાળી અને કાળી હોય તે લેવી.

હે વિભો ! જે મન અને હૃદયને આનંદ પમાડનારી તથા વિશેષ મધુર અને સુંદર રૂપવાળી હોય તે ઔષધીઓ મનુષ્યો માટે કહેલી છે, પણ શ્મશાનમાં થએલી અને દેવસ્થાનમાં થએલી હોય તે પુષ્ટિવાળાં કાર્યોમાં વિવાહોમાં અને રહસ્યોમાં લાવવી નહિ. પર્વતનાં શિખરોમાં ઉગેલી, યથાયોગ્ય, સ્મૃતિ પ્રમાણે પ્રોક્ષિત અને અભ્યુક્ષિત ( મંત્રવડે જળ છાંટી પવિત્ર) કરેલી, જે ઠંડા ગુણવાળી ઔષધીઓ હોય, તે સૌમ્ય ઔષધિયો દેવતાઓને પ્રાપ્ત કરવી. દેવતાઓ ગંધવડે પ્રસન્ન થાય છે, યક્ષ રાક્ષસો, દર્શન ( જોવાથી ) પ્રસન્ન થાય છે, નાગો ઉપભોગથી પ્રસન્ન થાય છે, અને આ ત્રણવડે મનુષ્યો પ્રસન્ન થાય થાય છે. જે દેવતાઓ પ્રસન્ન કરે છે તેને પ્રસન્ન થએલા ને સંકલ્પથી સિદ્ધ એવા દેવતાઓ ઝટ મનુષ્યોના ઇચ્છેલા મનોરથોવડે પોષે છે. નિરંતર પ્રસન્ન થએલા દેવો પ્રસન્ન કરે છે, માનેલા મનાવે છે અને અપમાન કરેલા અને તરછોડેલા, અધમ નરોને બાળે છે. આ પછી ધૂપદાનના વિધિનું ફળ કહું છું. માટે મારાથી જૂદા જૂદા સારા અને નઠારા ધુપો જાણો. નિર્યાસ (ગુગળ વગેરેથી થનારા), સારિ (લાકડા અને અગ્નિના સંયોગથી થનારા) અને બનાવેલા (અષ્ટગંધ વગેરે) આ ત્રણ પ્રકારના છે. તેઓમાં પ્રિય અને અપ્રિય ગંધ થાય છે તે મારાથી વિસ્તારવડે સાંભળો. સલકી વગેરેના નિર્યાસ ધુપો દેવતાઓને પ્રિય છે, તેઓ સર્વમાં ગુગળ ઉત્તમ છે એવો નિશ્ચય છે. સારિધુપોમાં શ્રેષ્ઠ અગુરૂ, યક્ષ, રાક્ષસ અને ભોગિ (નાગો) માટે છે. દૈત્યોનો સલકી સંબંધી ધુપ અને જે તેવો હોય તે ઇચ્છેલ છે. પૃથ્વી સંબંધી, કાષ્ટ સંબંધી અને રાબની પેઠે ઉકાળી કરેલા તીવ્રગંધવાળા સર્જરસ વગેરેના ગંધોથી મનુષ્યોએ ધુપ કરાય છે. વળી ધુપ દેવ, દાનવ અને પ્રાણિયોને જલદી પ્રસન્ન કરનાર કહેલા છે. મનુષ્યોમાં જેઓ વિહાર કરનાર કહેલા છે તેઓને પણ ધુપ પ્રસન્ન કરનાર છે, અથવા વૈહારિક દેવો અને મનુષ્યોને પ્રસન્ન કરનાર છે. જે પુષ્પોના દાવમાં ગુણનાં કારણો કહેલાં છે તેજ ધુપોમાં પણ પ્રીતિને વધારનારાં જાણવાં. હવે દીપદાનમાં ઉત્તમ ફળનો યોગ અને જ્યારે જેવી રીતે જેણે જેવા તે (દીવા) આપવા તે કહું છું. દીવા વગેરે જ્યોતિ કાંતિરૂપ પ્રકાશ (કીર્ત્તિ) રૂપ અને ઉંચું જનારૂં કહેવાય છે માટે તેઓનું દાન મનુષ્યોનાં તેજને વધારે છે. દક્ષિણાયન, અંધતમ નામના નરકરૂપ તથા અંધકારરૂપ છે અને ઉત્તરાયણ તેજરૂપ છે તેથી ઉત્તરાયણમાં દીપદાન વખણાય છે, જેથી એ દાન ઉંચું જનાર અને અંધકારનાં ઔષધરૂપ છે તેથી દાતા આ લોકમાં ઉંચી ગતિવાળો થાય છે એવો નિશ્ચય છે. જેથી દેવો તેજસ્વિ, કાંતિવાળા અને પ્રકાશ કરનારા છે તથા રાક્ષસો તામસ છે માટે દીપ અપાય છે. દીવાના આપવાથી મનુષ્ય સારાં નેત્રવાળો અને કાંતિવાળો થાય છે માટે દીવાઓને આપી તે લેવા

ે, હોલવવા નહિ અને હોલવરાવવા નહિ. દીવાને હરનારો અંધ, નરકમાં જનાર, અને
ી કાંતિથી રહિત થાય છે તથા દીવાને આપનારો સ્વર્ગ લોકમાં દીવાઓની પંક્તિની
શોભે છે. દીવાનો પ્રથમ વિધિ ઘૃતવડે કરવાનો છે. બીજો ઔષધીના રસો (તેલ સરસી-
નાં તેલ વગેરે)થી કરવાનો છે માટે પુષ્ટિને ઇચ્છનારા મનુષ્યે વસામેદ વગેરેનાં સ્નેહો
તો વા તૈલો) વડે દીવો કરવો નહિ. જે પોતાની આબાદિ ઇચ્છતો હોય તેણે નિરંતર
િતના પ્રપાત* વિષે, વનવિષે, ચૈત્યસ્થાનમાં ‡ અને ચૌટામાં દીપદાન થાય તેમ કરવું. સદા
દાન કરનારો માણસ કુળને શોભાવનાર, શુદ્ધ આત્માવાળો થઇ પ્રકાશપણાને પામે છે
ને જ્યોતિષના સમાન લોકપણાને પામે છે. હવે દેવ, યક્ષ, નાગ, મનુષ્ય, ભૂત અને રાક્ષ-
ના બલિદાનનાં કર્મોમાં ( વૈશ્વદેવોમાં ) કર્મનાં ફળોનો ઉદય કરનાર ગુણો કહું છું. જેઓની
ાગળ જમનારા બ્રાહ્મણો, દેવતા, અતિથિ તથા બાળકો નથી તેઓને શંકા રહિત અમં-
ારૂપ રાક્ષસોજ સમજો, માટે પ્રથમ બલિ સત્કારથી દેવોને આપવો અને યત્નથી આળસ
ુ મસ્તકવડે બલિ ગ્રહણ કરવો. દેવતાઓ નિરંતર બલિ ગૃહણ કરે છે, સદા ગૃહસ્થોને
છે છે, તેમ બાહારના અતિથિયો, જે બીજા યક્ષ રાક્ષસ અને નાગો છે તે તથા દેવતા
ને પિતૃ અહિં આપેલાંથી જીવે છે અને પ્રસન્ન થએલા તેઓ એને આયુષ, યશ, અને
ોથી પ્રસન્ન કરે છે, માટે દેવોના બલિ દહિ દૂધવાળા, પુણ્યકારી, સુગંધવાળા, અને પ્રિય
ાવવાળા, પુષ્પો સહિત કરવા. યક્ષ તથા રાક્ષસોના બલિ સુરાસવ ( મદિરા ) પુરઃસર, §
ળ ઉપર રાખવાથી શોભેલા, રૂધિર અને માંસવાળા કરવા. નાગોને પદ્મ અને નીલ કમળ
શ્રિત, બલિ સદા પ્રિય છે માટે તે કરવા. ભૂતોના બલિ ગોળયુક્ત તલવાળા કરવા. અગ્ર
ાગને આપનારો આગળ ભોગવનાર અને બળ વીર્યવાળો થાય છે માટે દેવતાઓને સત્કા-
ી પ્રથમ આપવું. પ્રથમ આપનારા મનુષ્યના જે ગૃહ દેવતા હોય તે નિરંતર એનાં ઘરને
ભાવે છે. મુઠી જેટલાં અનાજને પ્રથમ આપનારા, સમૃદ્ધિને ઇચ્છનારાએ દેવોને પૂજવા.
ા રીતે એ આખ્યાન ભૃગુકુળમાં થએલા શુક્રે અસુરોના પતિ (બલિ)ને કહ્યું, મનુએ સુવ-
ને કહ્યું, સુવર્ણે નારદને કહ્યું અને હે પુત્ર! હે મહાદ્યુતે! નારદે પણ મારી પાસે આ
ગુણો કહ્યા માટે તમે પણ એ જાણી એ પ્રમાણે આચરણ કરો.

नारदोपि मयि प्राह गुणानेतान् महाद्युते ।
त्वमप्येतद्विदित्वेह सर्वमाचर पुत्रक ॥ ६६ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अष्टनवतितमोऽध्यायः
। ९८ ॥



## અધ્યાય ૯૯ મો. અગસ્ત્ય અને ભૃગુનો સંવાદ.

**[युधि]ष्ठिर उवाच—श्रुतं मे भरतश्रेष्ठ पुष्पधूपप्रदायिनाम् ।**
**फलं बलिविधाने च तद्भूयो वक्तुमर्हसि ॥ १ ॥**

---

*નદીનાં ઝરણ નિકળવાનું ઠેકાણું. ‡દેવસ્થાન યજ્ઞસ્થાન વિગેરે. §અગ્રેસર.

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ ! મેં પુષ્પ અને ધુપ આપનારાઓનું ફળ સાંભળ્યું, તેમ બલિના વિધિમાં જે ફળ છે તે સાંભળ્યું પણ ફરી તમે ગૃહસ્થોએ શા સારૂ બલિ આપવો તે અને ધુપના દાનનું ફળ અને દીવાના દાનનું ફળ પણ મને સંભળાવો. ભીષ્મ બોલ્યા—અહિં નહુષ, અગસ્ત્ય તથા ભૃગુના સંવાદરૂપ આ પ્રાચીન ઇતિહાસ કહેવાય છે. હે મહારાજ ! અતિ મોટો તપસ્વી નહુષ નામે રાજર્ષિ પુણ્યકર્મે કરી દેવરાજ્યને પામ્યો હતો. હે રાજન્ ! સ્વર્ગમાં વસતો એવો નહુષ ત્યાં પણ પ્રયત્નથી મનુષ્ય અને દેવતા સંબંધિ જૂદી જૂદી ક્રિયા કરતો હતો. હે રાજન્ ! સ્વર્ગમાં તે મહાત્માની મનુષ્ય સંબંધિ તથા દેવ સંબંધિ સવ સનાતન ક્રિયાઓ ચાલતી હતી. તે મહાત્મા રાજાને ઘેર અગ્નિનાં કાર્યો, સમિધ (કાષ્ટ), દર્ભ પુષ્પો, અન્ન ને સાળ સહિત બલિદાનો, ધુપ, અને દીવાનું કર્મ સર્વ થતું હતું. તે સ્વર્ગમાં પણ જપ, યજ્ઞ અને મનોયજ્ઞ કરતો હતો, હે અરિંદમ ! તે દેવોનો પતિ (નહુષ) પ્રથમ ન્યાય પ્રમાણે અને વિધિ પ્રમાણે સર્વ દેવોને પૂજતો હતો, પણ એ પછી હું ઇન્દ્ર છું એમ જાણવાથી અહંકાર પામ્યો અને તે રાજાની સર્વ ક્રિયાઓ ઓછી થઇ. વરદાનના મદવાળો, હીન થયેલી ક્રિયાવાળો, અને દુર્બળપણાને પામેલો તે ઋષિયોને વાહન રૂપ કરવા લાગ્યો, જ્યારે અહંકારવડે પરાભવ પામેલો તે તપરૂપ ધનવાળા મુખ્ય મુનિયોને વાહન કરતો હતો, એમ કરતાં ઘણો વખત ચાલ્યો ગયો. પછી ક્રમવડે સર્વને વાહન માટે યોજવા લાગ્યો. હે ભારત ! તેમાં અગસ્ત્યનો પણ વારો આવ્યો, એ સમયે બ્રહ્મને જાણનારાઓમાં ઉત્તમ, મહા તેજસ્વી ભૃગુ આવીને આશ્રમમાં રહેલા અગસ્ત્યને મળીને આ વચન બોલ્યા—હે મહામુને ! આ રીતે આપણે આ દુષ્ટમતિવાળા, દેવોના પતિ, નહુષનો અસત્કાર (અપમાન) શા માટે સહન કરવો? અગસ્ત્ય બોલ્યા—હે મહામુને ! કેમ મેં આને શાપ આપી શકાય ? વરદાન આપનારે જે વર આપેલો છે તે તો તમારો જાણેલો છે. સ્વર્ગમાં જતાં આણે મારા દૃષ્ટિમાર્ગને પામે તે મને વશ થાય એમ દેવ પાસે વર માગેલો હતો તેથી મેં અને તમે એને બાળેલો નથી, એમાં સંશય નથી. તેમ બીજા મુખ્ય ઋષિએ પણ બાળેલો નથી અને પાડેલો નથી. હે વિભો ! પૂર્વે મહાત્માએ આને અમૃત પીવા આપ્યું હતું તેથી આપણે આને પાડતા નથી. દેવે પ્રજાના દુ:ખના કારણરૂપ વરદાન આપ્યું કેમકે નરોમાં અધમ એવો તે બ્રાહ્મણો વિષે અધર્મવાળાં કામ કરે છે, હે વદતાંવર ! આમાં જે વખતને યોગ્ય હોય તે કહો, તમે જેમ કહેશો તેમ હું જરૂર કરીશ. ભૃગુ બોલ્યા—જ્યારે બળવાન્ નહુષ રાજા દૈવથી મોહ પામ્યો છે ત્યારે હું બ્રહ્માની આજ્ઞાથી દુ:ખનું નિવારણ કરવા આવ્યો છું, આજે અતિ દુષ્ટ બુદ્ધિવાળો દેવોનો રાજા (નહુષ) તમને રથમાં જોડશે અને આજ હું બળવડે ખરાબ આચરણવાળા એ નહુષને ઇન્દ્રપણા રહિત કરીશ. આજે હું તમારા જોતાં ઇન્દ્રના સ્થાનથી અતિ દુષ્ટ મતિવાળા, પાપી કર્મયુક્ત નહુષને ખેસવી શતક્રતુને ઇન્દ્ર સ્થાપિશ. આજે ખરાબ એવો એ દેવેંદ્ર દૈવવડે ચિત્ત ઘાયલ થવાથી મંદબુદ્ધિને લીધે પોતાના નાશ માટે તમને પગવડે પરાભવ પમાડશે અને તમને કરેલા પરાભવથી અતિ ક્રોધ પામેલો હું ધર્મને તજનારા, બ્રાહ્મણનો દ્રોહ કરનારા તે પાપીને "સર્પ થા" એમ રોષથી શાપ આપીશ. પછી હે મહામુને ! તમારા દેખતાં ધિક્કારના શબ્દથી જેની કાંતિ નાશ પામેલી છે એવા દુષ્ટ બુદ્ધિવાળા, પાપકર્મિ, અને સમર્થપણાના બળથી મોહ પામેલા, નહુષને પૃથ્વી ઉપર પાડીશ. હે મુને ! જેમ તમને ગમશે તેમ કરીશ, આ પ્રમાણે ભૃગુએ કહેલા, મિત્રાવરૂણના પુત્ર અગસ્ત્ય પરમપ્રીતિવાળા અને પીડારહિત થયા.

एवमुक्तस्तु भृगुणा मैत्रावरुणिरव्ययः ।
अगस्त्यः परमप्रीतो बभूव विगतज्वरः ॥ २९ ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अगस्त्यभृगुसंवादो नाम नवतितमोऽध्यायः ॥ ९९ ॥**



## અધ્યાય ૧૦૦ મો. અગસ્ત્ય અને ભૃગુનો સંવાદ. [ચાલુ.]

ष्ठिर उवाच—कथं वै स विपन्नश्च कथं वै पातितो भुवि ।
कथं चानिन्द्रतां प्राप्तस्तद्भवान् वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—કેવી રીતે તે દુઃખ પામ્યો ? કેવી રીતે તેને પૃથ્વીમાં પાડયો અને કેવી તે ઇન્દ્રરહિતપણાને પામ્યો તે તમે કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—એ રીતે તેઓ જ્યારે દ કરતા હતા ત્યારે તે (મહાત્મા નહુષ)ની જે દિવ્ય અને મનુષ્ય સંબંધી ક્રિયાઓ છે તે ચા- હતી, તેમજ તે મહાત્મા દેવેંદ્રનાં દીપદાનો, સર્વ સાધનો, બલિકર્મ, બીજું જે કંઇ કર્મ હોય ુદા જૂદા પ્રકારના વાર્ષિક ઉત્સવોમાં થતું હતું. દેવલોકમાં તથા મનુષ્ય લોકમાં સદાચારવાળા નો કહ્યા છે, માટે હે રાજેંદ્ર ! ધુપદાન, દીપ અને નમસ્કારોવડે જે સદાચાર થાય તો ો સમૃદ્ધિ પામે. જે સિદ્ધ અન્નનો અગ્ર ભાગ અતિથિને અપાય છે અને ગૃહના ઉદ્દેશ- બલિ અપાય છે એથી દેવતાઓ પ્રસન્ન થાય છે. જે રીતે બલિકર્મ (વૈશ્વદેવ)માં ગૃહસ્થને ર થાય છે તે રીતે દેવતાઓને તેથી સો ગણી પ્રીતિ પેદા થાય છે. આ પ્રમાણે સજ્જનો કારોવડે યુક્ત, આત્માના ગુણને કરનારૂં, ધુપદાન અને દીપદાન આપે છે. વિદ્વાને નમ- યુક્ત, સ્નાનવડે તથા જળવડે જે કર્મ કરાય છે તેણે કરી દેવતાઓ પ્રસન્ન થાય છે. વડે પૂજવાથી મહાભાગ એવા પિતૃ, તપરૂપ ધનવાળા ઋષિઓ અને ઘર સંબંધી સર્વ ઓ પ્રસન્ન થાય છે. આ રીતે સારી બુદ્ધિને પામે છે. રાજા નહુષે મોટા સુરોના અધિ- પણાને પામી આ અદ્દભુત કામ કર્યું તેથી બલના ગર્વને લીધે સુરેંદ્ર એવો તે નહુષ દ્રથી હીન થયો અને ધુપ, દીપ તથા જળના વિધિને યથાયોગ્ય કરવા મંડયો નહિ, રાક્ષસોએ એના યજ્ઞભાગને પીડા કરવા માંડી. એ પછી તેણે ઋષિયોમાં શ્રેષ્ઠ એવા સ્યને વાહન કરવા બોલાવ્યા ત્યારે જલદી સરસ્વતીના તીરથી આવી હસતા હોય તેમ બળવાન્ મહા તેજસ્વી ભૃગુ અગસ્ત્યને કહેવા લાગ્યા કે જેટલી વારમાં હું તમારી માં પ્રવેશ કરૂં તેટલી વાર પોતાનાં નેત્ર મીંચી રાખો. પછી થાંભલારૂપ (સ્થિર) થએલા નિની જટામાં નાશરહિત, અતિ મોટા તેજવાળા તે ભૃગુ રાજાને પાડવા માટે પેઠા. પછી ોનો રાજા ઋષિને વાહન કરવા આવ્યો. તે વખતે હે રાજન્ ! અગસ્ત્યે સુરપતિ ) ને વચન કહ્યું કે મને જલદી જોડો. હે સુરાધિપ ! તમારા કયા ભાગને વહન કરૂં, તમે કહો ત્યાં તમને લઇ જાઉં. આ રીતે તેણે કહેલો નહુષ મુનિને જોડવા લાગ્યો, તેની જટાના મધ્યમાં રહેલા ભૃગુ અતિ હર્ષ પામ્યા, પણ તે ભૃગુએ તેનું દર્શન *

* તેને જોયો નહિ.

કર્યું નહિ. તે વખતે ભૃગુએ જોડેલા એવા પણ મહાત્મા નહુષના વરદાનના મહિમાને જાણુ-નારા અગસ્ત્ય કોપ્યા નહિ. હે ભારત ! રાજા નહુષે તેને છડીવડે પ્રેરણા કરી પણ ધર્માત્મા અગસ્ત્ય કોપ પામ્યા નહિ. ત્યારે ક્રોધ પામેલા દેવોના રાજા ( નહુષે ) ડાબા પગવડે અગસ્ત્યના મસ્તક ઉપર પ્રહાર કર્યો. મસ્તકમાં પ્રહાર થયો ત્યારે જટાની માંહે રહેલા અતિ ક્રોધ પામેલા ભૃગુએ પાપી ચિત્તવાળા નહુષને શાપ આપ્યો—જે કારણથી હે અતિ દુષ્ટબુદ્ધિવાળા તેં આ મહા મુનિને ક્રોધથી મસ્તક ઉપર પગવડે પ્રહાર કર્યો તે માટે જલદી સર્પ થઇ પૃથ્વીપર પડ. આ રીતે ન જોયેલા તે ભૃગુએ કહેલો તે—હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે સર્પ થઇ પડયો. હે પૃથ્વીપતે ! જો તે નહુષે તેમને જોયા હત તો તેના તેજવડે પાડવામાં શક્તિમાન્ ન થાત. હે મહારાજ ! પૃથ્વી ઉપર પડેલો એવો પણ તે દાન, તપ અને નિયમોવડે પૂર્વની સ્મૃતિવાળો થયો અને મારા શાપનો અંત થાય એમ ભૃગુ પ્રત્યે પ્રાર્થના કરવા લાગ્યો. હે મહારાજ ! કૃપાવાળા અગસ્ત્યે તેમને શાપના અંત માટે પ્રસન્ન કરાવ્યા અને તેણે કૃપાળુ થઇ વર આપ્યો. ભૃગુ બોલ્યા—કુળને ધારણ કરનારો યુધિષ્ઠિર નામે રાજા થશે તે તમને શાપથી છોડાવશે એમ કહી તે અંતર્ધ્યાન થયા. મહા તેજસ્વી, અગસ્ત્ય પણ શતક્રતુ ( આ નામવાળા ઇન્દ્ર)નું કામ કરી બ્રાહ્મણોએ પૂજાતા, પોતાના આશ્રમ પ્રત્યે ગયા. હે જનાધિપ ! હે રાજન ! તમે શાપથી ઉદ્ધારેલો નહુષ પણ તમારા જોતાં બ્રહ્માના સ્થાનમાં ગયો. જ્યારે તે ભૃગુએ નહુષને પૃથ્વીપ્રત્યે પાડી બ્રહ્માના સ્થાન વિષે ગમન કર્યું ત્યારે તે સર્વ બ્રહ્માને નિવેદન કર્યું. તે સમે બ્રહ્માએ ઇન્દ્રને લાવી દેવોને કહ્યું કે મારા વરદાનથી નહુષ રાજ્ય પામ્યો હતો પણ ક્રોધ પામેલા અગસ્ત્યે પાડેલો તે પૃથ્વી ઉપર પડયો. હે સુરો ! રાજા વગર કોઈ ઠેકાણે વર્તી શકાય એમ નથી, માટે ફરી આ ઇન્દ્રને દેવોના રાજ્ય વિષે અભિષેક કરો. હે પાર્થ ! આ રીતે ભાષણ કરનારા બ્ર-હ્મા પ્રત્યે હર્ષ પામેલા દેવતાઓ 'એમ થશે' એવું કહેવા લાગ્યા. હે નરાધિપ ! ભગવાન્ બ્રહ્માએ ઇન્દ્રને દેવતાઓના રાજ્ય પર અભિષેક કર્યો ત્યારે તે પ્રથમ પ્રમાણે અધિક શોભવા લાગ્યો. હે રાજશાર્દૂલ ! ઉલ્લંઘન કરવાથી (ક્રમ તજવાથી) આ પ્રમાણે પૂર્વે આ નહુષનું થયું હતું અને તે નહુષ ફરીને તેજ કર્મોથી સિદ્ધ થયો હતો, માટે ગૃહસ્થોએ સાયં-કાળે દીવાઓનું દાન કરવું. દીવાનો દેનારો મરણ પછી દિવ્ય નેત્ર પામે છે. વળી દીવાના દાતાએ પૂર્ણ ચંદ્રના જેવા (તેજસ્વી) થવાય છે, દીવાનું દાન કરનાર નર જેટલાં નેત્રનાં મ-ટકાંઓ પ્રકાશ પામે છે તેટલાં વર્ષો સુધી રૂપવાન્ અને બળવાન્ પણ થવાય છે.

यावदक्षिनिमेषाणि ज्वलन्ते तावतीः समाः ।
रूपवान्बलवांश्चापि नरो भवति दीपदः ॥ ४१ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अगस्त्यभृगुसंवादोनाम-शततमोऽध्यायः ॥ १०० ॥

## અધ્યાય ૧૦૧ મો. રાજા અને ચાંડાલનો સંવાદ.

युधिष्ठिर उवाच—ब्राह्मण स्वानि ये मन्दा हरन्ति भरतर्षभ ।
नृशंसकारिणो मूढाः क ते गच्छन्ति मानवा ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે ભરતશ્રેષ્ઠ ! જે મંદ મનુષ્યો બ્રાહ્મણોનાં ધન હરે છે
કર્મ કરનારા મૂર્ખ માનવો કયાં જાય છે ? ભીષ્મ બોલ્યા—હે ભારત ! ચાંડાલ
ક્ષત્રબંધુના સંવાદરૂપ એક જૂનો ઇતિહાસ કહેવાય છે. રાજા બોલ્યો–હે ચાંડાલ !
સરખા રૂપવાળો છે અને બાળકની પેઠે ચેષ્ટા કરે છે, કૂતરા અને ગધેડાની ધુળવે
રો તું ગાયોથી શા માટે ઉદ્વેગ પામે છે ? સજ્જનોએ નિંદેલું ચાંડાલનું કર્મ કરે છે
ગાયની ધુળથી વ્યાપેલા શરીરને શા માટે જળના કુંડમાં ધુવે છે ? ચાંડાલ બોલ્યો–હે
! પૂર્વે કોઇ રાજાએ હરણ કરાતી બ્રાહ્મણની ગાયોનું દૂધ સોમવલ્લી ઉપર પાડ્યું તે
લ્લીનું જે બ્રાહ્મણોએ પાન કર્યું, અને દીક્ષાવાળા રાજાએ પણ પાન કર્યું. તે સર્વ
. (યજન કરાવનારા) સાથે બ્રાહ્મણનાં ધનને ભોગવવાથી ઝટ નરકમાં પડયા. વળી
નુષ્યોએ ત્યાં ઘી દૂધ અને દહિનું પાન કર્યું તે ને રાજા સહિત બ્રાહ્મણો સર્વ નર-
ડયા. હરણ કરેલી, પશુઓને જોતી અને શરીરને કંપાવતી એવી તે ગાયોએ પોતાના
રણે કરી અને હરણ કરનારાઓએ પીધેલાં દૂધવડે તે હરણ કરનારાં સ્ત્રી પુરૂષને, તેના
તથા પૌત્રોને નાશ પમાડયા. હે નરાધિપ ! બ્રહ્મચારી અને જીતેંદ્રિય એવો હું ત્યાં
હતો ત્યારે તેઓના દૂધનાં ટીપાંવડે મારી ભિક્ષા નાશ પામી. હે રાજન્ ! હે નૃપ !
થી હું ચાંડાલ થયો અને બ્રાહ્મણનાં ધનને હરનારો અપ્રતિષ્ઠાવાળી ગતિને પામ્યો
કદાપિ પણ બ્રાહ્મણનું ધન હરવું નહિ. દૂધનાં ટીપાંથી વ્યાપ્ત થએલા બ્રાહ્મણના
ભોગવવાથી જેવો હું થયો છું તેને જુઓ. તે માટે વિદ્વાન્ પુરૂષે સોમવલ્લી પણ વેચવી
અહિં બુદ્ધિમાન્ લોકો સોમવલ્લીના વિક્રયને (વેચવાને) નિંદે છે. હે તાત ! જે જનો
વેચાથી લે છે અને જેઓ વેચે છે તે ગમને પામી સર્વ તરફથી રૌરવ નામના નર-
પડે છે. રજવડે ( ગોદુગ્ધ બિંદુવડે ) વ્યાપ્ત સોમવલ્લીને વિધિપૂર્વક વેચનારો શ્રોત્રિય
વ્યાજ ખાનારો થઈ થોડા વખતમાં નાશ પામે છે. તે ત્રીસ નરકને પામી પોતાની
ો આજીવિકા ચલાવનાર થાય છે. નીચની સેવા, અભિમાન અને સખાની સ્ત્રી વિષે
ને તુલા (ત્રાજવાં) વડે ધારણ કરતાં ધર્મને ધારણ કરનારો અભિમાની અધિક ( પા-
ાય છે.[1] પ્રાણિયોમાં અભિમાનવડે આ ગતિને પામેલા, પાપી, નિસ્તેજ, દુર્બળ,
આ કૂતરાને જુઓ. હે તાત ! હે વિભો ! હું બીજા જન્મમાં ધનવાળા મોટા કુળમાં
વેજ્ઞાનના પારને પામનારો થયો હતો, ત્યાં સદા મદથી આ દોષોને જાણવા છતાં ક્રોધ પામેલો
યોના શરીરે ભાર ઉપાડનારા ઘોડા ઉંટ વગેરેનાં માંસને ખાતો હતો, તે આચરણથી અને
જનથી હું આ અ સ્થાને પામ્યો છું માટે તમે કાળનો ક્રમ જુઓ. વળી ચોરથી હરેલ વસ્ત્ર
અને ભ્રમરોએ પીડેલ હોય તેમ દોડનો, અતિ ક્રોધી તથા રજથી યુક્ત હું ક્ષીણ થયો છું
જુઓ. જે રીતે બુદ્ધિમાન્ લોકો કહે છે, ગૃહસ્થો સ્વાધ્યાયોવડે અને જૂદા જૂદા પ્રકા-
ં દાનોવડે પણ મોટાં પાપને હરે છે. તે રીતે હે મહિપતે ! વેદો આશ્રમમાં રહેલા, સર્વ
ી મુક્ત, પાપ કરનારા બ્રાહ્મણને તારે છે પણ હે ક્ષત્રિય શ્રેષ્ઠ ! પાપવાળી યોનિમાં
લો હું કેમ મુકાઉં ? આ નિશ્ચય પામતો નથી, પણ હે નૃપ ! કોઇ પણ પૂર્વનાં કર્મે
મને જાતિસ્મરણપણું છે (પ્રથમ જન્મની યાદી છે) કે જે શુભ કર્મવડે હું મોક્ષ
ા ઇચ્છું છું માટે હે નૃપ શ્રેષ્ઠ ! હું ચાંડાલપણાથી કેમ છૂટું ! આ રીતે પૂછતો,

૧ વધારે પાપી છે.

શરણુ આવેલો હું છું તેને આપ આ સંશય કહો. રાજા બોલ્યો—હે ચાંડાલ ! જેણે કરી મોક્ષ પામશો તે જાણો. બ્રાહ્મણ અર્થે પ્રાણ તજવાથી પ્રિય ગતિને પામશો. શરીર રાક્ષસો માટે અર્પિ બ્રાહ્મણ સારૂ રણરૂપ અગ્નિમાં પ્રાણોને હોમશો તો તમારો ઉત્તમ મોક્ષ છે. બીજી રીતે તમે મોક્ષને યોગ્ય નથી. ભીષ્મ બોલ્યા—હે પરંતપ ! ત્યારે તેણે આ પ્રમાણે કહેલો તે (ચાંડાલ) બ્રાહ્મણના સ્વાર્થ માટે રણના અગ્રભાગમાં પ્રાણોને હોમી પ્રિય ગતિ પામ્યો, માટે હે ભરતશ્રેષ્ઠ ! હે પુત્ર ! હે મહાબાહો ! જો આત્માની પોતાની અમર ગતિને ઇચ્છતા હો તો તમારે બ્રાહ્મણના ધનનું રક્ષણ કરવું.

तस्माद्रक्ष्यं त्वया पुत्र ब्रह्मस्वं भरतर्षभ ।
यदीच्छसि महाबाहो शाश्वतीं गतिमात्मनः ॥ २९ ॥

इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे राजन्यचाण्डालसंवादो-नामैकोत्तरशततमोऽध्यायः ॥ १०१ ॥

## અધ્યાય ૧૦૨ મો. ગૌતમ અને ધૃતરાષ્ટ્રનો સંવાદ.

युधिष्ठिर उवाच—एके लोकाः सुकृतिनः सर्वेत्वाहो पितामह ।
तत्रतत्रापिभिन्नास्ते तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર—હે પિતામહ ! પુણ્યવાનને ઉત્તમ લોક મળે છે કે સર્વ લોક મળે છે ? હે પિતામહ ! તે તે ઠેકાણે પણ તે લોકો ભિન્ન છે ? તે મને કહો. ભીષ્મ બોલ્યા—હે પાર્થ ! માનવો, કર્મોએ કરી લોકોના જૂદા જૂદાપણાને પામે છે, તેઓમાં પુણ્યને કરનારા નરો પુણ્યકારી લોકોને પામે છે અને પાપને કરનારા પુરૂષો પાપી લોકોને પામે છે. આ ઠેકાણે હે તાત ! ગૌતમ મુનિ અને ઇન્દ્રના સંવાદવાળો એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે. કોઇ, મૃદુ (કોમળ), દાંત અને જીતેંદ્રિય ગૌતમ નામે બ્રાહ્મણ હતો. વ્રતને ધારણ કરનારા દયાવાળા તેણે મહા વનમાં માતા રહિત, દુઃખ પામેલા બાળ હાથીને જોઇ તેને જીવતો કર્યો. તે ઘણે કાળે અતિ બળવાન્ મોટો થયો. સવતા પર્વતની ઉપમા અપાય એવા મદને ઝરનારા તે હાથીને ઇન્દ્રે ધૃતરાષ્ટ્રના રૂપવડે ગ્રહણ કર્યો. તેને હરણ કરાતો જોઇ ઉત્તમ વ્રતવાળો, મહા તપસ્વી ગૌતમ ધૃતરાષ્ટ્ર રાજા પ્રત્યે બોલ્યો કે હે કરેલા ઉપકારને ન જાણનારા રાજા ધૃતરાષ્ટ્ર ! દુઃખથી પોષણ કરેલા, આ, મારા પુત્ર હાથીને હરણ કર માં. સજ્જનોની મૈત્રી સાત પદની ( સાત પગલાં અથવા વચનની) કહેવાય છે માટે તમને મિત્રનો દ્રોહ ન સ્પર્શ કરવો જોઇએ. હે રાજન્ ! કાષ્ટ અને જળને આપનારા મારા આશ્રમમાં જેનો પાળનાર શૂન્ય થએલો છે એવા, આચાર્યના કુળમાં વિનયવાન્, ગુરૂના કર્મમાં અતિયોગ્ય, શિષ્ટ ( શિક્ષાયોગ્ય ), દાંત, કૃતજ્ઞ, અને નિરંતર મને પ્રિય એવા હાથીને મેં બોલાવતાં તમે હરણ કરવા યોગ્ય નથી. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહર્ષે ! તમને હજાર ગાયો, સો દાસી, પાંચસો મોહોર, અને બીજું જૂદા જૂદા પ્રકારનું ધન આપું, કારણ કે અહિં હે બ્રાહ્મણ ! હાથિવડે શું કામ છે ? ગૌતમ બોલ્યા—હે રાજન્ ! તમારીજ ગાયો થાઓ, મોહોર સહિત દાસીઓ, જૂદા જૂદા પ્રકારનાં રત્નો અને બીજું જૂદા જૂદા પ્રકારનું ધન આ સર્વ પણ તમનેજ રહો, અહિં બ્રાહ્મણને ધનથી શું

૬ ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે વિપ્ર ! બ્રાહ્મણોને હાથીયોથી કામ નથી, રાજાઓને હસ્તિયોનાં
[illegible]મ છે માટે પોતાના વાહનરૂપ શ્રેષ્ઠ હાથીને લઉં તેમાં મને અધર્મ નથી માટે હે
આથી નિવૃત્ત થાઓ. ગૌતમ બોલ્યો—હે મહાત્મન્ ! જ્યાં પુણ્ય કરનારો પ્રેત આનંદ
અને જ્યાં પાપ કર્મવાળો શોક પામે છે, તે યમના સ્થાનકમાં હું હાથી પ્રત્યે તમને
( નરક દુઃખ ) ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જેઓ ક્રિયા રહિત, નાસ્તિક, શ્રદ્ધા
પાપી મનવાળા અને ઇન્દ્રિયના અર્થમાં આગ્રહવાળા છે તે યમની યાતનાને પામે
ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—યમની સંયમની નામે નગરી છે જ્યાં ખોટું
નથી જ્યાં સાચું બોલાય છે અને જ્યાં બળ રહિત મનુષ્યો બળવાનને યાતના ભો-
છે ત્યાં હું તમને હાથી પાસે યાતના ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહર્ષે ! મહ-
[illegible]ાઓ શત્રુની પેઠે મોટી બહેન, પિતા અને માતા પ્રત્યે ચાલે છે, તેવાઓનો એ લોક
[illegible]તુ ધૃતરાષ્ટ્ર ત્યાં જનાર નથી. ગૌતમ બોલ્યો—વૈશ્રવણ રાજા (કુબેર)ની, મહા ભા-
, ભોગવાળા જનોએ પ્રવેશ કરવા લાયક, ગંધર્વ, યક્ષ, તથા અપ્સરાઓએ સેવેલી
[illegible] ( એ નામની નગરી) છે ત્યાં હું તમને હાથી પ્રત્યે યાતના ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર
અતિથિના વ્રતવાળા, સારાં આચરણવાળા, જે જનો બ્રાહ્મણોને આશ્રય આપે છે અને
આશ્રિતોને વેંચી શેષ રહેલું જમનારા છે તેઓ પણ મંદાકિનીને શોભાવે છે. ગૌતમ
[illegible]ર્વતની આગળ, અતિ પુષ્પોવાળું કિન્નરીનાં ગીતોએ સેવેલું, જે રમણીય વન
જ્યાં સારા દેખાવવાળી, વિશાળ, જંબુ નદી છે ત્યાં હું તમને હાથી પાસે યાતના
[illegible]શ. ધૃતરાષ્ટ્ર બોલ્યો જે બ્રાહ્મણો કોમળ, સત્યશીળ, બહુશ્રુત, સર્વ પ્રાણિયોને પ્રિય,
[illegible]તિહાસ સહિત પુરાણ ભણે છે અને જેઓ મધની આહુતિવડે બ્રાહ્મણો માટે હોમ
તેવાઓનો એ લોક છે. પણ હે મહર્ષે ! ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ માટે જે તમારૂં
સ્થાન હોય તે તમે કહો, જેથી ઝટ હું ત્યાં જાઉં. ગૌતમ બોલ્યો સારાં પુષ્પોવાળું
રાજાએ સેવેલું, નારદનું, ગંધર્વોનું અને અપ્સરાઓનું નિરંતર પ્રિય નંદનવન છે
તમને હસ્તિ પ્રત્યે યાતના ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહર્ષે ! જેઓ નૃત્ય તથા
કુશળ જનો સદા યાચના ન કરનારા ભેગા ફરે છે તેવાઓનો આ લોક છે પણ
ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—હે નરોના ઇન્દ્ર ! જ્યાં દેવોની સાથે સુખ માણતા રમ-
તમ, કુરૂઓ શોભે છે અને જ્યાં અગ્નિથી થએલા, જળથી જન્મેલા, અને પર્વતોથી
[illegible]લા લોકો વસે છે, જ્યાં ઇન્દ્ર સર્વ કામનાઓને વરસે છે, જ્યાં સ્ત્રીઓ ઇચ્છા
[illegible]રનારી છે અને જ્યાં સ્ત્રી પુરૂષોને અદેખાઇ નથી ત્યાં હું તમને હાથી પ્રત્યે યાતના
[illegible]શ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જેઓ સર્વ પ્રાણિયોમાં કામના રહિત છે, જેઓ માંસને નથી
[illegible]ને દંડને તજી ફરે છે, જેઓ પ્રાણિયોમાં સ્થાવર તથા જંગમની હિંસા કરતા
તે જેઓ સર્વ પ્રાણિયોના આત્મારૂપ થએલા છે, તેમ જેઓ ઇચ્છારહિત, મમતા-
[illegible]ીતિરહિત, અને લાભ તથા અલાભમાં જેઓ તુલ્ય નિંદા અને પ્રશંસાવાળા છે
[illegible] આ લોક છે પણ હે મહર્ષે ! ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—તેથી બીજા,
અતિ પુણ્યકારી ગંધવાળા, રજ રહિત, ને શોક રહિત, લોકો શોભે છે ત્યાં મહા-
[illegible] સોમ (ચંદ્ર)ના સ્થાનમાં હું તમને હાથી પ્રત્યે યાતના ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર
[illegible]ઓ સદા દાનના સ્વભાવવાળા મનુષ્યોથી દાન લે છે પણ બીજાઓથી ધન લેતા

નથી, જેઓનું ન દેવા યોગ્ય એવું કંઇ પણ પૂજ્યને માટે નથી અને જે જનો સર્વનું અતિથિપણું કરનારા તથા સારી પ્રસન્નતાવાળા છે, જેઓ ક્ષમાવાળા, બીજાઓ પ્રત્યે બોલતા નથી. નિરંતર રક્ષણ કરનારા અને પુણ્યકારી આચરણવાળા છે તેવાઓનો એ લોક છે પણ હે મહર્ષે ! ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો–તેથી બીજા, સનાતન, રજોગુણ રહિત, અંધકાર રહિત, અને શોક રહિત લોકો છે, જ્યાં મહાત્મા સૂર્ય દેવનું સ્થાન છે ત્યાં હું તમને હાથી પ્રત્યે યાતના ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો–જેઓ સ્વાધ્યાયશીલ, ગુરૂની પૂજામાં પ્રીતિવાળા, તપસ્વિ, સારાં વ્રતવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, આચાર્યોને અનુકૂળ બોલનારા ગુરૂના કાર્યોમાં નિરંતર ઉદ્યમવાળા, અને પોતાની મેળે કાર્ય કરનારા છે તેવા, શુદ્ધ, વાણીને નિયમમાં રાખનારા. સત્યમાં રહેલા, વેદને જાણનારા, મહાત્માઓનો એ લોક જાણેલો છે પણ હે મહર્ષે ! ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિં. ગૌતમ બોલ્યો–તેથી બીજા, સનાતન, અતિ પુણ્યકારી ગંધવાળાં રજોગુણ રહિત, ને શોક રહિત, લોકો છે ત્યાં હું મહાત્મા, વરૂણ રાજાને ઘેર તમને હાથી પાસે ફળ ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો–જેઓ ચોમાસાનાં વ્રતોવડે સદા યજન કરે છે, તેમ હજાર ઇષ્ટિઓને પામે છે અને જે શ્રદ્ધાળુ બ્રાહ્મણો શાસ્ત્ર પ્રમાણે ત્રણ વર્ષ અગ્નિહોત્ર હોમે છે, તેઓના ધર્મરૂપ હથિઆર વિષે આત્માને ધારણ કરનારા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે માર્ગમાં રહેલા, ધર્માત્માઓની પ્રસિદ્ધ ગતિને ધારણ કરનારા જનોના જે લોક છે ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ. ગૌતમ બોલ્યો—હે રાજન્ ! ઇન્દ્રના, રજોગુણ રહિત, શોકરહિત, દુઃખે કરી પમાય એવા, મનુષ્યોએ ઇચ્છેલા જે લોક છે તે ઘણા તેજવાળા ઇન્દ્રના સ્થાનમાં હું આ હાથીરૂપ ફળ તમારાથી ગ્રહણ કરીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો–જે સો વર્ષ જીવનારો શૂર મનુષ્ય છે અને જે વેદનું અધ્યયન કરનાર, યજન કરનાર અને ગાફલપણા રહિત છે એ સર્વ ઇન્દ્રના લોક પ્રત્યે જાય છે પણ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો–સ્વર્ગના પૃષ્ઠમાં પુષ્કળ, શોક રહિત, મોટા, અને સર્વ લોકોની ઉત્પત્તિઓના મધ્યમાં ઇચ્છેલા, જે પ્રજાપતિના લોક છે ત્યાં હું તમને હાથી પ્રત્યે યાતના ભોગવાવીશ.

ધૃતરાષ્ટ્ર બોલ્યો—જે રાજાઓ રાજન્ય પક્ષમાં અભિષેક પામેલા, ધર્માત્મા અને પ્રજાનું રક્ષણ કરનારા છે તથા જેઓ અશ્વમેધના સ્નાનમાં ભિંજાએલા અંગોવાળા છે તેઓના જે લોકો છે ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ. ગૌતમ બોલ્યો–તેથી પર અતિ પુણ્યરૂપ ગંધવાળા, રજોગુણ રહિત, અને શોકરહિત સનાતન લોકો શોભે છે તે દુર્લભ, અને પરાભવ ન પમાડાય એવા ગાયોના લોકમાં હું હાથીરૂપ ફળ તમારાથી ગ્રહણ કરીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો–જે હજાર ગાયોવાળો, દાનશીલ માણસ વર્ષે વર્ષે સો ગાયો આપે છે, સો ગાયોવાળો શક્તિથી દશ ગાયો આપે છે અને જે દશ ગાયોમાંથી એક અથવા પાંચ ગાયોમાંથી એક આપે છે, જે બ્રાહ્મણો બ્રહ્મચર્યવડે વૃદ્ધ થાય છે, જેઓ વેદની વાણીનું રક્ષણ કરે છે, જેઓ મનસ્વિ અને તીર્થયાત્રામાં તત્પર છે, તેઓ તે ગાયોના નિવાસમાં સુખ ભોગવે છે. જે વ્રતને ધારણ કરનારા મહાત્માઓ, પ્રભાસ, માનસતીર્થ, પુષ્કર, મહત્સર, પુણ્યરૂપ નૈમિષ તીર્થ બાહુદા, કરતોયિની, ગયા, ગયશિર, વિપાશા, સ્થૂલ વાલુકા, કૃષ્ણા, ગંગા, પંચનદ, મહા હ્રદ, ગોમતી, કૌશિકી, પંપા, સરસ્વતી, દષદ્વતી, અને યમુના પ્રત્યે જાય છે તેઓ દિવ્ય સ્થિતિવાળા, દિવ્ય પુષ્પોને ધારણ કરનારા, કલ્યાણરૂપ, અને પુણ્ય ગંધવાળા થઇ તે લોક (ગોલોક)માં જાય છે પણ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—જ્યાં શીતનું ભય નથી, જ્યાં

ણુ તડકાનો ત્રાસ નથી. જ્યાં ક્ષુધા ને તૃષા નથી, દુઃખ નથી, સુખ નથી, દ્વેષ કરવા
થી, કોઇ પ્રિય નથી, બંધુ નથી, શત્રુ નથી, જરા મરણુ નથી, પુણ્ય નથી અને
પી-તે, રજોગુણુ રહિત, વૃદ્ધિ પામેલા, બુદ્ધિનાં સત્વથી વ્યવસ્થાવાળા, પુણ્યકારી,
સ્થાનમાં તમે મારા હાથીને આપશો. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહામુને! જેઓ સર્વ
મુક્ત, પુણ્યકારી મનવાળા, નિયમિત વ્રતવાળા, અધ્યાત્મ યોગ (આત્મજ્ઞાન)ની
થી યુક્ત, સ્વર્ગની ગતિને પામેલા અને જેઓ સત્વગુણુવાળા છે તેઓ પુણ્ય-
હ્માના સ્થાનને પામે છે. ત્યાં તમે ધૃતરાષ્ટ્રને જોઇ શકશો નહિ. ગૌતમ બોલ્યો જ્યાં
અંતર ગવાય છે, જ્યાં વેદી કમળોવડે આચ્છાદનવાળી થાય છે, જ્યાં સોમવીથી
વડે ગતિ કરે છે* ત્યાં હું તમારાથી હાથીરૂપ ફળ ગ્રહણુ કરીશ, હું તમને વૃત્રાસુરને
સર્વ ભુવનોને ઉલ્લંઘન કરનાર, સો યજ્ઞ કરનાર ઇન્દ્ર જાણું છું. મેં મનનો પરાભવ
થું કોઇ ઠેકાણે વાણીથી તમારો અપરાધ તો નથી કર્યો ? ઇન્દ્ર બોલ્યો—હું પ્રજાના
ર્ પ્રત્યે હાથીની તકરાર માટે આવ્યો છું તેથી પ્રણામ કરનારો છું અને તેને આપ
કરો, તમે જે કહેશો તે સર્વ હું કરીશ. ગૌતમ બોલ્યો હે સુરેંદ્ર! તમે જે મારા
ના બાળકને હરણુ કર્યો છે અને વનમાં વસતાં મને જે સહાય હતો તે આ, ધોળા
ત્ર હાથીને આપો. ઇન્દ્ર બોલ્યો હે દ્વિજમુખ્ય! આ તમારો પુત્ર હાથી તમને જોતો
કે અને નાસિકાવડે તમારા ચરણોને ગ્રહણુ કરે છે માટે મારૂં શ્રેય વિચારો, તમને
ર છે. ગૌતમ બોલ્યો હે સુરેન્દ્ર! અહિં સદા કલ્યાણુ છે, હું સદા તમારૂં કલ્યાણુ
છું, અને પૂજા કરૂં છું માટે હે ઇન્દ્ર! તમે પણુ મને સુખ આપો અને તમે આ-
થી હું ગ્રહણુ કરૂં છું. ઇન્દ્ર બોલ્યા—જે સત્યવાળા મહાત્મા વિદ્વાનોના અંતઃકરણુમાં
લા છે તેમાંના એક આપ મહાત્માથી હું જાણીતો થયો છું. તેથી આજ હું તમારી
પ્રીતિમાન્ છું. હે બ્રાહ્મણુ! આનંદથી ઝટ ઘણો વખત શુભ લોકોને પામવા એ
સાથે આવો, આમ કહી વજ્રને ધારણુ કરનાર ઇન્દ્ર, પુત્ર હાથી સાથે ગૌતમને
કરી દુઃખે કરી પમાય એવા સ્વર્ગ પ્રત્યે સજ્જનો સાથે પ્રાપ્ત થયા. જે જીતેંદ્રિય
નિરંતર આ સાંભળે અથવા જે આનો પાઠ કરે તે ગૌતમ બ્રાહ્મણની પેઠે બ્રહ્માના
ત્યે જાય.

इदं यः श्रृणुयान्नित्यं यः पठेद्वा जितेन्द्रियः ।
स याति ब्रह्मणो लोकं ब्राह्मणो गौतमो यथा ॥ ६३ ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे हस्तिकूटो नामद्व्यधिक-
शततमोऽध्यायः ॥ १०२ ॥**



## અધ્યાય ૧૦૩ મો. બ્રહ્મા અને ભગીરથનો સંવાદ.

**ष्ठिर उवाच—दानं बहुविधाकारं शान्तिः सत्यमहिंसितम् ।
स्वदारतुष्टिश्चोक्ता ते फलं दानस्य चैव तत् ॥ १ ॥**

---

* ઘોડા ઉપર બેશી જાય છે.

યુધિષ્ઠિર બોલ્યા—બહુ પ્રકારના આકારવાળું દાન, શાંતિ, સત્ય, અહિંસા, પોતાની સ્ત્રીમાં સંતોષ અને દાનનું જે ફળ તે તમે કહ્યું. હવે તપના બળથી બીજું આપે બ્રહ્માનું શું જાણેલું છે? તપથી જે પર હોય તે અમને કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા–હે યુધિષ્ઠિર! જ્યાં સુધી તપ કહેવાય છે ત્યાં સુધી લોક છે* હે કુંતીપુત્ર! મેં તો અહિં અનશન (ઉપ-વાસ)થી ઉત્તમ તપ માન્યું નથી. આ ઠેકાણે ભગીરથ અને મહાત્મા બ્રહ્માના સંવાદરૂપ આ જુનો ઇતિહાસ કહેવાય છે. હે ભારત! જે ભગીરથ રાજા હતા તે સુરલોક અને ગોલોકને ઉલ્લંઘન કરી ઋષિલોક પ્રત્યે ગયા હતા. હે રાજન્! ભગીરથને જોઇ બ્રહ્માએ વચન કહ્યું—હે રાજન્ ભગીરથ! તમે આ દુઃખે આવી શકાય એવા લોક વિષે કેવી રીતે આવ્યા? હે ભગીરથ! જેણે તપ કરેલું નથી તે દેવતા, ગંધર્વ અને મનુષ્યો અહિં આવતા નથી અને તમે કેવી રીતે આવ્યા? ભગીરથ બોલ્યા—હે વિદ્વાન્! મેં નિરંતર બ્રાહ્મણનાં વ્રતને ધારણ કરી બ્રાહ્મણોને સદા એક લાખ સુવર્ણની મહોરનું દાન આપ્યું હતું પણ તેના ફળથી હું અહિં આવેલો નથી. દશ એકરાત્ર નામના યજ્ઞ, દશ પંચરાત્ર યજ્ઞ, અગીયાર એકાદશ રાત્રયજ્ઞો અને સો જ્યોતિષ્ટોમ યજ્ઞોવડે જે યજન કર્યું તે ફળથી હું અત્રે આવ્યો નથી, સો વર્ષ સુધી તપ કરી હું જે નિરંતર ગંગા કાંઠે વસેલો હતો ત્યાં હજાર ખચ્ચરનું દાન કરેલું હતું અને કન્યાઓના સમૂહનું દાન કરેલું હતું તેથી હું અહિં આવેલો નથી. એક લાખ ઘોડાઓનું દાન કર્યું, બે લાખ ગાયોનું દાન કર્યું, આ રીતે પુષ્કળ ક્ષેત્રોમાં બ્રાહ્મણોને લાખોનું દાન કર્યું હતું. વળી જે સુવર્ણનાં આભૂષણોથી શોભિત, અને સુવર્ણનાં ચંદ્ર જેવા ઉત્તમ આભૂષણને ધારણ કરનારી ઉત્તમ હજાર કન્યાઓનું દાન કર્યું હતું તેથી હું આવ્યો નથી. હે લોકનાથ! ગોસવ નામના યજ્ઞના પૂજનમાં એક એક બ્રાહ્મણને દશ દશ અર્બુદ, દૂધને દેનારી, સોનાથી યુક્ત, કાંસાનાં દોવાનાં પાત્ર સહિત, સમાન વાછડાવાળી ગાયો આપી હતી તેથી હું અહિં આવેલો નથી. હે બ્રહ્મન્! સોમયાગોમાં નિશ્ચિંતપણાથી એકએકને પેહેલવેત્રી, દૂધને દેનારી, રોહિણી (રાતી) ગાયો હજાર આપી હતી, તેમ દશગણી, દૂધ દેનારી દશ લાખ ગાયો આપી હતી તેથી હું અહિં આવ્યો નથી. બાલ્હિક દેશમાં થએલા, સુવર્ણની માળાવાળા, એક લાખ ધોળા ઘોડાઓનું દાન કર્યું હતું તેથી હું અહિં આવ્યો નથી. હે બ્રહ્મન્! મેં એક એક યજ્ઞમાં આઠ કોટી સુવર્ણ આપ્યું હતું તે ફળથી હું અહિં આવ્યો નથી. હે બ્રહ્મન્! હે પિતામહ! સુવર્ણની માળાવાળા, લીલા, કાળા કાનવાળા, સીત્તેર કરોડ ઘોડા આપ્યા હતા, હળનાં ચવડાં જેવા (મોટા) દાંતવાળા, મોટાં શરીરવાળા, સુવર્ણની માળાઓથી શોભિત, સત્તર હજાર હાથી આપ્યા હતા. હે દેવેશ! દિવ્ય સુવર્ણનાં આભૂષણોવડે શોભતા, સુવર્ણ-મય અંગવાળા, દશ હજાર રથો આપ્યા હતા. મેં ગણાવેલા વેદોએ જે કોઇ દક્ષિણાના અંગોરૂપ કહેલા છે તે ઘોડાઓથી યુક્ત સાત હજાર બીજા રથ પણ દશ, પ્રસિદ્ધ વાજપેય યજ્ઞોમાં આપ્યા હતા. હે પિતામહ! આઠ રાજસૂય યજ્ઞો માટે સર્વ રાજાઓને જીતી ધનોથી યજન કરી પુજા અને પરાક્રમવડે ઇન્દ્રની તુલ્ય મહિમાવાળા નિષ્ક નામનું આભૂષણ જેઓના કંઠમાં છે એવા હજાર રાજાઓરૂપ દક્ષિણા આપી હતી$ તેથી હું અહિં આવ્યો નથી. હે જગત્પતે! પ્રવૃત્ત થએલી મારી દક્ષિણાઓથી જ્યાં સુધી ગંગાનો પ્રવાહ છે ત્યાં

---

* જેટલું તપ ત્યાં સુધી ઉત્તમ લોક પ્રાપ્તિ રહે છે.

$ અર્થાત્ બ્રાહ્મણોના કહેવાથી હજાર જીતેલા રાજાઓને છોડી દીધા હતા.

ભાગ ઢંકાયેલ હતો તેથી હું અહિં આવ્યો નથી. વળી સો સુવર્ણથી શોભિત બે ઘોડા અને એક એકને ત્રણ એમ સો ગામ મેં આપ્યાં હતાં; તેમ હે પિતામહ! ળમાં ગંગાની દુઃખે કરી સહન થાય એવી જે ધારાને મહાદેવે ધારણ કરી હતી તે ક્ષાંતિ રાખી વાણીને નિયમમાં રાખી નિયમિત આહારવાળો તપસ્વી થયો હતો. તે પણ હું અહિં આવ્યો નથી. હે દેવ! જે શમ્યાક્ષેપ યજ્ઞોથી દેવોનું યજન કર્યું હતું, હજાર સાદ્યસ્ક યાગોવડે યજન કર્યું હતું, પોંડરીક સહિત ત્રયોદશ અને દ્વાદશાહ જે યજન કર્યું હતું, તેઓનાં ફળે કરીને અહિં આવ્યો નથી. મેં મોટી ખુંધવાળા હજાર ધોળા બળદ બ્રાહ્મણોને આપ્યા હતા, વળી તેઓને તે બળદોની નિષ્ક[1] જેના છે એવી પત્ની ગાયો અને એક એક સુવર્ણનું શૃંગ આપેલ હતું તથા સુવર્ણ રત્નોના સમૂહો, રત્નના પર્વતો અને બીજાં હજારો ધન ધાન્યોવડે સમૃદ્ધિવાળાં ગામો હતાં, તેમ તંદ્રાને[2] તજી અનેક મહા યજ્ઞોવડે યજન કરી પહેલવેત્રી પ્રસવેલી દશ ગાયો આપી હતી તેણે કરી હું અહિં આવ્યો નથી. હે દેવ! હે બ્રહ્મન્! મેં દક્ષિણા એકાદશાહ[3] યજ્ઞોવડે, બેવાર દ્વાદશાહ યજ્ઞોવડે, અશ્વમેધ યજ્ઞોવડે અને સોળ આર્કા-ઉત્તરાયણ) યજ્ઞોવડે યજન કર્યું હતું તેઓના ફળથી હું અહિં આવ્યો નથી. મેં યો-ની લાંબું, સુવર્ણ મોહોર જેના કંઠ ભાગમાં છે એવું વિસ્તારવાળું રત્નશોભિત, સુવર્ણ વૃક્ષો આંબાઓનું વન આપેલું હતું તેઓના ફળથી હું અહિં આવ્યો નથી. હિત થઇ મેં ત્રિશ વર્ષ પરાભવ ન પમાડાય એવું તુરાયણ વ્રત કર્યું હતું, દિવસે નવસો ગાયો બ્રાહ્મણોને આપી હતી, તેમજ હે સુરોના ઇશ્વર લોકનાથ! પય આપ-રોહિણી ગાયો અને બીજા બળદો નિત્ય બ્રાહ્મણોને આપેલા હતા તે ફળથી હું અહિં નથી. હે બ્રહ્મન્! નિરંતર મેં ત્રિસ અગ્નિયોનું યજન કર્યું હતું અને આઠ સર્વમેધ, નરમેધ, અઠ્ઠાવિશસો વિશ્વજીત્ યજ્ઞોવડે યજન કર્યું હતું તેઓના ફળથી હે સુરેશ! હિં આવ્યો નથી. વળી સરયૂ, બાહુદા, ગંગા અને નૈમિષારણ્યમાં દશ લાખ ગાયો હતી તેથી હું અહિં આવ્યો નથી, પણ હે વરેણ્ય! ઇન્દ્રે ગુફામાં છાનું રાખેલું ને અહિં જે તપવડે ભૃગુ કુળમાં થએલા શુક્રે જાણેલું હતું, તે શુક્રના તેજે કરી અહિં પામેલું સર્વ ભોગ ત્યાગરૂપ અનશન, અને બ્રાહ્મણોનું તર્પણ હતું તે મેં સાધ્યું હે પ્રભો! તે સમયે તે કર્મ સિદ્ધ કરવાથી મને બ્રાહ્મણો અને બીજા હજાર ઋષિઓ ત્યાં આવ્યા હતા તેઓ પ્રસન્ન થયા અને તેઓએ તથા પ્રસન્ન થએલા હજાર ઋષિ-મને કહ્યું કે હે પ્રભો! તમે બ્રહ્મલોક પ્રત્યે જાઓ તેથી આ લોક પ્રત્યે આવ્યો છું મને આમાં વિચાર ન થાઓ. હે દેવવર! આપ વિધાતાએ ઇચ્છાથી યથાયોગ્ય કહ્યું લો હું તેણે યથાયોગ્ય કહેવું જોઇએ. મેં તો અશનથી બીજું અથવા ઉત્તમ તપ નથી. હવે તમને નમસ્કાર છે માટે પ્રસન્ન થાઓ. ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહે-પૂજવા યોગ્ય રાજા ભગીરથનું તે બ્રહ્માએ વિધિથી જોએલાં કર્મવડે પૂજન કર્યું માટે મજ્ઞનોથી યુક્ત થઈ નિત્ય બ્રાહ્મણોને પૂજો. બ્રાહ્મણોના વચનથી સર્વ અહિં અને માં સિદ્ધ થાય છે, વસ્ત્રો, અન્નો, ગાયો, અને શુભ ઘરના સામાનોવડે શુભ દેવગણો બ્રાહ્મણોને પ્રસન્નજ કરવા. આજ પરમ ગુહ્ય છે માટે લોભ વિના આચરણ કરો.

---

૧ મોહોર અથવા આ નામનું ભૂષણ. ૨ અર્ધ નિદ્રાવસ્થા. ૩ અગિયાર દિવસના.

ग्रामैः सुवर्णैश्चापि तोष्या एव द्विजास्तथा ।
एतदेव परं गुह्यमलोभेन समाचर ॥ ४५ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे ब्रह्मभगीरथसंवादे त्र्यधिकशततमोऽध्यायः ॥ १०३ ॥

## અધ્યાય ૧૦૪ મો. આયુષ્યનો મહિમા.

युधिष्ठिर उवाच—शतायुरुक्तः पुरुष शतवीर्यश्च जायते ।
कस्मान्म्रियन्ते पुरुषाबाला अपि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ ! પુરૂષ સો અથવા અસંખ્ય આયુષવાળો કહ્યો છે અને સો અથવા અસંખ્ય પરાક્રમવાળો થાય છે ત્યારે બાળ પુરૂષો પણ શા માટે મરણ પામે છે. શાથી મનુષ્ય આયુષ્યમાન્ થાય અથવા થોડાં આયુષવાળો થાય ? કેવી રીતે કીર્ત્તિ પામે અ-થવા શેણે કરી લક્ષ્મી પામે ? હે પિતામહ ! તપ, બ્રહ્મચર્ય, જપ, હોમ, ઔષધ, કર્મ, કે મનવડે થાય તે કહો. ભીષ્મ બોલ્યા—જેણે કરી મનુષ્ય થોડા આયુષ્યવાળો અથવા મોટા આયુષ્યવાળો થાય છે, જેણે કરી કીર્ત્તિ પામે છે અથવા જેણે કરી લક્ષ્મી પામે છે અને જેમ વર્ત્તવાથી પુરૂષ શ્રેયથી જોડાય છે તથા અહિં તમે જે મને પૂછો છો તે હું તમને કહું છું. પુરૂષ અહિં અને મરણ પામીને આચારથી આયુષ પામે છે. આચારથી લક્ષ્મી પામે છે અને આચારથી કીર્ત્તિ પામે છે. જેથી પ્રાણિયો ભય પામે છે અને પરા-ભવ કરે છે તે ખરાબ આચરણવાળો પુરૂષ અહિં આયુષ્ય પામતો નથી, માટે જો પોતાની આબાદી ઇચ્છવી હોય તો આ લોકમાં આચાર સિદ્ધ કરવો. આચાર છે તે પાપી શરીરનાં પણ અલક્ષણને એટલે કોઢ, વાયુ વગેરે વિરૂદ્ધ ચિન્હને હણે છે. ધર્મ આચારરૂપ લક્ષણવાળો છે એટલે ધર્મનું ચિન્હ આચાર પાળવો એ છે. સજ્જનો આચારરૂપ લક્ષણવાળા છે અને સજ્જનોનું જે આચરણ છે તે આચારનું લક્ષણ છે. મતલબ કે સજ્જનોની જે વર્ત્તણુક તે આચાર જાણવો. ન જોયેલા એવા પણ ધર્મને આચરનારા, સમૃદ્ધિનાં કર્મોને* કરનારા પુરૂષ પ્રત્યે જનો તેને સાંભળવાથીજ પ્રિય કરે છે. અહિં જેઓ નાસ્તિક, ક્રિયા રહિત, ગુરૂ તથા શાસ્ત્રને ઉલ્લંઘન કરનારા, અધર્મને જાણનારા, અને દુરાચારી હોય તેઓ આયુષ રહિત થાય છે; તેમ સારા આચારથી રહિત, મર્યાદાને ભેદનારા, નિરંતર સેળભેળ સંગતિવાળા જેઓ છે તે થોડા આયુષવાળા અને નરકમાં જનારા થાય છે. સર્વ લક્ષણોથી હીન હોય તોપણ અતિ સારા આચારવાળો, શ્રદ્ધાવાન્ અને અસુયા (ગુણમાં દોષ બુદ્ધિ) રહિત માણસ સો વર્ષ જીવે છે. ક્રોધ રહિત, સત્ય બોલનાર, પ્રાણિયોની હિંસા ન કરનાર, અસુયા રહિત, અને સરલ સો વર્ષ જીવે છે. માટીના પિંડા મર્દન કરનાર, ખડને કાપનાર, નખને ખાનાર, નિરંતર ઉચ્છિષ્ટ ( અપવિત્રતાવાળો ) અને દુર્જન અથવા અસ્થિર મોટું આયુષ પામતો નથી. બ્રાહ્મમુહૂર્ત્તમાં ( બે ઘડી રાત્રિ રહેલી હોય ત્યારે ) જાગવું અને ઉઠીને ધર્મ

---

* આચારોને.

પર્ષનું ચિંતન કરવું. પછી આચમન લઇ બે હાથ જોડી પ્રથમની સંધ્યા કરવી, તેમજ નિયમમાં રાખી બીજી સંધ્યા સેવવી, ક્યારે પણ ઉદય પામતા અને અસ્ત પામતા જોવા નહિ, તેમ રાહુ ગ્રસ્ત સૂર્યને ન જોવો, પાણીમાં રહેલાને ન જોવો અને આ-મધ્યમાં રહેલાને ન જોવો. ઋષિયો નિત્ય સંધ્યા કરતા તેથી મોટું આયુષ પામ્યા ાટે સદા વાણીને નિયમમાં રાખી પૂર્વ કાળની અને પશ્ચિમ કાળની સંધ્યા કરવી; જે ા પૂર્વ અને પશ્ચિમ સંધ્યા નથી સેવતા તે સર્વને ધાર્મિક રાજાએ શૂદ્રનાં કામ કરા-ાદી પણ સર્વ વર્ણોમાં પરસ્ત્રી ગમન કરવું નહિ. પુરૂષને જેવું પરસ્ત્રીનું સેવન ને ક્ષય પમાડનાર છે એવું બીજું કશું નથી. સ્ત્રીઓના શરીરોમાં જેટલાં રોમ નિર્મલ હોય તેટલાં હજાર વર્ષો સૂધી તેઓ ( પરસ્ત્રી સેવનારાઓ ) નરક ભોગવે છે. ા પ્રથમ ભાગમાં કેશોનો શણગાર, આંજણ, દાતણ અને દેવતાઓનું પૂજન કરવું. ણ સવારને વખતે, અતિ સાયંકાળે અને દિવસના મધ્ય ભાગ હોય ત્યારે વિષ્ટા મૂત્ર જોવાં નહિ, તેમ તેની સમીપ બેસવું નહિ. અજાણ્યાઓની સાથે ચાલવું એકલા જવું નહિ અને નીચોની સાથે ચાલવું નહિ. બ્રાહ્મણ, ગાય, રાજા, વૃદ્ધ ભા-ુઃખ પામેલી ગર્ભિણી અને દુર્બલ મનુષ્યોને માર્ગ આપવો. જાણેલી વનસ્પતિયોની ણા કરવી. સર્વ ચૌટાંઓને પ્રદક્ષિણા કરવી. સર્વદા મધ્ય દિવસે, રાત્રિ વખતે, અર્ધ ને બે સંધ્યાને વખતે ચૌટાને સેવવો નહિ. બીજાઓએ ધારેલું વસ્ત્ર અને ઉપાનહ્ (પ-ા ધારણ કરવાં નહિ. નિરંતર બ્રહ્મચારી થવું અને પગવડે પગ દાબવો નહિ. સર્વ ાર્ં પક્ષોની અમાવાસ્યા, પૌર્ણમાસ્યા, ( અમાસ પુનમ) ચૌદશ અને આઠમને દિવસે બ્રહ્મચારી થવું. વૃથા માંસ, તેમ ઘોડા વગેરેનાં પૃષ્ઠોનું માંસ ખાવું નહિ. રાડ ( બૂમ ), અને પિશુનતા (ચાડી)નો ત્યાગ કરવો. મર્મસ્થાનને દુઃખ દેનાર, અને ક્રૂર બોલનાર હિ. હીન (હલકા)થી પરમ વસ્તુ ગ્રહણ કરવી નહિ. આ લોકની જે વાણીવડે બીજો પામે તે ખરાબ અને પાપી લોકને આપનારી વાણી બોલવી નહિ. જે વાણીરૂપ બા-ખથી નીકળે છે, જેઓએ હણેલો માણસ રાત્રિ દિવસ શોક કરે છે અને જે પરના ાનોમાં પડે છે તે વાણીરૂપ બાણો પંડિતે બીજાઓ વિષે ફેંકવાં નહિ. બાણોએ વિં-મને ફરશીએ હણેલું વન ફરી ઉગે છે પણ વાણીવડે ખરાબ કહેલું, સુગ ઉપજે ાણીરૂપ છેદ સારો થતો નથી. કર્ણિ નાલીક અને નારાચ આ ત્રણ જાતના બાણોને ી કાઢી શકે છે પણ જે હૃદયમાં ખૂંચેલું વાણીરૂપ બાણ છે તે કાઢી શકાતું નથી. અંગવાળા, અધિક અંગવાળા, વિદ્યાહીન, નિંદિત, રૂપ, દ્રવ્ય રહિત અને સત્યહીન ને તરછોડવા નહિ. નાસ્તિકતા, વેદની નિંદા, દેવતાઓની નિંદા, દ્વેષ, જડતા, અભિ-અને તીક્ષ્ણતા ( તીખાઇ )નો ત્યાગ કરવો. શિક્ષા માટે તાડન કહેલું છે તેથી ને શિષ્ય વિના ક્રોધ પામી બીજાને દંડ ઉગામવો નહિ, તેમ તે મારવો પણ નહિ. ાને નિંદવા નહિ, નક્ષત્રોને દેખાડવાં નહિ અને પક્ષની તિથિ કહેવી નહિ તેમ કર-એનું આયુષ્ય હણાતું ( ઓછું થતું ) નથી. મૂત્ર, વિષ્ટા કરીને તથા બહાર જઇ ફરી પાદપ્રક્ષાલન કરવું. તેમ સ્વાધ્યાય માટે અને ભોજન માટે પગ ધોવા. જે ડે વખણાય છે, જે શૂદ્ર વગેરે નીચોએ જોયેલું નથી અને જળવડે શુદ્ધ કરેલું છે, ણ વાનાં બ્રાહ્મણોનાં દેવોએ પવિત્ર કલ્પેલાં છે. પોતાને માટે સંયાવ (ઘઉંની ખીર ),

કૃસર (ખીચડી, માંસ, શાષ્કુલી (જલેબી) અને પાયસ (દૂધપાક) કરવો નહિ પણ દેવ માટે કરવો. નિરંતર અગ્નિની પરિચર્યા (સેવા) કરવી. નિત્ય ભિક્ષા આપવી અને નિત્ય વાણીને નિયમમાં રાખી દંતધાવન (દાતણ) કરવું. સૂર્યના ઉદય વખતે સુનાર ન થવું, પ્રાયશ્ચિત્તવાળું ન થવું અને ઉઠીને પ્રથમજ માતાપિતાને નમન કરવું, તેમ આચાર્ય અથવા બીજા માન્ય મનુષ્યને નમવું, તેમ કરવાથી મોટું આયુષ્ય પ્રાપ્ત થાય છે, નિરંતર તજવા લાયક દાતણોનો ત્યાગ કરવો અને શાસ્ત્રથી જાણેલાં (ઉત્તમ) દાતણ કરવાં પણ પર્વોમાં તે પણ તજવાં. સદા સાવધાન થઇ ઉત્તરમાં મુખ કરી શૌચ કરવું. દેવનો સત્કાર કર્યા વિના દાતણ કરવું નહિ. ક્યારેય પણ દેવપૂજા કર્યા વિના ગુરૂ, વૃદ્ધ ધાર્મિક અથવા વિચક્ષણ સિવાય રાજા વગેરેની પાસે જવું નહિ. અતિ બુદ્ધિમાન્ મનુષ્યોએ મેલો અરીસો જોવો નહિ, ક્યારેય પણ ન જાણેલી સ્ત્રી અને ગર્ભવાળી સ્ત્રી પાસે જવું નહિ. ઉત્તરમાં મસ્તક રાખી સુવું નહિ. પશ્ચિમમાં મસ્તક કરી શયન કરવું નહિ પણ વિદ્વાન્ માણસે પૂર્વમાં મસ્તક રાખી અથવા દક્ષિણ દિશામાં મસ્તક રાખી સુવું. ક્યારેય પણ ભાગેલી અને વિખરાએલી શય્યામાં સુવું નહિં, તેમ અંધકારથી યુક્ત સ્થાનમાં, સ્ત્રી વગેરેના સંયોગવાળા સ્થાનમાં અને આડું સુવું નહિ. કાર્યથી અથવા ઠરાવથી પણ નાસ્તિકો સાથે જવું નહિં. પુરૂષે આસનને પગે ખેંચી બેસવું નહિ. ક્યારેય પણ નગ્ન ન્હાવું નહિ. રાત્રિમાં સ્નાન કરવું નહિ અને અતિ વિચક્ષણ મનુષ્યે ન્હાહીને અંગો ચોળવાં નહિ. માનવે સ્નાન કર્યા વિના ચંદન કરવું નહિ. ન્હાહીને વસ્ત્ર ખંખેરવું નહિ, તેમ નિત્ય ભીનાં વસ્ત્ર સેવવાં નહિ. માળાઓને ખેંચવી નહિ. કદી પણ રજસ્વળા સ્ત્રીની સાથે ભાષણ કરવું નહિ. ક્ષેત્ર અને ગામની સમીપમાં વિષ્ઠા તજવી અને ક્યારેય પણ જળમાં મૂત્ર વિષ્ઠા એ બે કરવાં નહિ. અન્ન ખાવાની ઇચ્છાવાળાએ ત્રણ વાર મુખવડે જળ લેવું તથા અન્ન જમીને ત્રણવાર જળ લેવું. બે વાર મુખનું માર્જન કરવું. વાણીને નિયમમાં રાખી અન્નની નિંદા કર્યા વિના પૂર્વમાં મુખ રાખી નિરંતર ભોજન કરવું. શેષ રહેલું કંઇક અન્ન તજવું અને જમીને મનવડે અગ્નિનો સ્પર્શ કરવો. આયુષ્યને ઇચ્છનારે પૂર્વમાં મુખ રાખી જમવું. યશયુક્ત કર્મ ઇચ્છનારે દક્ષિણ દિશામાં મુખ રાખી જમવું, ધનને આપનારાં કર્મને ઇચ્છનારે પશ્ચિમભણી મુખ રાખી જમવું અને કલ્યાણને ઇચ્છનારે ઉત્તર દિશામાં મુખ રાખી જમવું.જળથી અગ્નિનું આલંભન (પ્રોક્ષણ) કરી સર્વ ઇન્દ્રિયોનો સ્પર્શ કરવો તેમ સર્વ અંગ, નાભિ અને હાથનાં તળાંઓનો સ્પર્શ કરવો. કદી પણ ફોતરાં ઉપર, કેશ ઉપર, ભસ્મ ઉપર અને કપાલ ઠીકરાઓ ઉપર બેસવું નહિ. દૂરથી બીજાના સ્નાનના જળનો ત્યાગ કરવો. શાંતિ હોમ કરવા સાવિત્રી મંત્રો ધારણ કરવા, બેસીને ખાવું પણ કદી ચાલતાં ન ખાવું. ઉભા રહીને મૂતરવું નહિ તેમ રાખમાં અને ગાયોનાં ટોળાંમાં મૂતરવું નહિ. ભિના પગે જમવું પણ ભીના પગ રાખી સુવું નહિ. ભીના પગવાળો ભોજન કરનારો સો વર્ષ જીવે છે. ઉચ્છિષ્ટે ક્યારેય પણ અગ્નિ, ગાય ને બ્રાહ્મણ આ ત્રણ તેજનો સ્પર્શ કરવો નહિ; કેમકે તેમ કરવાથી આયુષ્ય ઓછું થતું નથી. કદી પણ ઉચ્છિષ્ટે સૂર્ય, ચન્દ્ર અને સર્વ નક્ષત્ર આ ત્રણ તેજો જોવાં નહિ. યુવાન્ મનુષ્યના પ્રાણો વૃદ્ધના આવવાથી ઉંચા ચડે છે, તેઓને સામું ઉભું થવું અને અભિવાદન નમનાદિ (સત્કાર) આ બે કરવાથી સુફળ પામે છે માટે વૃદ્ધોને નમવું, પોતે આસન આપવું, બે હાથ જોડી સેવા કરવી અને જતા હોય તેની પાછળ જવું. ભાગેલા

આસન ઉપર બેસવું નહિ અને ભાગેલા કાંસાના વાસણને તજવું. એક વસ્ત્ર પેહેરી ખાવું નહિ. મનુષ્ય નગ્ન ન્હાવા યોગ્ય નથી. મનુષ્યે નગ્ન સુવું નહિ, તેમ ઉચ્છિષ્ટે મસ્તકનો સ્પર્શ કરવો નહિ. કારણ કે સર્વ પ્રાણો તેને આશ્રયે રહ્યા છે. મસ્તક વિષે કેશ ગ્રહણ અને પ્રહાર એઓનો ત્યાગ કરવો. બે ભેગા કરેલા હાથોએ પોતાનું માથું ખંજવાળવું નહિ. વારંવાર મસ્તક ભિંજવવું નહિ, કેમકે તેમ કરવાથી તે માણસનું આયુષ્ય ઓછું થતું નથી. ભીંજાએલા મસ્તકવાળાએ તેલથી કોઇ પણ અંગનો સ્પર્શ કરવો નહિ, તથા તલવાળું ખાવું નહિ, કેમકે તેમ કરવાથી આયુષ્ય ઓછું થતું નથી. વળી અપવિત્ર મનુષ્યે ભણાવવું નહિ અને ભણવું નહિ. વાયુમાં તથા અપવિત્ર ગંધવાળા સ્થાનમાં મનવડે પણ વિચાર કરવો નહિ. યમે કહ્યું છે કે, આ લોકનું આયુષ્ય તથા પ્રજાને હું ગ્રહણ કરૂં છું. પુરાણ જાણનારાઓ યમે કહેલી વાતો કહે છે. જે ઉચ્છિષ્ટને અડે છે, સ્વાધ્યાયને ભૂલે છે અને જે દ્વિજ મોરથી અધ્યયન ન કરવાના વખતમાં અભ્યાસ કરે છે તેનો વેદ નાશ પામે તે તથા આયુષ્ય ઓછું થાય છે, માટે અનધ્યાયમાં અધ્યયન કરવું નહિ. જેઓ સૂર્ય સામું અગ્નિની સામું, ગાય સામું, બ્રાહ્મણો સામું અને માર્ગપર વિષ્ટા કરે છે તેઓ આયુષ્યહીન થાય છે. દિવસે મૂત્ર ને વિષ્ટા ઉત્તર દિશામાં મુખ રાખી કરવાં અને રાત્રિમાં દક્ષિણ દિશા તરફ મુખ મુખ રાખી કરવાં, તેમ કરવાથી આયુષ્ય ઘટતું નથી. લાંબા આયુષ્ય સુધી જીવવાની ઇચ્છાવાળાએ બ્રાહ્મણ, ક્ષત્રિય અને સર્પ, આ ત્રણ દુર્બળનું અપમાન કરવું નહિ; કારણ એ ત્રણ દાઢમાં ઝેરવાળા છે. દાઢમાં ઝેરવાળો સર્પ ક્રોધ પામવાથી જ્યાં સુધી નેત્રવડે જુવે છે ત્યાં સુધી બાળે છે. ક્રોધ પામેલો ક્ષત્રિય પણ જ્યાં સુધી તેજવડે સ્પર્શ કરી શકે છે ત્યાં સુધી ભસ્મ કરે છે અને બ્રાહ્મણ તો ધ્યાન અને જોવાવડે કુળને હણે છે, માટે પંડિતે એ ત્રણની યત્નથી સેવા કરવી. હે યુધિષ્ઠિર! ગુરૂની સાથે આગ્રહ કરવો નહિ, ક્રોધ પામેલા ગુરૂને પ્રસન્ન કરવા અને તેની આજ્ઞામાં વર્ત્તવું. મિથ્યા પ્રવૃત્ત થએલા ગુરૂ વિષે પણ સારી રીતે વર્ત્તવું, કેમકે ગુરૂની નિંદા મનુષ્યોના આયુષ્યને બાળે છે એમાં સંશય નથી. હિતને ઇચ્છનારે આવાસથી દૂર પેશાબ, દૂર પગ ઉપર પાણી રેડવાનું અને ઉચ્છિષ્ટનો ત્યાગ દૂર કરવો. હે પ્રભો! પંડિતોએ કમળ તથા કુવલયને તજી રક્ત પુષ્પ ધારણ કરવું નહિ પણ ધોળું પુષ્પ ધારણ કરવા યોગ્ય છે. રાતું પુષ્પ અને વનનું પુષ્પ મસ્તક વિષે ધારણ કરવું. જે સુવર્ણની માળા છે તે પણ દોષ રહિત છે. હે વિશાંપતે! નિરંતર ન્હાયેલાને ભીના અંગુચાનું વસ્ત્ર આપવું પણ બુદ્ધિમાન્ માણસે વસ્ત્રનું વિપર્યયપણું કરવું નહિ, તેમજ બીજાનું ધારણ કરેલું અને ખરાબ વસ્ત્ર ધારણ કરવું નહિ. હે નરોત્તમ! શય્યામાં બીજુંજ વસ્ત્ર હોવું જોઇએ, ફલીઓમાં જતાં બીજું વસ્ત્ર અને દેવતાઓની પૂજામાં બીજુંજ વસ્ત્ર હોવું જોઇએ. બુદ્ધિમાન્ માણસે બિલ્વ, તગર અને કેસરવડે ચંદનનો લેપ કરવો. ન્હાહી, પવિત્ર થઇ શણગારેલા માણસે ઉપવાસ કરવો. હે જનેશ્વર! સદા સર્વ પર્વ કાળોમાં બ્રહ્મચારી થવું. એક પાત્રમાં સમાન અન્ન ખાવું નહિ. રજસ્વળાએ કરેલું ભક્ષણ કરવું નહિ, તેમ જેમાંથી સાર કાઢેલો છે એવાં દૂધ વગેરે ખાવાં નહિ. જોનારા યાચકને આપ્યા વિના ખાવું નહિ. ધારણા યુક્ત બુદ્ધિવાળા પુરૂષે અપવિત્રની સમીપ ખાવું નહિ. ધર્મરૂપ કાર્યો (શ્રાદ્ધાદિ) હોય ત્યારે નિષેધ કરેલા ખાવાના પદાર્થો ખાવા નહિ. પાછળથી પણ કલ્યાણને ઇચ્છનારા ઉત્તમ પુરૂષે પિપ્પ, વડ, શણશાક અને ઉંબરાનું શાક ખાવું નહિ. બકરાનું,

ગાયનું, બળદનું અને મોરનું માંસ તજવું. શુષ્ક માંસ તથા જે ટાઢું હોય તે તજવું. વિદ્વાં હાથમાં લવણ ખાવું નહિ. રાત્રિમાં દહિ અને સાથવો ખાવો નહિ તથા વૃથા માંસનો ત્યાગ કરવો. સાવધાન થઇ સાયંકાળે અને પ્રાતઃકાલે ભોજન કરવું પણ મધ્યમાં ખાવું નહિ કેશથી યુક્ત અન્ન અને શત્રુના શ્રાદ્ધનું અન્ન ખાવું નહિ વાનીને નિયમમાં રાખનારે એ વસ્ત્ર પેહેરી ન ખાવું, ઉભું ન ખાવું, સદા ભૂમિ ઉપર ન ખાવું. જૂદે જૂદે ઠેકાણે બેસ ન ખાવું, અને શબ્દ થાય તેમ ન ખાવું. હે વિશાંપતે ! ધારણયુક્ત બુદ્ધિવાળા નરે અતિથી યોને જળપૂર્વક અન્ન આપી પછી જમવું, તેમ બીજામાં મન રાખી ન જમવું. હે નરેશ ઇશ્વર ! એક પંક્તિમાં સમાન અન્ન ખાવું. જે મનુષ્ય સ્નેહિજનો આગળ આપ્યા વિન જમે છે તે હલાહલ નામનું વિષ ખાય છે. પાની, દુગ્ધાન્ન, સાથવો, દહિં, ઘૃત અને મધ તજીને બીજાઓનું શેષ રહેલું કોઇને પણ આપવું નહિ. હે મનુજશ્રેષ્ઠ ! ભોજન કરનારાએ શંકા કરવી નહિ. કલ્યાણને ઇચ્છનારાએ દહિંરૂપ અનુપાન કરવું નહિ. એક હાથવડે આ ચમન લઇ જળને ફેરવવું, પછી જમણા પગનો અંગુઠો ધોવો, પ્રયોગમાં કુશળ, સાવધા નરે મસ્તક ઉપર હાથ રાખી અગ્નિનો સ્પર્શ કરવાથી (મનવડે સ્પર્શ કરવાથી) જ્ઞાતિ શ્રેષ્ઠપણાને પામે છે. જળવડે ઇન્દ્રિયોનો સ્પર્શ કરી નાભિ તથા હાથનાં તળાં વિ સ્પર્શ કરી બેસવું પણ ભિનો હાથ રાખી બેસવું નહિ. હે ભારત ! અંગુઠાના મધ્યમાં બ્રહ્મ નું તીર્થ કહેલું છે. કનિષ્ઠિકાની પાછળ દેવનું તીર્થ કહેવાય છે. અંગુઠા અને પ્રદેશિની તર્જ ની આંગળીનું મધ્ય છે તેણે કરી સદા જળનો સ્પર્શ કરી ન્યાયથી પિતૃનાં કાર્યો કરવ પારકી નિંદા અને અપ્રિય બોલવું નહિ. કલ્યાણને ઇચ્છનારા પુરૂષે કોઇ પણ ક્રોધ કે શો ઉત્પન્ન કરાવવો નહિ. પાપિયોની સાથે વાર્તા ઇચ્છવી નહિ. દર્શન તજવું અને સંબં કરવો નહિ, તેમ કરવાથી મનુષ્ય મોટું આયુષ્ય પામે છે. દિવસે સંગ કરવો નહિ. કન્ય વેશ્યા અને અસ્નાત સ્ત્રી પાસે જવું નહિ. તેમ કરવાથી મોટું આયુષ્ય થાય છે. પોતપોતા નાં તીર્થ વિષે આચમન, લઇ કાર્ય ક્યાં પછી ત્રણ વાર જળપાન કરી બે વાર શુદ્ધિ કર વાથી નર શૌચ કરનાર થાય છે. માનવે એક વાર ઇન્દ્રિયોનો સ્પર્શ કરી ત્રણવાર અભ્યુક્ષણ કરી વિધિવડે જાણેલાં કર્મે કરી પિતૃનું અને દેવનું કાર્ય કરવું. હે કૌરવ ! બ્રાહ્મણને અર્થે જે શૌચ છે અને ભોજનના આદિ તથા અંતમાં જે પવિત્ર અને હિતરૂપ છે તે સાંભળો સર્વ શૌચોમાં બ્રાહ્મ (બ્રહ્માના) તીર્થવડે સ્પર્શ કરવો. થુંકીને તથા છીંક ખાઇને જળને સ્પર્શ કરવાથી પવિત્ર થવાય છે. જે વૃદ્ધ, જ્ઞાતિ, તથા મિત્ર દરિદ્ર હોય તેઓને ઘરમાં વસાવવા, આથી ધન અને આયુષ્ય વધે છે. ઘરોમાં કબૂતરો અને સારિકાઓ સહિત પોપટ પાળવા, એ પાપને માટે નથી પણ ધાન્ય પુણ્યરૂપ છે. વડવાગળાં, ઉદ્દીપક, ગીધ, કુંપા અને ભ્રમર આ જ્યાં બેસે ત્યાં તેજ વખતે શાંતિ કરવી: કારણ કે એ અમંગળ કરના છે એમ મહાત્માઓની શીખ છે. મહાત્માનાં અતિ ગુહ્યો કહેવાં નહિ; તેમ રાજાની પત્ન સખીઓ અને અગમ્ય સ્ત્રીયોની પાસે જવું નહિ. હે યુધિષ્ઠિર ! વૈદ્ય, બાલ, વૃદ્ધ, દાસ, બંધુ બ્રાહ્મણ, રક્ષણાર્થી અને સંબંધીયોની સ્ત્રી પાસે જવું નહિ. હે રાજેંદ્ર ! તેમ કરવાથી મોટું આયુષ્ય પામે છે. હે મનુજેશ્વર ! બ્રાહ્મણ અને સ્થપતિ એ જે સ્થાન નિર્મેલું હોય તેમાં સદા કલ્યાણને ઇચ્છનારા બુદ્ધિમાન્ માણસે વસવું. હે રાજન્ ! સંધ્યા વખતમાં સુવું નહિ અને વિદ્યા પણ શીખવી નહિ તથા ધારણયુક્ત બુદ્ધિવાળાએ ભોજન કરવું નહિ, તેમ વસ

વાથી મોટું આયુષ્ય પામે છે. રાત્રિવિષે પિતૃનાં કાર્યો કરવાં નહિ, જમીને કેશનો શણગાર કરવો નહિ, સમૃદ્ધિને ઇચ્છનારે રાત્રિમાં માથું બોળવું નહિ. હે ભારત ! રાત્રિએ સાથવાનો ત્યાગ કરવો. રાતે શેષ રહેલ પાત્રો, અતિ પાણી અને ભોજનમાં તૃપ્તિ કરવી નહિ. પક્ષિયોનો નાશ ન કરવો. જમીન પર તેઓનો ક્ષય કરવો નહિ. મોટી બુદ્ધિવાળો મનુષ્ય, મોટા વેળમાં જન્મેલી, લક્ષણોવડે વખાણવા યોગ્ય અને વયમાં આવેલી કન્યા પરણવા યોગ્ય છે. પછી હે ભારત ! છોકરાંને ઉત્પન્ન કરી કુળની પ્રતિષ્ઠા પાડી જ્ઞાન અને કુળના ધર્મો જાણવા. વિદ્વાનોને અર્પણ કરવા કન્યાને ઉત્પન્ન કરી બુદ્ધિમાન્, સારા કુળના વરને દેવી. તેમ પુત્રોનો સારાં કુળથી સંબંધ (વિવાહ) કરવો. ચાકરો પણ સત્કુળના રાખવા. હે ભારત ! મસ્તક સુધી ગણી નવ ભાગ લીધાથી પાંચમીનું નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણી નવ ભાગ લીધાથી પંચમીનું નક્ષત્ર આવે તેનો ત્યાગ કરવો. જ્યોતિષમાં જેટલા તજવાં કહેલાં છે તે સર્વનો ત્યાગ કરવો. હે રાજેંદ્ર ! સાવધાન થઇ પૂર્વમાં મુખ રાખી ડાઢીનાં કર્મો હજામતો કરાવવાં, અથવા ઉત્તર દિશા તરફ મુખ રાખી કરાવવાં, તેમ કરવાથી મોટું આયુષ્ય થાય છે. હે ભરતશ્રેષ્ઠ ! પારકાઓની તથા પોતાની નિંદા કરવી નહિ; કારણ કે નિંદા અધર્મ છે. હે નરોત્તમ ! ઓછાં અંગવાળી નારી તથા કન્યાને તજવી. સમાન પ્રવરવાળી અધિક અંગવાળી, માતાના કુળમાં થએલી. પોતાના કુળમાં થએલી, વૃદ્ધ, પ્રવ્રજીત (સંન્યાસવાળી), નીચવર્ણવાળી અને કૃષ્ણવર્ણવાળીનો ત્યાગ કરવો. વળી વિચક્ષણ માણસે અજાણ્યા કુળવાળી અને ઓછા કુળવાળી સ્ત્રી પાસે જવું નહિ. પિંગલા, કોઢવાળી નારી પરણવા યોગ્ય નથી. હે મનુજેશ્વર ! અપસ્મારીના કુળમાં થએલી, રાખેલી અથવા હલકીનો ત્યાગ કરવો. ધોળા કોઢવાળાના અને ક્ષયરોગવાળાના કુળમાં થએલી સ્ત્રીને તજવી. તમે જે સ્ત્રી લક્ષણોથી યુક્ત અને જે લક્ષણોવડે વખાણવા યોગ્ય હોય તે, મનોજ્ઞ અને જોવા યોગ્ય સ્ત્રીને ધારણ કરવા યોગ્ય છો. હે યુધિષ્ઠિર ! મોટા કુળમાં અથવા સમાન કુળમાં પરણવું પણ સમૃદ્ધિ ઇચ્છનારે નીચ અને પતિત સ્ત્રી ગ્રહણ કરવી નહિ. યત્નવડે અગ્નિ ઉત્પન્ન કરી જે ક્રિયાઓ વેદમાં સારી રીતે કહેલી હોય અને બ્રાહ્મણોએ માનેલી હોય તે સર્વ આચરવી. સ્ત્રીઓમાં ઇર્ષ્યા (અદેખાઇ) ન કરવી, સર્વ પ્રકારે સ્ત્રીઓની રક્ષા કરવી. ઇર્ષ્યા આયુષ્યને હણનારી છે માટે તજવી. દિવસે સુવું એ આયુષ્યને ઘટાડનાર છે. સૂર્યના ઉદય વખતે સુવું એ આયુષ્યને અલ્પ કરનાર છે. પ્રાતઃકાલની સંધ્યામાં અને રાત્રિએ સુવું તે પણ તેવું છે, માટે અપવિત્ર થઇ સુવું નહિ. હે ભારત ! સંધ્યા વખતે પરસ્ત્રીનો સંગ, હજામત કરાવ્યા પછી ન ન્હાવું, એ અને અભ્યાસ ( ભણવું ) આયુષ્યને ઘટાડનાર છે માટે યત્નથી એ ન કરવાં, સંધ્યા વખતે ન જમવું, ન સ્નાન કરવું, ન પાઠ કરવો, યત્નવાન્ થવું અને તેમાં કશું કરવું નહિ. હે નરાધિપ ! ન્હાહીને બ્રાહ્મણોને પૂજવા તથા ન્હાએલાએ દેવોને નમન અને ગુરૂએ પણ નમવું. હે ભારત ! બોલાવ્યા વિના યજ્ઞ પ્રત્યે જવું નહિ, પણ જોવા માટે જવું; કારણ કે સત્કાર ન થાય તો ત્યાં જવું, એ આયુષ્યને ઓછું કરનાર છે. એકલાએ બીજે દેશ ન જવું, રાત્રિએ ન જવું. પાછલી સંધ્યા ન આવી હોય ત્યારે ઘરમાં રહેવું. હે નરશ્રેષ્ઠ ! માતૃ, પિતા, અને ગુરૂઓની આજ્ઞા હિત અને અહિતરૂપ ન વિચારતાં કરવીજ. હે નરાધિપ ! ધનુર્વેદ માટે, વેદ માટે, હસ્તિપૃષ્ટ ( હાથિની પીઠ ઉપર બેસવાની વિદ્યા ), અશ્વપૃષ્ટ (ઘોડાની પીઠપર બેસવાની વિદ્યા) અને રથચર્યા (રથવડે જવાની વિદ્યા) માટે યત્ન

કરવો. હે રાજેંદ્ર ! યત્નવાળો સુખને વધારી શકે છે માટે યત્નવાન્ થા, જેથી શત્રુઓ, ચાકરો અને સ્વજન પરાભવ કરી શકે નહિ. હે ભારત ! પ્રજાના પાલનમાં જે યોગ્ય છે તે ક્યાંય ક્ષય પામતો નથી માટે તમે તેવા થાઓ. તમારે યુક્તિનું શાસ્ત્ર અને શબ્દોનું શાસ્ત્ર (ન્યાય વ્યાકરણ) જાણવાં. હે નરાધિપ ! ગાંધર્વશાસ્ત્ર ગાયનશાસ્ત્ર અને કળાઓ, પુરાણ, ઇતિહાસ, અને જે આખ્યાનો છે તે જાણવાં. તમારે નિરંતર મહાત્માઓનાં ચરિત સાંભળવાં. રજસ્વળા પત્ની હોય તે સમીપ જવું નહિ અને બોલાવવી નહિ. વિચક્ષણ માણસે ચોથે દિવસે ન્હાએલી સ્ત્રી પાસે રાત્રિવિષે જવું. પાંચમે દિવસે નારી શુદ્ધ થાય છે અને છઠે દિવસે પુરૂષરૂપ થાય છે. આ વિધિથી પંડિતે પત્ની (પરણેલી સ્ત્રી) પાસે જવું. સર્વ રીતે જ્ઞાતિ, સંબંધી અને મિત્રોનો સત્કાર કરવો. હે નરાધિપ ! શક્તિ પ્રમાણે વિવિધ દક્ષિણાઓવાળા યજ્ઞોવડે યજન કરવું. એ પછી આગળ અરણ્ય (વન) સેવવું. હે યુધિષ્ઠિર ! આ આયુષ્યને આપનારાં કર્મોનાં લક્ષણોનો સંક્ષેપ તમને કહ્યો, શેષ રહેલો ત્રણ જ્ઞાનથી વૃદ્ધ હોય તેઓથી ગ્રહણ કરવો, આચાર સમૃદ્ધિને ઉત્પન્ન કરનાર છે, આચાર કીર્તિને વધારનાર છે, આચારથી આયુષ્ય વધે છે અને આચાર અલક્ષણ ( વિરૂદ્ધ લક્ષણ ) ને હણે છે. સર્વ શાસ્ત્રોમાં આચાર શ્રેષ્ઠ કહેવાય છે. આચારથી ધર્મ થાય છે અને ધર્મથી આયુષ્ય વધે છે. આ યશને આપનારૂં, આયુષ્યને વધારનારૂં, સ્વર્ગને પમાડનારૂં અને મોટા કલ્યાણનું સ્થાન છે તથા સર્વ વર્ણો પ્રત્યે કૃપા કરી બ્રહ્માએ કહેલું છે.

एतद्यशस्यमायुष्यं स्वर्ग्यंस्वस्त्ययनं महत् ।
अनुकम्प्य सर्ववर्णान् ब्रह्मणा समुदाहृतम् ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे आयुष्याख्याने चतुरधिकशततमोऽध्यायः ॥ १०४॥**



## અધ્યાય ૧૦૫ મો. નાના મોટાની આમન્યા.

**युधिष्ठिर उवाच—यथा ज्येष्ठः कनिष्ठेषु वर्तेत भरतर्षभ ।
कनिष्ठाश्च यथा ज्येष्ठे वर्तेरंस्तद् ब्रवीहि मे ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ ! જે રીતે મોટાએ ન્હાના પાસે વર્તવું અને ન્હાનાઓએ મોટા પ્રતિ જે રાતે વર્તવું તે મને કહો ? ભીષ્મ બોલ્યા—હે ભારત ! તમે મોટ છો માટે મોટાની પેઠે જેવી રીતે ગુરૂની વૃત્તિ શિષ્ય ઉપર શ્રેષ્ઠ હોય છે તેવી રીતે વર્તો કુશળ બુદ્ધિથી રહિત ગુરૂમાં શિષ્યે વર્તિ શકાતું નથી તેથી હે ભારત ! ગુરૂનું જે દીર્ઘદર્શિ ( મહા જ્ઞાન ) પણું છે તે શિષ્યનું થાય છે. અંધપણાને વખતે અંધ થવું. ગુરૂની વિપરીતત તેને પરિહારથી ( બીજી રીતે ) કહેવી, નીકર હે કૌંતેય ! પ્રત્યક્ષ ભેદ પામેલા પુરૂષો તથા લક્ષ્મીવડે તપેલા, ભેદની ઇચ્છાવાળા શત્રુઓ મિત્રને ભેદે છે. જ્યેષ્ઠ (મોટો)કુળને વધારે છે અથવા ફરી નાશ પમાડે છે. જે કુળમાં જ્યેષ્ઠ થયો હોય તે સર્વ કુળને હણે છે મોટો ભાઇ ન્હાનાઓનું અપમાન કરે તે મોટાપણારહિત, ભાગરહિત અને રાજાઓએ નિય

ભમાં રાખવા યોગ્ય છે. તિરસ્કાર કરનારો નર જરૂર પાપી લોકોને પામે છે અને પિતાથી થએલો જેમ વેતસનું પુષ્પ નિષ્ફળ માનેલું છે તેવો છે. જે કુળમાં સર્વે અનર્થ રૂપ પાપી પુરૂષ થાય છે તે અકીર્ત્તિને ઉત્પન્ન કરે છે, અને કીર્ત્તિને ઢાંકી દે છે. ખરાબ કર્મમાં રહેલા એવા સર્વ સગા ભાઇઓ ભાગને યોગ્ય નથી. મોટાએ ન્હાનાઓને વિવાહ સંબંધી દ્રવ્ય આપ્યા શિવાય ધારણ કરવું.[1] પિતાના દ્રવ્યના ભાગને અવિચ્છિન્ન રાખનાર, જાંઘના શ્રમરૂપ ફળ[2]વાળો-પ્રવાસી ઇચ્છા ન હોય તો પોતાની ઇચ્છાથી પ્રાપ્ત થએલા ધનને દેવા યોગ્ય નથી. ન વિભાગ પામેલા (ભેગા રહેનારા) ભાઇયોનો ઉદ્યોગ જો સાથે હોય તો પિતાએ વિષમ ( સમતારહિત ) પુત્રોને ભાગ આપવો નહિ. મ્હોટાએ નાનો ભાઇ અથવા સ્ત્રી સારી ાય અથવા નઠારી હોય તો અપમાન કરવું નહિ, અને જેમ તેનું શ્રેય થાય તેમ આચરવું, કેમકે ધર્મને જાણનારા જનો ધર્મનેજ શ્રેય કહે છે. ઉપાધ્યાય દશ આચાર્યોને પરાભવ પમાડે છે, પિતા દશ ઉપાધ્યાયોને પરાભવ[3] પમાડે છે, માતા દશ પિતાને અથવા સર્વ પૃથ્વીને ગુરૂતાથી પરાભવ પમાડે છે, માટે માતાની સમ બીજો ગુરૂ નથી, જેથી માતા અતિ શ્રેષ્ઠ છે તેથી લોક તેને માને છે, તેમ હે ભારત! પિતા મરણ પામે ત્યારે મોટો ભાઇ પિતાની સમાન માન્ય છે. માટે તેણેજ ન્હાનાઓની વૃત્તિ (આજીવિકા) આપનાર થવું અને તેણે તેઓને પાળવા. સર્વ ન્હાનાઓએ તેને નમવું, તેના અભિપ્રાયમાં વર્તવું અને જેમ પિતા પાસે વર્તાય તેમ તેની (મોટા ભાઇની) પાસે આજીવિકા ચલાવવી: કારણ કે હે ભારત! પિતા ને માતા એ બે શરીરને સર્જે છે પણ તે ન હોય ત્યારે મોટો ભાઇ પિતારૂપ છે. હે ભરતશ્રેષ્ઠ! આચાર્યે શાસન કરેલો જે જન્મે છે તે સત્ય, અજર અને અમર છે. તેમ મ્હોટી બેહેન માતાની બરોબર છે અને બાળપણામાં જેના સ્તનનું પાન કર્યું હોય તે ભાઇની ભાર્યા (ભાભી) પણ તેની પેઠે (માની તુલ્ય) ગણાય છે.

**ज्येष्ठा मातृसमा चापि भगिनी भरतर्षभ ।**
**भ्रातुर्भार्यापि तद्वस्याद्यस्याबाल्येस्तनं पिबेत् ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे ज्येष्ठकनिष्ठवृत्तिर्नामपञ्चाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥**

## અધ્યાય ૧૦૬ મો. ઉપવાસનાં ફળ.

**युधिष्ठिर उवाच—सर्वेषामेव वर्णानां म्लेच्छानां च पितामह ।**
**उपवासे मतिरियं कारणं च न विद्महे ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા–હે પિતામહ! સર્વ વર્ણો અને મ્લેચ્છોની ઉપવાસ કરવા પ્રતિ બુદ્ધિ છે તે કારણ અમે જાણતા નથી. હે પિતામહ! અમે એમ સાંભળ્યું છે કે બ્રાહ્મણ અને ક્ષત્રિયોએ નિયમ આચરવા, ત્યારે ઉપવાસમાં તેઓનું કેવી રીતે કૃત્ય છે? હે પાર્થિવ! સર્વના

---

૧ મતલબ કે પોતાની સમાન રાખવા. ૨ જાંઘના શ્રમરૂપ એટલે પ્રવાસ કરીને મેળવેલું ધન. ૩ સાર કે–તેથી અધિક છે.

નિયમો અને ઉપવાસો મને કહો. હે તાત ! ઉપવાસમાં તત્પર થએલો કયી ગતિને પામે ? હે નરશ્રેષ્ઠ ! ઉપવાસ ઉત્તમ પુણ્ય છે, ઉપવાસ પરમ સ્થાનરૂપ છે ત્યારે ઉપવાસ કરવાથી મનુષ્ય શું ફળ પામે? હે ભરતશ્રેષ્ઠ ! શાથી કરી મનુષ્ય અધર્મથી છૂટે અથવા શી રીતે ધર્મને પામે અને કેવી રીતે પુણ્ય તથા સ્વર્ગને પામે ? હે નરાધિપ ! ઉપવાસ કરીને તેણે શું આપવું જોઇએ, અને જે ધર્મે કરી સુખ પામે તે કહો.

વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે બોલતા ધર્મને જાણનારા કુંતીથી જન્મેલા, ધર્મપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે ધર્મના તત્વને જાણનાર, શંતનુના પુત્ર ભીષ્મ આ વચન બોલ્યા. ભીષ્મ બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ ! હે રાજન્ ! આ મેં પ્રથમનુંજ સાંભળેલું છે કે જે ઉપવાસની વિધિમાં અતિ ઉત્તમ ગુણો છે તે હે ભારત ! જેમ તમે મને પૂછો છો તેમજ મેં પૂર્વે તપોધન અંગિરા ઋષિને પૂછ્યું હતું અને હે ભરતશ્રેષ્ઠ ! આ પ્રશ્ન પૂછવાથી અગ્નિથી થએલા, ભગવાન્ અંગિરાએ પુણ્યકારી ઉપવાસનો વિધિ મને કહ્યો હતો. અંગિરા–હે કુરુનંદન ! બ્રાહ્મણને ક્ષત્રિય માટે ત્રણ રાત્રિનું વ્રત કહેલું છે. હે પુરૂષશ્રેષ્ઠ ! તેમ બે ત્રણ રાત્રિ અને એક દિવસ પણ કહેલો છે. વૈશ્ય ને શૂદ્રો મોહથી ત્રણ રાત અથવા બે રાત સુધી ઉપવાસ કરે છે તે બંનેને ફળ થતું નથી. વૈસ્ય અને શૂદ્ર માટે ચોથા ભોજનનો ત્યાગ કહેલો છે, પણ ધર્મને જોનારા ધર્મજ્ઞોએ ત્રિરાત્ર ( ત્રણ રાત્રિના ઉપવાસનું વ્રત ) કહેલું નથી. હે ભારત ! પંચમી, ષષ્ઠી અને પૌર્ણમાસીને દિવસે એક ભુક્તવડે ઉપવાસ કરી આત્માને નિયમમાં રાખી જીતેંદ્રિય અને ક્ષમાવાન્ પુરૂષ રૂપવાન્ ને ધની થાય છે. પંડિત એવો તે છોકરાં રહિત અને દરિદ્ર થતો નથી. પાંચમ તથા છઠને દિવસે દેવનું યજન કરી બ્રાહ્મણોને જમાડે તે કુળમાં મહાન્ થાય છે. હે કૌરવ્ય ! અષ્ટમી અને કૃષ્ણપક્ષમાં ચતુર્દશીને દિવસે ઉપવાસ કરવાથી રોગ રહિત અને વીર્યવાન્ થવાય છે. જે જન એક ભોજનવડે માર્ગશીર્ષ માસ ગુજારે અને શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને ભોજન કરાવે તે રોગ અને પાપથી મુકાય છે. સર્વ કલ્યાણોથી સંપૂર્ણ, સર્વ ઔષધોથી યુક્ત, ઉપવાસ કરવાથી વ્યાધિ રહિત અને વીર્યવાન્ થવાય છે. વળી ખેડને ભોગવનારો, બહુ ધનવાળો તથા ધાન્યવાળો થાય છે. હે કૌંતેય ! જે એક વખત ભોજન કરી પોષ માસ પૂરો કરે છે તે સારાં ભાગ્યવાળો, દર્શન કરવા યોગ્ય અને યશોભાગી થાય છે. જે એક ભુક્તે નિયમથી માઘ માસ કાઢે છે તે જ્ઞાતિના મધ્યમાં લક્ષ્મીવાનના કુળમાં મોટાપણું પામે છે. એક ભુક્તે ફાગણ માસ કાઢે છે તે સ્ત્રીઓમાં પ્રિયપણાને પામે છે અને સ્ત્રીઓ એને વશ થાય છે. જે નિયમથી એક ભોજને ચૈત્ર માસ ગુજારે છે તે સુવર્ણ, મણિ, ને મોતીથી યુક્ત, મોટા કુળમાં જન્મે છે. જે જીતેંદ્રિય થઇ નર અથવા નારી એક વખત ભોજન કરી વૈશાખ માસ કાઢે તે જ્ઞાતિઓના શ્રેષ્ઠપણાને પામે છે. જે પુરૂષ અથવા સ્ત્રી જ્યેષ્ઠ માસને એક ભુક્તથી ગુજારે તે અતુલ અને શ્રેષ્ઠ ઐશ્વર્યને* પામે છે. આલસ્ય રહિત થઇ એક ભુક્તવડે આષાઢ માસ રહેવાથી મનુષ્ય બહુ ધાન્યવાળો, બહુ ધનવાળો અને બહુ પુત્રવાળો થાય છે. જે એક ભોજને નિયમથી શ્રાવણ માસ કાઢે છે તે જ્યાં ત્યાં અભિષેકવડે પૂજાય છે અને જ્ઞાતિને વધારનાર થાય છે. જે નર ભાદ્રપદ માસમાં એક વખત જમનાર થાય છે તે ગાયોથી યુક્ત, વૃદ્ધિને પામેલો, અચળ સામર્થ્યને પામે છે, તેમજ જે આશ્વિન માસને એક વખતના ભોજનવડે કાઢે છે તે શુદ્ધિ-

*મોટાઇ.

વાળો વાહનવાળો અને બહુ પુત્રવાળો થાય છે, જે નર કાર્તિક માસમાં એક વખત ભોજન કરે છે તે શૂર, બહુ ભાર્યાવાળો અને કીર્તિમાન્ થાય છે.

આ રીતે હે નરશ્રેષ્ઠ ! વ્રતોવડે દિવસોને કાઢનારાઓના માસ કહ્યા, હે પાર્થિવ ! હવે તિથિઓના જે નિયમો છે તે પણ સાંભળો. જે પક્ષે પક્ષ (પખવાડિયું પખવાડિયું) જાય ત્યારે (મતલબ કે માસોના બીજા પક્ષમાં) જમણ જમે તે ગાયોયુક્ત, બહુ પુત્રવાળો અને બહુ ભાર્યાઓવાળો થાય છે. બાર વર્ષ સુધી માસે માસે ત્રિરાત્રવ્રત કરવાથી માણસ શત્રુ-ઓ રહિત, નિર્મળ એવા ગણોના અધિપતિપણાને પામે છે. હે ભરતશ્રેષ્ઠ ! પ્રવૃત્તિને અનુ-સરનારે આ સર્વ નિયમો બાર વર્ષ સુધી ધારણ કરવા. હે નૃપતે ! જે પ્રાતઃકાલ તથા સાયંકાલે ભોજન કરનાર મધ્યમાં પાન કરતો નથી, અહિંસામાં પ્રીતિવાળો અને નિત્ય અગ્નિ પ્રત્યે હોમ કરનાર હોય તે છ વર્ષમાં સિદ્ધ થાય છે એમાં સંશય નથી. વળી તે અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને પામે છે. પુણ્યવાન્ રજોગુણ રહિત તે અપ્સરાઓના નાચ, ગીતના શબ્દોવાળા, હજાર સ્ત્રીઓથી યુક્ત, ઉત્તમ નિવાસ સ્થાનમાં નિરંતર ક્રીડા કરે છે. તેમ તપેલા સુવર્ણના વર્ણ સરખી કાંતિવાળા વિમાનમાં બેસે છે. પૂરાં હજાર વર્ષોસુધી બ્રહ્મલોકમાં રહે છે તથા તેના ક્ષય પછી આ લોકમાં આવી મહાત્માપણાને પામે છે. જે માણસ બરોબર એક વર્ષ સુધી એક આહારે રહે છે તે અતિરાત્ર યજ્ઞના ફળને પામે છે. દશ હજાર વર્ષોસુધી સ્વર્ગમાં રહે છે અને તેના ક્ષય પછી અહિં આવીને મહાત્માપણાને પામે છે. જે નિત્ય અહિંસામાં પ્રીતિવાળો સત્ય બોલનાર અને જીતેંદ્રિય, પૂરાં બાર વર્ષસુધી ચાર વખત એક ભુક્ત કરે છે તે વાજપેય યજ્ઞના ફળને પામે છે તથા દશ હજાર વર્ષો સુધી સ્વર્ગ લોકમાં સત્કાર પામે છે. હે કૌંતેય ! છ કાળે (છ વખત) ભોજન કરનાર નર વર્ષ પૂરૂં કરે છે તો, અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે અને ચક્રવાકથી યુક્ત વિમાનવડે ગતિ કરે છે તથા સ્વર્ગમાં ચાળીશ હજાર વર્ષો લગી રહે છે. હે નૃપ ! આઠ ભુક્તવડે વર્ષ કાઢનાર દીર્ઘકાળ સુધી સ્વર્ગમાં સુખ ભોગવે છે. હે રાજન્ ! એક એક પક્ષ જાય ત્યારે જે ભોજન કરે તેને છ માસનું અનશન (અભોજન) થાય એમ અંગિરાએ કહેલું છે અને તે સાઠ હજાર વર્ષો સુધી સ્વર્ગ પ્રત્યે વસે. હે વિશાંપતે ! વળી સુતેલો તે વલકી તથા વેણુના સુંદર ઘોષ અને મધુર શબ્દોવડે જગાડવામાં આવે છે. હે તાત ! હે નૃપ ! એક વર્ષ પર્યંત જે નર મહિને જળપાન કરે છે તે વિશ્વજીત યજ્ઞના ફળને પામે છે, સિંહ તથા વાઘ યુક્ત વિમાનમાં બેસી સ્વર્ગમાં જાય છે અને સિત્તેર હજાર વર્ષો સુધી હર્ષ પામે છે. હે પાર્થ ! હે નરશ્રેષ્ઠ ! માસ ઉપર ઉપવાસ કરાતો નથી, આ રીતે ધર્મને જાણનારા જનો અનશનનો વિધિ કહે છે. પીડા રહિત અને રોગ રહિત જે અનશન વ્રત કરે છે તે પગલે પગલે યજ્ઞના ફળને પામે છે. એમાં સંશય નથી. હે પ્રભો ! હંસવાળાં વિમાનમાં બેસી તે સ્વર્ગમાં જાય છે અને સ્વર્ગમાં એક લાખ વર્ષ સુધી વસે છે. જે પીડિત અથવા રોગી અનશને રહે છે તેને સો અપ્સરાઓની કન્યા ક્રીડા કરાવે છે. હે પ્રભો ! સ્વર્ગમાં એક લાખ વર્ષ સુધી તે સુખ માણે છે. સુતેલો મેખળા અને ઝાંઝરના શબ્દોવડે જાગે છે. હે ભરતશ્રેષ્ઠ ! હજાર હંસ યુક્ત વિમાનમાં બેસી તે જાય છે અને જઇને સો સ્ત્રીઓથી ભરેલા ભાગમાં રમે છે. ક્ષીણ થએલાનું વધવું, રોગીને ઔષ-ધોનો સમૂહ મળવો, કોપેલાને પ્રસન્ન કરાવવું ને દુઃખિના દુઃખનો અર્થ (ધન), માનવડે પ્રતિષેધ નિવારણ, આ સર્વ દેખાય છે પણ એ, સ્વર્ગની કામનાવાળા અને સુખની બુદ્ધિ-

વાળાને ગમતાં નથી તેથી તે પુરૂષ કામનાઓથી મળેલાં, સુવર્ણ સરખાં સો સ્ત્રીએ વ્યાપેલાં વિમાનમાં શણગારેલ અને પવિત્ર એવો ક્રીડા કરે છે. વળી સ્વસ્થ, સફળ સંક વાળો, સુખી, પાપ રહિત માનવ, ન ખાતો એવો દેહને તજી ઉત્તમ ફળ પામે છે. તે નર સૂર્ય જેવા, સુવર્ણસમ તેજવાળા, વૈદૂર્ય અને મોતીથી જડેલાં, વીણા તથા મુરજના શ વાળાં, પતાકા અને દિવીઓથી વ્યાપ્ત, દિવ્ય ઘંટાઓના નાદવાળાં અને હજાર સ્ત્રીઓ નોકરી કરે છે એવાં વિમાનમાં બેસી સુખ માણે છે. હે પાંડવ ! તેના શરીરમાં જેટલાં ટાંનાં છિદ્રો હોય છે તેટલાં હજાર વર્ષો લગી સ્વર્ગમાં રહે છે; વેદથી બીજું ઉત્તમ શાસ્ત્ર ન માતાની સમાન બીજો ગુરૂ નથી, ધર્મથી ઉત્તમ બીજો લાભ નથી, અનશન ( અભુક્ત ) બીજું ચઢીઆતું તપ નથી, અહિં અને સ્વર્ગમાં બ્રાહ્મણોથી અધિક બીજું પવિત્ર કર નથી અને ઉપવાસોની તુલ્ય બીજું તપનું કર્મ નથી. દેવતાઓ વિધિ પ્રમાણે ઉપવાસ સ્વર્ગને પામેલા છે અને ઋષિયો ઉપવાસોવડે પરમ સિદ્ધિ પામેલા છે. બુદ્ધિમાન્ વિશ્વા એકભુક્તથી દેવતાઓનાં હજાર વર્ષ ગાળ્યાં હતાં, તેથી બ્રાહ્મણપણાને પામ્યા હતા. ચ્યવન, જમદગ્નિ, વસિષ્ઠ, ગૌતમ અને ભૃગુ વગેરે સર્વ, ક્ષમાવાન્ મહર્ષિઓ સ્વર્ગને પ છે. આ પૂર્વે અંગિરાએ મોટા ઋષિઓને દર્શાવેલું હતું અને તેને જે નિત્ય દર્શાવે ( બતાવે છે ) તે દુઃખ પામતો નથી. હે કૌંતેય ! જે નિત્ય મહર્ષિ અંગિરાએ વિધિ પ્ર પ્રવર્ત્તાવેલા આ વિધિનો પાઠ કરે છે અને સાંભળે છે તે નરને પાપ રહેતું નથી. તે ઉ નર સર્વ સંકરો (સેળભેળપણા)થી મૂકાય છે. એનું મન દોષોવડે પરાભવ પામતું નથ બીજી યોનિમાં જન્મેલાં ( પક્ષી વગેરે )નો શબ્દ જાણી શકે છે અને નિશ્ચળ કીર્તિ પામે

विमुच्यते चापि स सर्वसङ्करैर्न चास्य दोषैरभिभूयते मनः ।
वियोनिजानां च विजानते रुतं ध्रुवां च कीर्त्तिं लभते नरोत्तमः ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे उपवासविधौषडधिकः तमोऽध्यायः ॥ १०६ ॥**

## અધ્યાય ૧૦૭ મો. વ્રતનાં પુણ્યફળ.

**युधिष्ठिर उवाच—पितामहेन विधिवद्यज्ञाः प्रोक्ता महात्मना ।
गुणाश्चैषां यथातथ्य प्रेत्यचेह च सर्वशः ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ ! મહાત્મા પિતામહ એવા આપે વિધિ પ્રમાણે અને તેઓના અહિં તથા પરલોક સંબંધી સર્વ ધર્મો યથાર્થપણાથી કહ્યા પણ દરિદ્ર સાધનોવાળા જૂદા જૂદા સંભારો ( સામાનો ) ના વિસ્તારવાળા યજ્ઞો થાય નહિ. હે મહ ! પૃથ્વીના અધિપતિઓએ અથવા રાજપુત્રોએ થાય એવા પણ ઓછા ધનવાળા, રહિત, સહાય વગરના અને એકલા પુરૂષોએ થાય તેવા ધર્મ નથી, માટે હે પિતામહ ! (ધન) વડે ઓછા, ગુણ રહિત, એકલા અને સહાય વગરના દરિદ્રોએ પણ જે વિધિ થાય તથા યજ્ઞનાં ફળોની તુલ્ય હોય તે ધર્મ મને કહો. ભીષ્મ બોલ્યા—હે યુધિષ્ઠિર ! રાએ ઉપવાસના ફળરૂપ કહેલું તે યજ્ઞોનાં ફળોની તુલ્ય વિધિ જાણો. જે પ્રાતઃકાળ

સાયંકાળે ભોજન કરનારો મધ્યમાં પાન કરતો નથી અને નિત્ય હિંસા ન કરવામાં પ્રીતિવાળો અગ્નિ હોમે છે તે છ વર્ષોમાંજ સિદ્ધ થાય છે એમાં સંશય નથી. વળી તે નર તપેલા સુવર્ણ સરખાવર્ણવાળા વિમાનને પામે છે તથા અગ્નિ સરખા દેવ સ્ત્રીઓના નિવાસરૂપ, નાચ અને ગીતોના શબ્દોવાળા પ્રજાપતિના લોકમાં સો કોટી (અબજ) વર્ષ સુધી વસે છે. જે નિત્ય ધર્મપત્નીમાં પ્રીતિવાળો ત્રણ વર્ષ સુધી નિરંતર એક વખત ભોજન જમે છે તે અગ્નિષ્ટોમના ફળ પામે છે, અથવા બહુ સુવર્ણવાળા, ઇન્દ્ર પ્રિય યજ્ઞને કરે છે તે પુરૂષ પણ ઉત્તમ ફળ પામે છે જે સત્યવાન્, દાનશીલ, બ્રહ્મણ્ય, અસૂયારહિત. ક્ષમાવાન, દાન્ત, અને ક્રોધને જીતનાર છે તે પરમ (ઉત્તમ) ગતિ પામે છે. વળી તે બે પદ્મવર્ષ સંપૂર્ણ થાય ત્યાં સુધી અપ્સરાઓની સાથે હંસના ચિન્હવાળાં ધોળા વાદળ સરખા વિમાનમાં વસે છે. જે માનવ બીજે દિવસે એક વખત ભોજન જમે છે અને સદા બાર માસ સુધી અગ્નિને હોમનાર નિત્ય અગ્નિના કાર્યમાં તત્પર તથા નિત્ય પ્રાતઃકાલે જાગૃત થાય તે અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને પામે છે. તેમ તે નર હંસ તથા સારસથી યુક્ત વિમાનને પામે છે અને ઉત્તમ સ્ત્રીઓથી વિંટાએલો ઇન્દ્રના લોકમાં જઇ વસે છે. જે ત્રીજે દિવસે એક વખત ભોજન જમે છે તથા સદા બાર માસ સુધી અગ્નિને હોમનાર, નિત્ય અગ્નિનાં કાર્યમાં તત્પર અને નિત્ય પ્રાતઃકાળે જાગનાર થાય છે તે ઉત્તમ, અતિરાત્ર યજ્ઞના ફળને પામે છે. સમર્થ નર મયૂર અને હંસવાળાં વિમાનને પામે છે અને સદા સપ્તર્ષિઓના લોકમાં અપ્સરાઓની સાથે વસે છે તથા એની ત્યાંથી નિવૃત્તિ ત્રણ પદ્મ વર્ષ પછી થાય છે. જે ચોથે દિવસે એક વખત ભોજન કરે છે અને સદા બાર માસ સુધી હોમે છે તે ઉત્તમ વાજપેય યજ્ઞના ફળને પામે છે. વળી તે નર ઇન્દ્રની કન્યાઓયુક્ત વિમાનને પામે છે, સાગરના પર્યંત (સમુદ્રના છેડા સુધીના) ભાગમાં ઇન્દ્ર લોક પ્રત્યે વસે છે અને સદા કાળ દેવોના રાજા ઇન્દ્રની ક્રીડા જુવે છે. જે પાંચમે દિવસે એકભુક્ત કરે છે અને સદા બાર માસ સુધી અગ્નિમાં હોમ કરે છે લોભરહિત, સત્યવાદી, બ્રહ્મ વિષે આસ્તિક, હિંસારહિત, અસૂયારહિત, અને પાપમાં ન રહેનાર થાય છે, તે દ્વાદશાહ યજ્ઞનાં ફળને પામે છે, તથા સુવર્ણમય, દિવ્ય, હંસનાં ચિન્હવાળાં સૂર્યની પંક્તિ જેવી કાંતિવાળા શ્વેત ગૃહરૂપ વિમાનમાં બેસે છે, અને તેમાં એ એકાવન પદ્મ વર્ષો સુધી સુખ થાય તે રીતે વસે છે. જે મુનિ છઠે દિવસે ભોજન જમે છે અને સદા બાર માસ સુધી હોમ કરી ત્રણ કાળ સ્નાન કરનાર, બ્રહ્મચારી ને અસૂયારહિત થઇ રહે છે, તે ગવાંમેધ (ગોમેધ) યજ્ઞના ઉત્તમ ફળને પામે છે તથા અગ્નિની જ્વાળા સમાન કાંતિવાળાં, હંસ, ને મયૂરોએ સેવેલા, સુવર્ણયુક્ત, ઉત્તમ વિમાનને પામે છે. તેમજ તે પ્રત્યે સુતેલો તે અપ્સરાઓનાં ઝાંઝરોના નાદવડે અને મેખલાઓના શબ્દોથી જાગે છે. વળી સો રીંછનાં રૂવાંનાં પ્રમાણની બરોબર બાવીશ અબજ બે મહાપદ્મ, અને પચાસ ગણા દશ હજાર (પાંચ લાખ) વર્ષો સુધી બ્રહ્મલોકમાં રહે છે. સાતમે દિવસે જે એક વખત ભોજન જમે છે તથ સદા બાર માસ સુધી બલિ હોમનાર, વાણીને ગોપન કરનાર, બ્રહ્મચર્યને આચરનાર, અને માળા, ચંદન વગેરે તથા મદ્ય માંસને તજનાર હોય તે પુરૂષ, મરૂત્લોક પ્રત્યે અને ઇન્દ્ર લોક પ્રત્યે જાય છે તથા તે તે ઠેકાણે સિદ્ધ અર્થવાળો દેવકન્યાઓએ પૂજવા યોગ્ય થાય છે.

વળી તે યજ્ઞના ફળને પામે છે અને બહુ વર્ષો સુધી દેવ લોકોમાં વસે છે. જે એક વર્ષ સુધી ક્ષમાવાન્ રહી આઠમે દિવસે ભોજન કરે છે અને દેવકાર્યમાં તત્પર થઇ નિત્ય

પ્રોક્ષણ કર્યું હતું તેથી અને આત્માને તજ્યા વિના મૃગયા થતી નથી, તથા બરોબરપણાને પામી પ્રાણને હણે છે; અથવા તે હણે છે તેથી મૃગયા મનાય છે. હે ભારત ! આ કારણથી રાજ ઋષિયો મૃગયા પ્રત્યે જાય છે. પરંતુ પાપથી લેપાતા નથી અને તેઓ એને પાપ માનતા નથી. હે કૌરવનંદન ! સર્વ પ્રાણિયોમાં જે દયા છે એના જેવું બીજું કંઇ–અરે પરલોકમાં કશું મોટું નથી. દયાવાન મનુષ્યોને આ લોકો તથા બીજા તપસ્વિયોના લોકો પણ મળે છે. ધર્મને જાણનારાઓ અહિંસા લક્ષણવાળો ધર્મ છે એમ માને છે, માટે આત્મજ્ઞાનવાળા નરને જે અહિંસા છે તે હવિ કહેવાય છે. જે દયામાં તત્પર થયેલો સર્વ પ્રાણિયોને અભય આપે છે તેને પ્રાણિયો પણ અભય આપે છે, એમ અમે સાંભળીએ છીએ. વળી સર્વ પ્રાણિયો સમ તથા વિષમ બાબતોમાં ઘાયલ થયેલ ઠોકર પામેલ, પડેલ, ખેંચેલ, અને હણેલા એવા મનુષ્યને બચાવે છે. જે ભયમાંથી બીજાઓને છોડાવે છે તે ભયથી મુક્ત થાય છે અને વ્યાલમૃગો એને હણતા નથી, પિશાચો હણતા નથી તથા રાક્ષસો પણ હણતા નથી. પ્રાણના દાનથી ઉત્તમ દાન બીજું નથી અને થનાર નથી. અહિં આત્માથી કશું અતિ પ્રિય નથી એવો નિશ્ચય છે. હે ભારત ! સર્વ પ્રાણિઓને મરણ અપ્રિય છે. જરૂર મૃત્યુના વખતમાં પ્રાણિયોને ઝટ કંપ ઉત્પન્ન થાય છે, નિરંતર સંસારરૂપી સમુદ્રમાં જંતુઓ ગર્ભ, જન્મ અને જરાનાં દુઃખોવડે ફર્યા કરે છે તથા મરણથી ઉદ્વેગ પામે છે. ગર્ભવાસોમાં અતિ દારૂણ મૂત્ર, પરશેવો, અને વિષ્ટાના કડણ, ખારા, ખાટા અને તીખા રસોવડે બળે છે. જન્મેલા, પરવશ, તેમાં વારંવાર છેદ પામતા, યાચના કરતા, પરાધીન અને માંસને ઇચ્છનારા દેખાય છે તેમજ કુંભીપાક નરકમાં તે તે યોનિને પામેલા પીડાય છે. વળી દબાવીને મરણ પમાડાતા વારંવાર જન્મોમાં ભમ્યા કરે છે. પૃથ્વી પ્રત્યે આત્માથી અતિ પ્રિય બીજું કંઇ નથી માટે સર્વ પ્રાણિયોમાં દયાવાન્ અને આત્મ જ્ઞાનવાળું થવું. હે રાજન્ ! જે જ્યાં સુધી જીવિત રહે ત્યાં સુધી સર્વ માંસોને ખાતો નથી તે સ્વર્ગમાં મોટા સ્થાનને પામે છે, એમાં સંશય નથી. જેઓ જીવિતને ઇચ્છનારા પ્રાણિયોનાં માંસો ખાયછે તે પ્રાણિયો પણ તેઓને ભક્ષણ કરે છે, એમાં મને સંશય નથી. હે ભારત ! જીવ કહે છે કે જેથી મને બીજો ખાય છે તેથી હું પણ તેને ખાઇશ. તમે માંસનું માંસપણું સમજો.* હે રાજન્ ! હણનારો નિત્ય વધ પામે છે તેમ ભક્ષણ કરનારો હણાય છે અને બોલનારો ક્રોધ પામે છે તથા દ્વેષ કરવા યોગ્ય થાય છે. જે જે શરીરે જે જે કર્મ કરે છે તે, તે તે શરીરે તે તે ફળને પામે છે માટે અહિંસા પરમ ધર્મ છે, અહિંસા પરમ દમ છે, અહિંસા ઉત્તમ દાન છે, અહિંસા ઉત્તમ તપ છે, અહિંસા ઉત્તમ યજ્ઞ છે, અહિંસા ઉત્તમ ફળ છે, અહિંસા ઉત્તમ મિત્ર છે અને અહિંસા ઉત્તમ સુખ છે. સર્વ યજ્ઞોમાં કરેલું દાન અથવા સર્વ તીર્થોમાં કરેલું સ્નાન અથવા સર્વ દાનોનું ફળ એ પણ અહિંસાની તુલ્ય નથી. અહિંસા કરનારને ક્ષય રહિત તપ પ્રાપ્ત થાય છે, અહિંસા કરનાર સદા યજન કરે છે અને હજારો વર્ષોએ પણ તેના ગુણો કહી શકાય એમ નથી.

एतत्फलमहिंसाया भूयश्च कुरुपुङ्गव।
नहि शक्यागुणावक्तुमपिवर्षशतैरपि ॥ ४२ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अहिंसाफलकथने षोडशाधिकशततमोऽध्यायः ॥ ११६ ॥



## અધ્યાય ૧૧૭ મો. કીટોપાખ્યાન.

युधिष्ठिर उवाच—अकामाश्च सकामाश्च ये हताः स्म महाहवे ।
कां गतिं प्रतिपन्नास्ते तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ ! કામનારહિત, અને કામનાસહિત જેઓ મહા યુદ્ધમાં મરેલા છે તેઓ કયી ગતિને પામેલા છે તે મને કહો. હે મહા પ્રાજ્ઞ ! મહા યુદ્ધમાં પુરૂષોને પ્રાણનો ત્યાગ દુ:ખરૂપ છે અને તમે સમૃદ્ધિમાં, શુભમાં અથવા અશુભમાં પ્રાણના ત્યાગને દુ:ખે ધરી શકાય તેવો જાણો છો માટે તેનું કારણ મને કહો, કેમકે મેં તમને સર્વ જાણનાર માનેલા છે. ભીષ્મ બોલ્યા—હે પૃથ્વીપતે ! આ સંસારમાં ભેગાં થએલાં પ્રાણિયો સમૃદ્ધ અથવા અસમૃદ્ધ હોય, સારૂં હોય અથવા નઠારૂં હોય તોપણ જે ભાવે કરી પ્રીતિવાળા છે તેનું કારણ સાંભળો. હે યુધિષ્ઠિર ! અહિં પ્રથમ થયેલાં આખ્યાનરૂપ દ્વૈપાયન (વ્યાસ) અને કીડાનો સંવાદ કહું છું. પૂર્વ બ્રહ્મરૂપ થયેલા, બ્રાહ્મણ કૃષ્ણ દ્વૈપાયન (વ્યાસ) ફરતા હતા ત્યારે સર્વ પ્રાણિયોની ગતિને જાણનારા, શરીરવાળાઓની ભાષાને જાણનારા, સર્વજ્ઞ મુનિએ શીઘ્ર ગાડાના રસ્તામાં દોડતા કીડાને જોયો અને જોઇને કીડાને આમ કહ્યું. વ્યાસ પૂછવા લાગ્યા—હે કીટ ! તું ખૂબ ત્રાસ પામેલા રૂપવાળો છે અને ત્વરાવાન્ જણાય છે માટે ક્યાં દોડે છે તથા ક્યાંથી તને ભય આવેલો છે તે કહે. કીડો બોલ્યો—હે મહાબુદ્ધે ! આ મોટા ગાડાનો ઘોંઘાટ સાંભળી મને ભય થયો કેમકે આ દારૂણ શબ્દ સંભળાય છે માટે મને ન હણે એટલા સારૂ દૂર જાઉં છું. હે પ્રભો ! રાશ મારી ચલાવાતા, અતિ મોટા ભારને ધારણ કરનારા, શ્વાસ લેતા બળદોનો સમીપમાં શબ્દ સંભળાય છે તેમ વહન કરાવનારા નરોનો જૂદા જૂદા પ્રકારનો શબ્દ સંભળાય છે, એ શબ્દ અમારા સરખા કીડાની જાતિવાળાએ સાંભળી શકાય એમ નથી માટે હું આ અતિ ભયંકર ભયથી દૂર નાસી જાઉં છું. વળી પ્રાણીયોને મૃત્યુ દુ:ખરૂપ છે અને જીવવું અતિ દુર્લભ છે એ કારણથી ભય પામેલો હું સુખથી અસુખ ન પામું એટલા સારૂ ભાગું છું. ભીષ્મ બોલ્યા-આ પ્રમાણે કહેવાથી વ્યાસ તેને કહેવા લાગ્યા કે હે કીટ ! તને સુખ ક્યાંથી ? તું તિર્યગ્યોનિમાં તો છે માટે હું તારૂં મરણ સુખરૂપ માનું છું. હે કીડા ! તું શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને બહુ પ્રકારના ઘણા ભોગોને, સુખો અથવા ખાવાના પદાર્થોને જાણતો નથી તેથી તારૂં મરણજ શ્રેયરૂપ છે. કીડો બોલ્યો—હે મહાપ્રાજ્ઞ ! જીવ સર્વ ઠેકાણે પ્રીતિવાળો છે, એથી હું મારૂં સુખ વિચારૂં છું અને તેથી જીવવા ચાહું છું, દેવને અનુસરી પ્રવર્ત્તેલ સર્વ વિષય છે. મનુષ્યના અને સ્થાવરોના વિશેષપણાથી જૂદા ભોગો ભોગવવાના છે. હે પ્રભો ! હું આગળ બહુ ધનવાન્, બ્રહ્મની આસ્થા રહિત ક્રૂર કદર્ય, વૃદ્ધિવડે જીવનાર તીક્ષ્ણવાણીવાળો, શઠબુદ્ધિવાળો, સર્વ

૧ માંસ શબ્દજ મને ભક્ષ કરે તેને હું ખાઉં એવા અર્થને સૂચવનાર છે.

જગતનો દ્વેષી અને બ્રાહ્મણે અથવા ભાગ્યે મિથ્યા કરેલો પણ પારકાના ધનને હરવામાં પ્રીતિવાળો શૂદ્ર મનુષ્ય હતો, ત્યારે મત્સરપણાથી ક્રૂર, સ્વાદની ઇચ્છાવાળો, અને પોતાને ચાહાતો એવો હું તેણે ઘરમાં પણ નોકર તથા અતિથિજનને તજી ભોજન કર્યું. વળી ધનની ઇચ્છાથી મેં દેવોને અર્થે તથા પત્નીને અર્થે શ્રાદ્ધથી આણેલું અન્ન અને પ્રથમ જે જરૂર દેવું જોઇએ તે આપ્યું નહિ, તેમ છાના સ્થાનનો આશ્રય કરી મેં ભયમાં શરણ આવેલા, અને અભયને ઇચ્છનારા જે હતા તેઓને પાળ્યા નહિ, પણ અકસ્માત્ તજ્યા હતા. વળી હું મનુષ્યોના ધન, ધાન્ય પ્રિય સ્ત્રીઓ, વાહન અદ્ભુત વસ્ત્ર અને લક્ષ્મીને જોઇ નિરર્થક ગુણોમાં દોષો કરાવતો હતો, તેમ બીજાનું સુખ જોઇ અદેખાઇ કરનાર, બીજાના સામર્થ્યને ન ઇચ્છનાર, પોતાની કામનાઓને અનુસરનાર અને પારકાઓના ધર્મ, અર્થ તથા કામને હણનાર હતો. આ રીતે મેં અતિ ઘણા ક્રૂર ગુણોવાળું કર્મ કરેલું છે તેને સંભારી હું જેમ પ્રિય પુત્રને તજી દુઃખ પામું તેમ પશ્ચાત્તાપ પામું છું. જો કે કરેલાં શુભ કર્મોના ફળને જાણતો નથી, પણ હે બ્રહ્મન્! મેં વૃદ્ધમાતાને પૂજેલી છે, બ્રાહ્મણને અર્ચેલા છે અને એકવાર સંગતિથી ઘેર આવેલા જાતિના ગુણોથી યુક્ત, અતિથિને પૂજેલા છે તેથી મને સ્મૃતિએ નથી તજ્યો. * હે તપોધન! ફરી પણ હું કર્મવડે સુખ આવનાર જાણું છું, તે સુખ હું તમારાથી સાંભળવા ઇચ્છું છું.

**कर्मणा पुनरेवाहं सुखमागामि लक्षये ।**
**तच्छ्रोतुमहमिच्छामि त्वत्तः श्रेयस्तपोधन ॥ २९ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे कीटोपाख्याने सप्तदशाधिकशततमोऽध्यायः ॥ ११७ ॥**

## અધ્યાય ૧૧૮ મો. કીટોપાખ્યાન (ચાલુ).

**व्यास उवाच—शुभेन कर्मणा यद्वै तिर्यग्योनौ न मुह्यसे ।**
**ममैव कीटतत्कर्म येन त्वं न प्रमुह्यसे ॥ १ ॥**

વ્યાસ બોલ્યા—હે કીટ! જે શુભ કર્મવડે તું અજ્ઞ જીવની યોનિમાં મોહ નથી પામતો અને તે વિના પણ જેણે કરી અતિ મોહ નથી પામતો ને મારૂંજ કર્મ છે. હું તને દર્શનથીજ તપના બળવડે તારીશ; કારણ કે તાપના બળથી અધિક બળવાળું બીજું કંઇ નથી. હે કીટ! હું તમને પોતાનાં કરેલાં પાપોવડે કીડાપણાને પામેલો માનું છું. જો હજી ધર્મને માનીશ તો ફરી ધર્મને પામીશ. તિર્યગ્યોનિને પામેલા જે દેવો છે તે પણ કર્મ ભૂમિમાં કરેલાં કર્મ ભોગવે છે. અજાણ મનુષ્યોમાં ધર્મ પણ કામ માટે છે તથા ગુણો પણ કામના અર્થે છે. * જે વાણી, બુદ્ધિ, હાથ અને પગરહિત, જીવતો વિદ્વાન્ છે અથવા જે મૂર્ખ છે તે શું તજશે? ‡ માટે હે કીટ! જ્યાં જીવતો ઉત્તમ બ્રાહ્મણ—ચંદ્ર તથા સૂર્યની પૂજા કરે છે અને પુણ્યકારી કથા કરે છે ત્યાં તું જઇશ. વળી જ્યાં જીવતો

* પૂર્વ જન્મની યાદી છે.

ઉત્તમ બ્રાહ્મણ-ચંદ્ર તથા સૂર્યની પૂજા કરે છે અને પુણ્યકારી કથા કહે છે ત્યાં તું જઈશ. વળી જ્યાં તું પ્રાપ્ત થઈશ ત્યાં ગુણરૂપ થયેલાં પ્રાણિયોને ભોગવીશ અને હું તને ત્યાં બ્રહ્મજ્ઞાન આપીશ. આ સાંભળી કીડો 'ઠીક' એમ પ્રતિજ્ઞા કરી માર્ગમાં ઉભો રહ્યો, ત્યારે એની મેળે અતિ મોટું ચાલતું ગાડું આવ્યું અને ચક્રના ફરવાથી ભેદાઈ ગએલા કીડાએ પ્રાણ તજ્યા. તે ઘણા તેજવાળા વ્યાસની પ્રસન્નતાથી ક્ષત્રિયના કુળમાં ઉત્પન્ન થયો, ત્યારે શેઢાઈ, ઘો, વરાહ, મૃગ, પક્ષિ, ચાંડાલ, શૂદ્ર, વૈશ્ય અને ક્ષત્રિયોની જાતિમાં તથા સર્વ બીજી જાતિયોમાં મનવડે તે ઋષિને જોવા ગયો. ત્યાં સત્યવાદી ઋષિએ તે કીડાને સામી યાદી કરીને બોલાવ્યો. એ પછી કીડાએ મસ્તક વિષે બે હાથ જોડી તેના ચરણ ગ્રહણ કર્યા. કીડો બોલ્યો—જે હું કીડાપણાને પામી રાજપુત્રપણાને પામ્યો છું એ, દશ ગુણોવડે ઇચ્છેલું જેની તુલના ન થાય એવું સ્થાન છે. અતિ બળવાન, સુવર્ણની માળાઓવાળા હાથી અને રથોમાં જોડેલા કાંબોજ દેશના ઉત્તમ ઘોડાઓ મને ધારણ કરે છે. બાંધવો સહિત અને આમાત્યો સાથે હું માંસ યુક્ત ઓદન ખાઉં છું. હે મહાભાગ! અતિ માન પામેલો હું ઘરોમાં, પોતાના નિવાસોમાં સુખકારી અને ઉત્તમ મૂલ્યવાળાં શયનોમાં સુવું છું. જે રીતે પ્રિય બોલનારા દેવો ઇન્દ્રને વખાણે તે રીતે સઘળી પાછલી રાત્રિ વિષે સૂત, માગધ અને બંદિ લોકો મારી સ્તુતિ કરે છે. જે હું કીડાપણાને પામી રાજપુત્રપણાને પામ્યો તે ઘણાં તેજવાળા તથા સત્ય પ્રતિજ્ઞાવાળા આપ છો તેની પ્રસન્નતાથીજ, માટે હે મહાપ્રાજ્ઞ! તમને સદા નમન હો, હું શું કરૂં? તેની મને આજ્ઞા કરો. મેં આ, તમારા તપના બળે બનાવેલું મેળવેલું છે. વ્યાસ બોલ્યા—હે રાજન્! આજ પોતાની મેળે તમે વાણીવડે મારૂં અર્ચન કર્યું છે, આજે તમને કીડાપણાને પામી નિંદિત, સ્મૃતિ થઈ પૂર્વે ધન જેને મુખ્ય છે એવા, ક્રૂર આતતાયી વધ યોગ્ય પાપી અને શૂદ્ર થએલા તમે જે ભેગું કરેલું છે તે પાપનો ઝટ નાશ નથી. વળી તમે જે મારાં અર્ચનથી સારૂં પુણ્ય કર્યું હતું તેથી તિર્યગ્યોનિમાં થએલા તમોને મારૂં દર્શન મળ્યું, હવે તમે આ, રાજપુત્રપણાથી રાજપુત્રનાં સુખને તથા પ્રાપ્ત થએલી દક્ષિણાવાળા યજ્ઞોને પામી ગાય અને બ્રાહ્મણ માટે રણના સ્થાનમાં પ્રાણ તથા આત્માને હોમી બ્રાહ્મણપણાને પામશો પછી બ્રહ્મરૂપ થએલા, નાશ રહિત અને સુખી એવા તમે સ્વર્ગમાં સુખ માણશો. જીવ, પશુ પક્ષિ વગેરેની જાતિથી શૂદ્રપણાને પામે છે. આચરણથી વખાણવાયોગ્ય શૂદ્ર વૈશ્યપણાને, વૈશ્ય ક્ષત્રિયપણાને પામે છે અને ક્ષત્રિય બ્રાહ્મણપણાને પામે છે તથા સારી વર્ત્તણુકવાળો બ્રાહ્મણ પુણ્યરૂપ સ્વર્ગને પામે છે.

**तिर्यग्योन्याः शूद्रतामभ्युपैति शूद्रो वैश्यं क्षत्रियत्वं च वैश्यः ।**
**वृत्तश्लाघी क्षत्रियो ब्राह्मणत्वं स्वर्गं पुण्यं ब्राह्मणः साधुवृत्तः ॥ २४ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे कीटोपाख्यानेष्टादशाधिकशततमोऽध्यायः ॥ ११८ ॥**

---

* અર્થાત્ નિષ્કામ નથી. † સાર એ કે કશું નહિ, સર્વ પુરૂષાર્થીએ તેને તજેલો છે.

## અધ્યાય ૧૧૯મો. કીટકોપાખ્યાન.

भीष्म उवाच—क्षत्रधर्ममनुप्राप्तः स्मरन्नेव च वीर्यवान् ।
त्यक्त्वा सकीटतां राजंश्चचार विपुलं तपः ॥ १ ॥

ભીષ્મ બોલ્યા–હે રાજન્! કીડાપણાને તજી ક્ષત્રિયના ધર્મને પામેલો સ્મૃતિમાન્ તે મોટું તપ કરવા લાગ્યો. તે વખતે ધર્મ તથા અર્થને જાણનારા માણસનું મોટું તપ જોઇ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ તેની પાસે આવ્યા. વ્યાસ બોલ્યા–હે કીટ! પ્રાણિયોનું પાલન કરવું એ ક્ષત્રિયોનું દેવના જેવું આચરણ છે માટે ક્ષત્રિયના દેવ સરખાં આચરણને યાદ રાખવાથી તમે વિપ્રપણાને પામશો. શુભ તથા અશુભને જાણનારા આત્મજ્ઞાનવાળા તમે સર્વ પ્રજાને સારી રીતે પાળો; તેમ શુભ અને પવિત્ર કરનારાં કાર્યોવડે અશુભ કાર્યોને નાશ પમાડનારા, આત્માને જાણનાર, સારી પ્રીતિવાળા તમે પોતાના ધર્મમાં પ્રીતિમાન્ થાઓ. ક્ષત્રિયના દેહને તજી બ્રાહ્મણપણાને પામો. ભીષ્મ બોલ્યા–હે પાર્થિવ! કીટ પણ મહર્ષિનું વચન સાંભળી ધર્મથી પ્રજાને પાળી ફરી અરણ્ય આવી થોડા વખતમાં મરણ પામી પ્રજાને પાળવાના ધર્મે કરી બ્રાહ્મણપણાને પામ્યો, ત્યારે પણ તે બ્રાહ્મણને જોયા પછી ફરીને મોટા યશવાળા અને મોટી બુદ્ધિવાળા, કૃષ્ણ દ્વૈપાયન તેની પાસે આવ્યા. વ્યાસ બોલ્યા–હે શ્રીમન્ હે બ્રહ્મશ્રેષ્ઠ! કોઇ રીતે પણ વ્યથા પામ માં. હે ધર્મને જાણનાર! સારૂં કરનારો સારી જાતિઓમાં અને પાપ કરનારો જેમ પાપના ફળને પામે તેમ પાપવાળી જાતિમાં ઉત્પન્ન થાય છે માટે હે કીટ! મૃત્યુના ભયથી કોઇ પણ રીતે વ્યથા પામતો નથી. તમને ધર્મના લોપનું ભય થવું જોઇએ તેથી ઉત્તમ ધર્મ આચરો. કીટ બોલ્યો–હે ભગવન્! તમારી ક્રિયાથી હું સુખથી અતિ સુખ પામ્યો છું, અહિં ધર્મરૂપ જેનું મૂળ છે એવી લક્ષ્મીને પામી આજ મારૂં પાપ નાશ પામ્યું. ભીષ્મ બોલ્યા–હે રાજન્! ભગવન્ વ્યાસનાં વચનથી કીડો દુર્લભ એવા બ્રાહ્મણપણાને પામી પૃથ્વીને યજ્ઞના સો યૂપ સ્તંભનાં ચિન્હવાળી કરવા લાગ્યો, તેથી બ્રહ્મને અધિક જાણનારો તે બ્રહ્મની સમાન લોકપણાને પામ્યો. હે પાર્થ! તે વખતે કીટ વ્યાસનાં વચનથી પોતાનાં કર્મવડે પ્રાપ્ત થએલાં સનાતન, બ્રહ્મરૂપપદને પામ્યો. હે પુત્ર! જેથી સામર્થ્યવડે તેં મોટા ક્ષત્રિયોને હણ્યા છે તેથી તેઓ પણ પુણ્યકારી ગતિને પામ્યા છે માટે શોક કરતો નહિ.

तेपि यस्मात्प्रभावेन हताः क्षत्रियपुङ्गवाः ।
सम्प्राप्तास्ते गतिं पुण्यां तस्मान्मा शोच पुत्रक ॥ १५ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे कीटकोपाख्याने एकोनविंशत्यधिकशततमोऽध्यायः ॥ ११९ ॥

---

## અધ્યાય ૧૨૦ મો. મૈત્રેય અને વ્યાસ સંવાદ.

युधिष्ठिर उवाच—विद्यातपोभ्यां दानाच्च किमेतेषां विशिष्यते ।
पृच्छामि त्वां सतांश्रेष्ठ तन्मे ब्रूहि पितामह ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ! વિદ્યા, તપ અને દાન એમાં શું ઉત્તમ છે? હે સજ્જનોમાં શ્રેષ્ઠ! તમને હું તે પૂછું છું માટે મને કહો. ભીષ્મ બોલ્યા—આ વિષયમાં પણ મૈત્રેય અને કૃષ્ણ દ્વૈપાયનના સંવાદરૂપ એક જુનો ઇતિહાસ કહું છું. છે. હે રાજન્! ન જણાય તેવાં ચરિત્રને કરનારા વ્યાસ કાશીમાં ઇચ્છા પ્રમાણે વર્ત્તનારી મુનિમંડલીમાં ન જણાય તેમ આચરણ કરનારા મૈત્રેય ગયા, ત્યારે મૈત્રેયે સમીપ બેઠેલા તેમનું અર્ચન કરી ઉત્તમ ભોજન જમાડયા. ઉત્તમ ગુણવાળું, અને સર્વ ઇચ્છાને પુરનારૂં અન્ન જમી બેઠેલા, પ્રસન્ન થએલા, મોટા મનવાળા કૃષ્ણ વ્યાસ વિસ્મય પામ્યા. કૃષ્ણ વ્યાસને આશ્ચર્ય પામેલા જોઇ મૈત્રેય બોલ્યા—હે ધર્માત્મન્! તમે વિસ્મય પામ્યા તેનું કારણ કહો? શાથી તપસ્વિ અને ધૃતિવાળા, આપને હર્ષ થયો? હે વિદ્વન્! હું તમને વંદન કરી પ્રણામ કરી આ લોકમાં જીવ અને પરમાત્માથી જૂદું આચરણ કરનારા અને મહા ભાગ્યવાળા તમે છો તેને આત્માના તપનું ભાગ્ય પૂછું છું.[1] વળી હું બીજાઓ કરતાં વંશથી ઉત્તમ એવા મારા આત્માને તમારાથી થોડા અંતરવાળો માનું છું.[2] વ્યાસ બોલ્યા હે નૃપ! તેજ અર્થને કહેવાથી વિસ્મય થાય એમાં શું? વેદનું વચન ખોટું શા માટે? વેદ ખોટું કહે? ન કહે. પુરૂષનાં ઉત્તમ વ્રતરૂપ ત્રણ વચન અથવા સ્થાન છે. દ્રોહ ન કરવો, બીજું દાન કરવું ને ત્રીજું ઉત્તમ સત્ય બોલવું. આ રીતે વેદનું જે વચન છે તે આગળ ઋષિયોએ કહેલું છે અને હાલ પ્રથમ પાળેલું આપણે કરવા યોગ્ય છે, કારણ કે થોડું પણ તેવું દાન મોટાં ફળવાળું થાય છે. હે પ્રભો! તૃષાવાળા તમોએ અસૂયા રહિત હૃદયવડે તૃષાવાળો હું છું તેને દર્શન આપ્યું. આ દર્શન મને તૃષિત માણસને આપવાથી તમે મહા યજ્ઞોવડે જીતો તેમ મોટા લોકોને જીત્યા છે તેથી અને દાનવડે પવિત્ર એવાં તપેકરી પ્રસન્ન થાઓ. હું કર્મના વિધિથી થયેલું તમારા પુણ્યનુંજ બળ, પુણ્યનુંજ દર્શન અને પુણ્યનોજ ગંધ માનું છું. હે દ્વિજ! હે તાત! દાનજ સર્વ પવિત્રોથી ઉત્તમ, શુભ, અને તીર્થ સ્નાન, તથા વેદવ્રતની સમાપ્તિથી અધિક છે. જો સર્વ પવિત્રોથી દાનજ ઉત્તમ ન હોય તો તમે વેદમાં કહેલાં આ, ઉત્તમ વ્રતોને વખાણો છો તેઓમાં દાન અતિ શ્રેષ્ઠ ન થાય એમાં સંશય નથી દાન કરનારાઓએ જે માર્ગ કહેલો છે અને જે માર્ગે બુદ્ધિમાન્ માનવો ચાલે છે, તેઓજ પ્રાણ દાતા છે અને તેઓથીજ ધર્મ રહ્યો છે. જેમ વેદ સારી રીતે ભણ્યા હોય, જેમ ઇન્દ્રિયોને નિયમમાં રખાય અને જેમ સર્વનો ત્યાગ થાય તેમ ઉત્તમ દાન છે. હે મહા બુદ્ધિમાન તાત! તમે સારૂ સુખ પામશો. જે બુદ્ધિમાન નર છે તે સુખથી અધિક સુખને પામે છે, તે આ સંશય રહિત અમને પ્રત્યક્ષ જણાય છે. હે મહા પ્રાજ્ઞ! શ્રીમાન લોકો ધનોને, દાનને, યજ્ઞને તથા સુખને પામે છે અને સુખથીજ પરમ દુઃખને પામે છે. તેમ દુઃખથી બીજા સુખને પામે છે, કારણ કે સ્વભાવથીજ આ નિયમ છે. આ લોકમાં વિદ્વજ્જનો પુણ્ય, બીજું પાપ, ત્રીજું અને નહિ પુણ્ય તથા પાપ, આ રીતે ત્રણ પ્રકારનાં આચરણ કહે છે. જે પોતાના કર્મથી નિવૃત્ત થયેલો બ્રહ્મનિષ્ઠ છે તેને પાપરૂપ આચરણ અને પુણ્યરૂપ આચરણ તથા પુણ્ય પાપ બે નથી એમ માને છે. જેઓ યજ્ઞ, દાન અને તપના આચરણવાળા છે તે પુણ્ય કરનારા નરો છે અને જે જનો

૧ સાર કે—શું મારૂં ભાગ્ય જોઇ વિસ્મય પામ્યા છો?

૨ સાર એ કે—તમોને વિસ્મય થવાથી અનુમાન કરૂં છું કે તમારા ને મારામાં થોડો અંતર છે.

ષિયોનો દ્રોણુ કરે છે તેઓ પાપ કરનારા છે. જેથી દ્રવ્યા લે છે, દુઃખ પામે છે અને ક છે તેથી જે કંઇ બીજું કર્મ છે તે નથી પુણ્ય અને નથી પાપ. આ રીતે કર્મના ભેદ ણાવી હવે તેને પુણ્યના અધિકારી ગણી કહે છે કે તમે રમણુ કરો, વૃદ્ધિ પામો, હર્ષ પામો ન કરો અને યજન કરો, તમને નહિ વૈદ્યો તથા તપસ્વીયો પરાભવ નહિ કરી શકે.

**रमस्व मोदस्व देहिचैव यजस्व च ।**
**नत्वामभिभविष्यन्ति वैद्या न च तपस्विन: ॥ २७ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे मैत्रेयभिक्षायां विंशत्यधिक-शततमोऽध्याय: ॥ १२० ॥**



## અધ્યાય ૧૨૧ મો. અન્નદાનની શ્રેષ્ઠતા.

**ष्म उवाच—एवमुक्त: प्रत्युवाच मैत्रेय: कर्मपूजक: ।**
**अत्यन्तश्रीमतिकुले जात: प्राज्ञो बहुश्रुत: ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહેલા, કર્મને માનનારા, અત્યંત લક્ષ્મીવાળા કુળમાં જન્મેલા, પંડિત, અને બહુશ્રુત, મૈત્રેય પ્રત્યુત્તર આપવા લાગ્યા. મૈત્રેય બોલ્યા—હે વિભો! મહા પ્રાજ્ઞ! નિ:સંશય તમે જેમ કહો છો તેમજ તે છે, પણુ તમે અનુજ્ઞા આપો તો કંઇક બોલું. વ્યાસ બોલ્યા—હે મહાપ્રાજ્ઞ મૈત્રેય! જે, જે, જેટલું જેટલું અને જેમ, જેમ ચ્છો તે તે, તેટલું તેટલું તેમ તેમ બોલો. હું તમારૂં વચન સાંભળવા ઇચ્છું છું. મૈત્રેય બોલ્યા—તમારૂં વચન, દોષરહિત, નિર્મળ અને દાન યુક્ત છે, કારણુ કે તમે વિદ્યા તથા તપવડે સમર્થ આત્માવાળા છો એમાં સંશય નથી. તમારા સમર્થ આત્માપણાથી મને અતિ મ્હોટો લાભ છે. જેમ હું અતિ સમૃદ્ધિવાળાં તપવાળો હોઉં તેમ બુદ્ધિથી અતિ ઘણું જોઇ શકું છું. તમારાં દર્શનથીજ અમારો ઉદય છે. હું તમારી મેહેરબાની માનું છું. પણ તે કર્મ કૃપા સ્વરૂપ સ્વભાવથીજ છે; કેમકે તપ, શાસ્ત્ર, જ્ઞાન અને યોનિ, આ બ્રાહ્મણુપણાનાં કારણુ તથા તે ત્રણુ ગુણોથી ઉદય પામ્યા પછીજ બ્રાહ્મણુ થવાય છે. એ બ્રાહ્મણુના તૃપ્ત થવાથી પિતૃ અને દેવતાઓ પ્રસન્ન થાય છે માટે શાસ્ત્રવાન માનવોને બ્રાહ્મણુ વિના કશું અધિક થી: બ્રાહ્મણુ ન હોય તો, આ જગત અંધતમ નરક અથવા અત્યંત અંધકાર રૂપ થાય, કશું જણાય નહિ, ચાર વર્ણપણું વર્તે નહિ; ધર્મ અધર્મ, સત્ય અને અસત્ય જણાય નહિ. જે રીતે માનવ સુલભ ક્ષેત્રમાં ફળ પામે છે તે રીતે દાતા દાન આપવાથી ફળ પામે છે. જો શાસ્ત્ર અને સારાં આચરણુવાળો, દાનને લેનારો બ્રાહ્મણુ દાન પામે નહિ તો ધનવાન લોકોનું ધન નિષ્ફળ જાય. અવિદ્વાન અન્નને ખાનારો અન્નને હણે છે બગાડે છે અને ખાવાનું અન્ન ખાનારને હણે છે માટે જે તે અન્નને પાળનાર, હણનારો અજાણુ છે તે પણુ હણાય છે. વિદ્વાન અન્નને ખાનારો તેનો પ્રભુ થાય છે, તે ઇશ્વર થઇ ફરીને તેને ઉત્પન્ન કરે અને તે અન્નથી જન્મે છે માટે આ સૂક્ષ્મ ક્રમ છે. જે દેનારને પુણ્ય છે તેજ લેનારને છે, કારણુ કે એક ચક્ર વર્તે નહિ, આ પ્રમાણે ઋષિયો માને છે. જ્યાં શાસ્ત્ર, અને સારા આચરણુવાળા બ્રાહ્મણો છે ત્યાંજ પરલોકમાં પુણ્યકારી, દાનનું ફળ છે. જેઓ સદા

યોનિથી શુદ્ધ અત્યંત તપમાં પ્રીતિવાળા અને દાન તથા અધ્યયનથી સંપન્ન છે તેઓજ નિરંતર પૂજવા યોગ્ય છે. તેજ સજ્જનોએ જે માર્ગ કરેલો છે તે માર્ગવડે ચાલનારો મોહ પામતો નથી, માટે તેઓજ સ્વર્ગે લઇ જનારા છે અને તેઓજ સનાતન યજ્ઞોને ધારણ કરનારા છે.

तैर्हि सद्भिः कृतः पन्थास्तेन यातो न मुह्यते ।
तेहि स्वर्गस्य नेतारो यज्ञवाहाः सनातनाः ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे एकविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२१ ॥

## અધ્યાય ૧૨૨ મો. મૈત્રેયનું પ્રત્યાગમન.

भीष्म उवाच—एवमुक्तः स भगवान्मैत्रेयं प्रत्यभाषत ।
दिष्ट्यैवं त्वं विजानासि दिष्ट्या ते बुद्धिरीदृशी ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહેલા ભગવાન્ વ્યાસ મૈત્રેય પ્રત્યે બોલ્યા કે તમે આ રીતે બહુ સારૂં જાણો છો અને આવી તમારી બુદ્ધિ છે તે ઘણી સારી છે. લોક આર્યના ગુણોને અત્યંત વખાણે છે અને નિઃસંશય, રૂપનું માન, વયનું માન અને લક્ષ્મીનું માન છે પણ ઘણું સારૂં છે કે તે તમને પરાભવ પમાડતાં નથી. આ દેવનો તમને અનુગ્રહ છે. હવે દાનથી જે ઘણું અધિક છે તે કહું છું માટે સાંભળો. આ લોકમાં જે આગમ શાસ્ત્રો અને જે કોઇ પ્રવૃત્તિઓ છે તે સર્વ વેદને આગળ કરી ક્રમ પ્રમાણે પ્રવર્તેલી છે, તેઓમાં હું દાનને વખાણું છું અને તમે પણ તપ તથા શાસ્ત્રને વખાણો છો. તપ વેદની પવિત્ર વસ્તુ છે, તપ સ્વર્ગનું સાધન છે, મનુષ્ય તપ અને જ્ઞાનવડે મોટાં સ્થાન પામે છે, આમ અમે સાંભળ્યું છે. તપથી બીજું પણ પાપ હોય તે નાશ પામી જાય છે. પુરૂષ જે જે કાંઈ ધારી તપ કરે છે એ સર્વને તપવડે તથા જ્ઞાનવડે પામે છે એમ અમારૂં સાંભળેલું છે. તપવડે દુઃખે કરી સંબંધ પમાય એવું, દુઃખે કરી પરાભવ પમાડાય તેવું, દુઃખે કરી પમાય એવું અને દુઃખેકરી ઉલ્લંઘાય તેવું સર્વજ પામી શકાય છે: કારણ કે તપ અતિ બળવાળું છે. સુરા મદિરાને પીનારો, અજાણી પરવસ્તુને લેનાર, બાળને હણનારા, અને ગુરૂની સ્ત્રીને પામનાર પણ તપવડે સર્વ તરે છે અને પાપથી છૂટે છે. જે સર્વ વિદ્યાવાળો છે તેને નેત્રવાળો અને જેવા તેવા પણ તપસ્વિને નેત્રવાળો કહે છે માટે તે બેને સદા નમસ્કાર કરવા. સર્વ શાસ્ત્રરૂપ ધનવાળા, સર્વ તપસ્વીયો તેમજ સર્વ દાન દેનારા પૂજવા યોગ્ય છે. તેઓમાં દાન દેનારા સુખે મરણ પામી બીજે જન્મ લક્ષ્મી પામે છે. જગતમાં થયેલા પુણ્યવાન્ પુરૂષો અન્નનાં દાનોથી આ લોકને, બ્રહ્મલોકને, અને અતિ બળવાળા લોકને પામે છે. જેઓને પૂજેલા છે તેઓ આપણને પૂજે છે, માનેલા માને છે અને દાતા જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સર્વ ઠેકાણે પૂજાય છે. સારૂં કરનાર અને ન કરનાર જેનું જેવું કર્મ હોય તેઓ તેવા જો ઉંચે હોય તો ઉંચે અને નીચે હોય તો નીચે પોતાના લોકોને પામે છે. હે મૈત્રેય! તમે પણ જે કંઈ અન્ન પાન ઇચ્છશો તો પામશો; કારણ કે તમે ધારણાયુક્ત બુદ્ધિવાળા છો.

સારા કુળમાં જન્મ્યા છો, તથા શાસ્ત્રવાન્ અને ક્રૂર કર્મ રહિત છો. હજી પણ કુમારાવસ્થાને ભોગવનારા તમે સારાં વ્રતવાળા અને પ્રીતિમાન થાઓ તથા પ્રથમ ગૃહસ્થોનું વખાણવા યોગ્ય આચરણ ગ્રહણ કરો. જે પતિ પોતાની સ્ત્રીમાં સંતોષવાળો છે અને જે પોતાની સ્ત્રી પતિથી સંતોષવાળી છે; આ પ્રમાણે જે કુળમાં છે ત્યાં સર્વ કલ્યાણ વર્તે છે. મનુષ્ય જળવડે જેમ શરીરથી મેલને દૂર કરે છે, જેમ અગ્નિની કાંતિવડે અંધકારને મટાડે છે, તેમ દાન અને તપવડે સર્વ પાપને દૂર કરે છે. હે મૈત્રેય! તમે કલ્યાણ પામો. હવે હું સારી રીતે ઘેર જાઉં છું અને આ તમારે મનમાં ધારણ કરવું, એમ કરવાથી શ્રેય થશે. પછી વ્યાસને પ્રણામ કરી, પ્રદક્ષિણા કરી ભગવાન મૈત્રેય બે હાથ જોડી ભગવાન વ્યાસ તમે કલ્યાણ પામો એમ કહ્યું.

**तं प्रणम्याथ मैत्रेय कृत्वा चापि प्रदक्षिणं।**
**स्वस्ति प्राप्नोतु भगवानित्युवाच कृताञ्जलिः ॥ २० ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे मैत्रेयोपदेशे द्वात्रिंशत्यधिकशततमोऽध्यायः ॥ १२२ ॥**

## અધ્યાય ૧૨૩ મો. સારી સ્ત્રીના ધર્મ.

**युधिष्ठिर उवाच—सत्स्त्रीणां समुदाचारं सर्वधर्मविदांवर ।**
**श्रोतुमिच्छाम्यहं त्वत्तस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ! હે સર્વ ધર્મને જાણનારાઓમાં ઉત્તમ, સારી સ્ત્રીઓનો સમુદાચાર તમારાથી હું સાંભળવા ચાહું છું માટે મને તે કહો. ભીષ્મ બોલ્યા—દેવલોકમાં સુમના નામની કૈકેયી સર્વ તત્વને જાણનાર, મનસ્વી, શાંડિલીને પૂછવા લાગી કે, હે કલ્યાણિ! તમે કયી વર્ત્તણુકથી અને કયા આચરણથી સર્વ પાપોને પ્રલય પમાડી દેવલોક પ્રત્યે પધાર્યાં. વળી જેમ સ્વર્ગ પ્રત્યે આવેલા તારાઓના અધિપતિનાં પુત્રી પ્રભાવડે શોભે અને જેમ અગ્નિની જ્વાળા દીપે તેમ તમે પોતાના તેજવડે પ્રકાશો છો, તેમ ગ્લાનિ રહિત, વિમાનમાં બેઠેલાં, રજરહિત વસ્ત્રોને ધારણ કરનારાં અને કલ્યાણી એવાં તમે ઉત્તમ કાંતિવડે હજાર ગણાં શોભો છો. તમે અલ્પ તપ, દાન અથવા નિયમથી આ લોકને પામ્યાં નથી, માટે તમેજ મને તત્વ કહો. આ પ્રમાણે સુમનાએ પ્રિય લાગે તેમ પૂછેલાં સુંદર હાસ્યવાળાં શાંડિલી નિશ્ચળ ને મધુર એવું આ વાક્ય સુમના પ્રત્યે બોલ્યાં. હું નથી ભગવાં વસ્ત્રવાળી, નથી વલ્કલને ધારણ કરનારી, નથી મુંડવાળી કે નથી જટાવાળી, દેવપણાને પામેલી હું સાવધાન થઇ પતિ પ્રત્યે અહિત અને સર્વ કઠિન વચનો બોલી નથી તેમ સાસુ સસરાની પાસે વર્ત્તનારી દેવતાઓ અને બ્રાહ્મણોના પૂજનમાં સદા સાવધાન રહેલી છું. ચાડીથી અથવા દુર્જનતાથી પ્રવૃત્તિ કરતી નથી, એ મારા મનમાં રહેલું પણ નથી. ઘણો વખત દ્વાર વગર બીજે રહેતી નથી અને ઘરની વાત બોલતી નથી. સર્વ પ્રકારે કર્મ કરી ખોટું હાસ્ય અથવા કંઇ પણ અહિત રહસ્ય અથવા અરહસ્ય થવા દેતી નથી. કામ સારૂ બહાર ગયેલા, પણ પછી ઘેર આવેલા પતિને આસન યુક્ત કરી સાવધાન થઇ પૂજું છું. પતિ જે અન્નને ઠીક

માનતા નથી, જે ભોજનને વખાણુતા નથી અથવા જે ભક્ષ્ય અથવા ચાટવા યોગ્ય પદાર્થને ખાતા નથી તે સર્વને હું તજું છું. કુટુંબને અર્થે કંઇ પણ કામ આણેલું હોય તે સઘળું પ્રાતઃકાળમાં ઉઠી હું કરાવું છું અને કરૂં છું. જો મારા સ્વામી કોઇ પણ કાર્યે કરી પ્રવાસે જાય છે તો હું જરૂર ઘણાં મંગળોથી યુક્ત થાઉં છું. તેમ સ્વામિના ગયા પછી અંજન-રોચના સ્નાન, પુષ્પ, તિલક, અને કેશ શણગાર કરતી નથી. હું સુખે સુતેલા સ્વામિને વચમાં આવેલાં કાર્યોમાં ઉઠાડતી નથી તેથી મારૂં મન પ્રસન્ન રહે છે. સર્વદા કુટુંબને અર્થે પણ પતિને શ્રમ કરાવતી નથી. કંઇ પણ છાનું રાખનારી અને ઘરને અતિ ચોખ્ખું રાખનારી છું. આ ધર્મના માર્ગને સાવધાન થઇ પાળનારી નારી સ્વર્ગ લોકમાં અરૂંધતીની પેઠે પૂજાય છે. ભીષ્મ બોલ્યા-તે વખતે મહા ભાગ્યવાળી, તપસ્વિની, દેવી સુમના પતિ સંબંધી ધર્મ સુમનાને કહી અદશ્ય થઇ. જે આ આખ્યાન પર્વ પર્વમાં પાઠ કરે છે તે દેવલોકને પામી નંદનવનમાં વસે છે અને સુખી થાય છે.

यश्चेदं पाण्डवाख्यानं पठेत्पर्वणि पर्वणि ।
सदेवलोकं सम्प्राप्य नन्दने ससुखीभवेत् ॥ २२ ॥

इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे शाण्डिलीसुमनासंवादेत्रयोविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२३ ॥



## અધ્યાય ૧૨૪ મો. રાક્ષસ ને બ્રાહ્મણો.

युधिष्ठिर उवाच—साम्नि चापि प्रदाने च ज्यायः किं भवतो मतम् ।
प्रब्रूहि भरतश्रेष्ठ यदत्रव्यतिरिच्यते ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું-હે ભરતશ્રેષ્ઠ! આપે સામ ને દાન એ બેમાં મોટું શું માનેલું છે તથા એમાં જે અધિક હોય તે કહો. ભીષ્મ બોલ્યા-કોઇ સામથી પ્રસન્ન થાય છે અને બીજો કોઇ દાનથી પ્રસન્ન થાય છે માટે પુરૂષની પ્રકૃતિને સમજી તે બેમાંથી એક સેવવું. હે ભરતશ્રેષ્ઠ રાજન્! જે રીતે સામથી ભયંકર પ્રાણિયોની આરાધના થાય છે તે રીતે સામના ગુણો તો મારાથી સાંભળો. જે રીતે વનમાં રાક્ષસે બ્રાહ્મણોને પકડી છોડી દીધા હતા તે રીતે એક જુનો ઇતિહાસ કહું તે સાંભળો. વનમાં રાક્ષસે ભક્ષણ કરવા વાણી અને બુદ્ધિથી સંપન્ન એવા કોઇ એક બ્રાહ્મણને પકડયો, ત્યારે દુઃખ પામેલો, બુદ્ધિ તથા શાસ્ત્રવડે સંપન્નબ્રાહ્મણ અતિ ભયંકર રાક્ષસને જોઇ એના વિષે શાંતિજ કરવા લાગ્યો. મોહ પામ્યો નહિ તથા ન વ્યથા પામ્યો. રાક્ષસે વાણીનાં વખાણ કરી બ્રાહ્મણને પ્રશ્ન પૂછ્યો કે હું શાથી ધોળો અને કૃશ છું? આ મારો પ્રશ્ન કહે, એટલે તું મુક્ત થઇશ. આ સાંભળ્યા પછી બે ઘડી વિચાર કરી, રાક્ષસની વાતોથી વ્યગ્ર ન થયેલો બ્રાહ્મણ તે પ્રશ્નનો જવાબ દેવા લાગ્યો.

બ્રાહ્મણ બોલ્યો-હું સુહૃજ્જનો વિના, બીજા દેશમાં રહેલો અને બીજા લોકમાં રહેલો અતુલ વિષયો ભોગવું છું, આ કારણથી તમે પાંડુર વર્ણવાળા અને કૃશ છો. હે રાક્ષસ! જરૂર સારી રીતે સેવાયા છતાં પણ તમારા મિત્રો પોતાના દોષથી અપ્રીતિ પામે છે તેથી

તમે ફીકા અને દુબળા છો. ધન અને સામર્થ્યથી અધિક, અતિ હલકાઓ તમારા ગુણોવડે સ્તબ્ધ સ્તંભ જેવા જડ બનેલા છે, જરૂર તમોને ગણતા નથી, તમારૂં અપમાન કરે છે તેથી તમે પાંડુર વર્ણવાળા અને દુર્બળ છો. ગુણવાન, બુદ્ધિમાન, અને વિનય યુક્ત મનવાળા તમે જરૂર ગુણવગરના, બુદ્ધિરહિત, બીજાઓને સત્કાર પામેલા જુવો છો, તેથી ફીકાશવાળા અને દુબળા છો. જરૂર તમે વૃત્તિ—જીવિકા વિના કલેશ પામતાં પણ મોટાઇથી વૃત્તિના ઉપાયોને નિંદી વ્યથા પામો છો, તેથી ફીકાશવાળા અને દુર્બળ છો. હે સજ્જન ! તમે આત્માને પીડી કોઇનો ઉપકાર કરેલો છે તે તમને જીતેલા માને છે તેથી આપ હરિણ અને કૃશ છો. તમે ખરાબ માર્ગોમાં કલેશ પામતા, અને કામ ક્રોધથી વિંટાયેલા મનવાળા, જનોનો વિચાર કરો છો તેથી હું માનું છું કે આપ શ્વેત વર્ણવાળા અને દુર્બળ છો. જરૂર બુદ્ધિથી માન પામેલા તમે અજ્ઞોયુકત થવાથી દુષ્ટ આચરણવાળાઓથી ક્ષતિ પામ્યા છો તેથી શ્વેત અને દુબળા છો. જરૂર મિત્ર જેવા મુખવાળો કોઇ શત્રુ સજ્જનની પેઠે આચરણ કરી તમને છેતરી ગયો છે તેથી તમે શ્વેત અને દુર્બળ છો. જરૂર પ્રકાશિત અર્થોમાં ગતિવાળા, રહસ્ય નિપુણ અને કુશળ છો પણ તેને જાણનારાઓ તમને જરૂર માન આપતા નથી તેથી શ્વેત અને કૃશ છો. દુર્જનોમાં પણ નિઃસંશય બોલનારા તમે છો, તેના ગુણો વિશેષ શોભતા નથી તેથી ફીકાશવાળા અને કૃશ થયેલા છો. ધન, બુદ્ધિ અને શાસ્ત્રથી હીન ફકત તેજથી યુકત તમે જરૂર મોટાની ઇચ્છા કરો છો તેથી ફીકા વર્ણવાળા અને કૃશ થયેલા છો. હું માનું છું કે તમારા સગાઓ તપમાં સાવધાન મનવાળા અને અરણ્યને ઇચ્છનારા આપને ખુશી કરતા નથી તેથી પાંડુર વર્ણવાળા અને કૃશ છો. જરૂર પ્રિય ભાર્યાવાળા તમે છો, તેનો પાડોશી મહા ધનવાન, યુવાન, અતિ સુંદર અને કામી છે તેથી આપ શ્વેત વર્ણવાળા અને કૃશ થયા છો. જરૂર ધનવાન લોકોના મધ્યમાં વખતે કહેલું પણ તમારૂં ઉત્તમ વચન શોભતું નથી, તેથી હરિણ વર્ણવાળા અને કૃશ છો. જરૂર કોઇ પણ મનુષ્ય નિરંતર કોઇ પણ ઇચ્છેલા કાર્યમાં તમને જોડીને પ્રાર્થના કરે છે તેથી શ્વેત વર્ણવાળા અને કૃશ થયા છો. જરૂર તમે પ્રાપ્તિની શિથિલતાથી અંતરમાં રહેલા અભિપ્રાયને લાજવડે જાણવા ઇચ્છતા નથી તેથી શ્વેત વર્ણવાળા અને કૃશ થયા છો. જરૂર તમે લોકમાં જૂદી જૂદી ઇચ્છાઓવાળા સર્વ મનુષ્યોને પોતાના ગુણોવડે ગ્રહણ કરવા ઇચ્છો છો, તેણે કરી શ્વેત વર્ણવાળા તથા કૃશ થયેલા છો. જરૂર અવિદ્વાન અને થોડા અર્થમાં ભીરૂ એવા આપ વિદ્યા, પરાક્રમ અને દાનથી થયેલા યશને ઇચ્છો છો તેણે કરી શ્વેત વર્ણવાળા અને કૃશ થયેલા છો. બીજાએ કરેલું તમારૂં ઘણા વખતનું ઇચ્છિત, ન મળેલુંજ ફળ બીજાઓએ હરેલું છે તેથી શ્વેત અને કૃશ થયા છો. જરૂર કોઇએ કંઇ પણ પોતે કરેલા દોષને ન દેખતા એવા આપને તમારા પોતાના કારણ વિના અભિશાપ આપેલો છે તેથી શ્વેત વર્ણવાળા અને કૃશ થયેલા છો. સજ્જનોને વનમાં ફરનારા, દુર્જનોને ગૃહસ્થ અને મુક્ત જનોને ઘરમાં આસક્ત જુવો છો તેથી શ્વેત અને કૃશ થયા છો. પીડા પામેલા સ્નેહિયોના પૂર્ણ રીતે અર્થના ગુણો રહિત એવી હાનિથી થયેલા દુઃખને છોડાવતા નથી, તેણે કરી ફીકાશવાળા અને દુબળા છો. જરૂર તમારૂ ધર્મ અર્થ અને કામ યુક્ત તથા વખતે કહેલું વચન જાણતા નથી તેથી ફીકા અને દુબળા થયેલા છો. જરૂર બુદ્ધિમાન્ અને જીવવા ઇચ્છનારા તમે અકુશળ જનોએ આપેલા અર્થોને પામી વૃત્તિ ચલાવો છો, તેથી શ્વેતવર્ણવાળા અને કૃશ થયા છો. જરૂર તમે પાપિયોને વૃદ્ધિ પામતા અને પુણ્યવાન જનોને દુઃખ પામતા જોઇ નિત્ય નિંદો છો તેથી શ્વેત

વર્ણવાળા અને કૃશ થયેલા છો. જરૂર તમે એક બીજા વિરૂદ્ધ સુહજ્જનોને અનુસરીને પ્રિય કરવા ઇચ્છો છો તેથી ફીકાશવાળા અને કૃશ, થયેલા છો. હું માનું છું કે આપ શ્રોત્રિય લોકોને વિરૂદ્ધ કર્મોમાં રહેલા અને વિદ્વાનોને જીતેંદ્રિયપણા રહિત થયેલા વિચારો છો, તેણે કરી ફીકાશ પામેલા અને કૃશ થએલા છો. આ રીતે સત્કાર કરેલા રાક્ષસે સામો તે બ્રાહ્મણનો સત્કાર કર્યો. વળી એને સખા કર્યો અને અર્થોથી યુક્ત કરી વિદાય કર્યો.

एवं सम्पूजितं रक्षो विप्रं तं प्रत्यपूजयत् ।
सखायमकरोच्चैनं संयोज्यार्थैर्मुमोचह ॥ ३९ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे हरिणकृशकाख्यानेचतुर्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२४ ॥

## અધ્યાય ૧૨૫ મો. કર્મક્ષેત્રમાં મનુષ્ય કર્તવ્ય.

युधिष्ठिर उवाच—जन्ममानुष्यकं प्राप्य कर्मक्षेत्रं सुदुर्लभम् ।
श्रेयोर्थिनादरिद्रेण किं कर्त्तव्यं पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર–હે પિતામહ ! મનુષ્યના જન્મને તથા અતિ દુર્લભ કર્મના ક્ષેત્રને ભારત ભૂમિને પામી કલ્યાણને ઇચ્છનારા દરિદ્રે શું કરવું ? હે ગંગાના પુત્ર ! દાનોમાં ઉત્તમ, જે જે દેવા યોગ્ય, જેઓ માન્ય અને જેઓ પૂજ્ય હોય તેઓને તથા રહસ્યને તમો કહેવા યોગ્ય છો. વૈશંપાયન બોલ્યા–આ પ્રમાણે યશસ્વી, પાંડુના પુત્ર રાજા યુધિષ્ઠિરે પૂછેલા ભીષ્મ ધર્મોનું ઉત્તમ રહસ્ય રાજાને કહેવા લાગ્યા. ભીષ્મ બોલ્યા—હે ભરતકુળમાં થએલા રાજન્ ! સાવધાન થઇ ધર્મોનાં રહસ્યો સાંભળો. પૂર્વે ભગવાન્ વ્યાસે જે રીતે મને કહેલું છે અને જે રીતે હે રાજન્ ! ક્લેશ રહિત કર્મવાળા, યોગ્ય તથા નિયમમાં રહેલા યમે દેવોનાં રહસ્યરૂપ મોટા તપનું ફળ પ્રાપ્ત કરેલું છે, જેણે કરી દેવ પ્રસન્ન થાય છે, પિતૃ, ઋષિયો પ્રમથ ગણો લક્ષ્મી, ચિત્રગુપ્ત, અને દિગપાળો પ્રસન્ન થાય છે, જેમાં રહસ્ય સહિત મોટા ફળવાળો, ઋષિયોનો ધર્મ છે, મોટાં દાનોનું ફળ છે અને સર્વ યજ્ઞોનું ફળ છે. આ રીતે જે સમજે છે અથવા જાણીને કરે છે તે દોષ સહિત હોય અથવા દોષ રહિત હોય પણ હે નિષ્પાપ ! તે ગુણોથી યુક્ત થાય છે. દશ પશુઓના વધની સમાન દશ ચક્રની બરોબર એક ધ્વજ છે. દશ સુરા પીનારાની સમાન એક વેશ્યા છે અને દશ વેશ્યાઓની સમાન એક રાજા છે. તેઓ સર્વ એક અર્ધમાં બીજાં સર્વ અને એક અર્ધમાં રાજા એ બે તુલના કરવાથી સમાન છે. તેમાં પણ રાજા અધિક કહેવાય છે, માટે તેણે ત્રણ વર્ગ ધર્મ અર્થ અને કામ સહિત, પુણ્યરૂપવાળું પવિત્ર શાસ્ત્ર સાંભળવું; તેમાં પણ વિશેષતાથી પોતે દેવોએ કહેલું ધર્મનાં વ્યાખ્યાનવાળું, પુણ્યકારી મોટા શ્રવણરૂપ ધર્મ યુક્ત સાંભળવું. જેમાં શ્રાદ્ધ કર્મવિષે પિતૃનાં રહસ્યો કહેવાય છે. સર્વ દેવતાઓનું સઘળું રહસ્ય કહેવાય છે, જેમાં રહસ્ય સહિત મોટા ફળવાળો, ઋષિયોનો ધર્મ કહેલો છે, તેમ મોટા યજ્ઞોનું ફળ અને સર્વ દાનનું ફળ કહ્યું છે તેનો જે મનુષ્યો સદા પાઠ કરે છે, જેઓને તે પ્રાપ્ત થાય છે અને જે સાંભળીને ફળ કહે છે તે પોતે પ્રભુ નારાયણરૂપ જાણવો. જે અતિથિનો સત્કાર કરે છે તે ગાયોના

ફળને, તીર્થોના ફળને તથા યજ્ઞોનું જે ફળ છે એ ફળને પામે છે. જેઓનું મન શુદ્ધ છે ને જેઓ શ્રદ્ધાવાન્ શ્રોતા છે તેઓના લોકોને શ્રદ્ધાવાળા સજ્જને સ્પષ્ટ રીતે જીતેલા છે. વળી તે નર દોષથી છૂટે છે, પાપથી લેપાતો નથી, નિત્ય ધર્મને પામે છે અને મરણ પછી ઉત્તમ લોકમાં જાય છે. કોઇ પણ વખતે પોતાની ઇચ્છાથી દેવતાનો દૂત છાનો રહેલો હોઇ ઇન્દ્ર પ્રત્યે કહેવા લાગ્યો કે, જે પ્રસિદ્ધ, કામના ગુણોયુક્ત, વૈદ્યોમાં ઉત્તમ, અશ્વિનીકુમાર છે તે એની આજ્ઞાથી હું નરો સહિત એવા પિતૃ અને દેવો પાસે આવ્યો છું અને શ્રાદ્ધ તથા ભોજન કરનારાએ સંગ તજાય છે? શા માટે જૂદા જૂદા પિંડોના વિભાગ પમાડાય છે, તેઓમાં પ્રથમ પિંડ કોને આપવો? મધ્યમ (વચલો) પિંડ કયાં જાય છે અને છેલ્લો પિંડ કોને આપવો કહેલો છે હું એ જાણવા ઇચ્છું છું? આ રીતે શ્રદ્ધાવાન દૂતે ધર્મયુક્ત વચન કહ્યું ત્યારે પ્રથમ રહેલા સર્વ દેવતાઓએ અને પિતૃઓએ વખાણ્યું તથા તેઓમાંથી, પિતૃ બોલ્યા—હે ખેચરોત્તમ! તમારૂં પધારવું ઠીક થયું, તમારૂં સારૂં થાઓ, તમે ગૂઢ અર્થવાળો ઉત્તમ પ્રશ્ન પૂછયો તેનો ઉત્તર સાંભળો.

જે પુરૂષ શ્રાદ્ધને આપી તથા ભુક્ત કરી સ્ત્રી પ્રત્યે જાય છે તેના પિતૃ તેના વીર્યમાં તે માસ સુધી શયન કરે છે. ક્રમથી પિંડોનો નીચલો પિંડ પછી જળ પ્રત્યે પ્રવેશ કરી જાય છે એમ ભાવના કરવી તેમાં મધ્યમ પિંડ છે તેને એક પત્ની ખાય છે અને તેઓમાં જે ત્રીજો પિંડ છે તે અગ્નિ વિષે આપવો. જે રીતે ધર્મ લેપાતો નથી તે રીતે આ શ્રાદ્ધનો વિધિ કહ્યો..જે શ્રાદ્ધ કરનાર છે તેના પ્રસન્ન મનવાળા પિતૃ સંતોષ પામે છે, પ્રજા વધે છે અને એને અક્ષય ફળ મળે છે. દેવદૂત કહેવા લાગ્યો કે તમે ક્રમથી સર્વ પિતૃના પિંડોનો વિભાગ અને તેનો નિર્ણય કહ્યો, હવે આપેલો પિંડ નીચે કોની પાસે જાય છે, કયા દેવને પ્રસન્ન કરે છે તથા કેવી રીતે પિતૃને તારે છે, તેજ વખતે પત્ની મધ્યમ પિંડને તો ખાય છે, તેના પિતૃ શા માટે કવ્યને જ ખાય છે? જે છેલ્લો ત્રીજો પિંડ છે તે અગ્નિ પ્રત્યે જાય છે તેની શી ગતિ થાય છે? અથવા કોને પામે છે અને ત્રણ પિંડોની જે ગતિ છે તે ફળ, વૃત્તિ, માર્ગ અને જે એને પામે છે તે હું સાંભળવા ઇચ્છું છું. પિતૃ બોલ્યા—હે ગગનમાં ફરનાર! તમે આ અતિ મોટો પ્રશ્ન કહ્યો. વળી અદ્ભુત, રહસ્ય પણ અમને પૂછયું. દેવ અને મુનિયો આનેજ વખાણે છે તથા તેઓ આ પ્રમાણે પિતૃનાં કાર્યના નિશ્ચયને ઉત્તમ મહાત્મા ચિરંજીવી વિના જાણતા નથી માટે સાવધાન થઇ મારાથી ત્રણ પિંડોની ગતિ સાંભળો. જે પિંડ જળ પ્રત્યે જાય છે એ ચંદ્રમાને પ્રસન્ન કરે છે. હે મહામતે! ચંદ્રમા દેવ તથા પિતૃને તૃપ્ત કરે છે. આજ્ઞા આપેલી સ્ત્રી જે મધ્યમ પિંડને ખાય છે તેના પતિને પુત્રીની કામના હોય તો પુત્રની કામનાવાળાને પિતામહો પુત્ર આપે છે. અગ્નિમાં જે પિંડ અપાય છે તે મારાથી જાણો. તે પિંડથી પિતૃ તૃપ્ત થાય છે અને પ્રસન્ન થયેલાઓ કામનાઓને આપે છે. આ રીતે ત્રણ પિંડોની જે ગતિ થાય છે અને જો ઋત્વિક્ યજમાનના પિતૃપણાને પામે છે એ સર્વ તમને કહ્યું. હે ખેચરોત્તમ! તે દિવસે સંગ ત્યાગ કરવા યોગ્ય છે અને સદા પવિત્ર થયેલાએ શ્રાદ્ધભોજન કરવું આમ પંડિતો માને છે. આ રીતે મેં જે દોષો કહ્યા તે તેમજ છે પણ બીજી રીતે નથી માટે ન્હાયેલા, પવિત્ર, અને ક્ષમાવાન્, બ્રાહ્મણે ભોજન કરવું. આમ જે શ્રાદ્ધ કરે છે એની પ્રજા વધે છે. આ સાંભળ્યા પછી વિદ્યુત્પ્રભ નામે મોટાં તપવાળા ઋષિ બોલ્યા કે તેનું રૂપ સૂર્યના તેજની તુલ્ય

પ્રકાશે છે. પછી તે ધર્મનાં રહસ્યો સાંભળવાથી ઇન્દ્રને પૂછવા લાગ્યા કે મોહ પામેલા મનુષ્યો કીડા કીડીઓ, સર્પો અને મૃગ તથા પક્ષિયો સહિત મેઢાઓ અને બીજા તિર્યગ્યોનિને પામેલા જીવોને હણે છે. તેઓ અતિ ઘણાં પાપને પામે છે. તેઓના પાપના નિવારણની ક્રિયા શું છે ? આ સાંભળ્યા પછી સર્વ દેવગણો તપરૂપ ધનવાળા ઋષિયો અને મહા ભાગ્યવાન્ પિતૃ, તે મુનિને વખાણવા લાગ્યા. તેઓમાંથી ઇન્દ્ર બોલ્યા—કુરૂક્ષેત્ર, ગયા, ગંગા, પ્રભાસ, અને પુષ્કર સર્વનું મનવડે ધ્યાન કર્યા પછી જળમાં પ્રવેશ કરે છે ને ત્રણ દિવસ સુધી સ્નાન કરનાર થાય છે, નિરાહાર વર્તે છે, ગાયોના પૃષ્ઠ ભાગનો સ્પર્શ કરે છે અને તેઓનાં પૂછડાંને નમે છે તે જેમ રાહુથી ચંદ્ર મુક્ત થાય તેમ પાપથી છૂટે છે. આ સાંભળ્યા પછી વિદ્યુત્પ્રભ ઋષિએ ઇન્દ્રને કહ્યું કે હે સો યજ્ઞને કરનાર ! આ જે અતિ સૂક્ષ્મ ધર્મ છે તે સમજો. વડવાઇના ભુકાને શરીર ઉપર ચોપડવાથી, પ્રિયંગુ વડે લેપ કરવાથી અને દૂધની સાથે સાઠી ચોખા જમવાથી સર્વ પાપોથી મુક્ત થવાય છે. હે દેવેશ ! હે શચીના પતિ ! શંકરના સ્થાનમાં રૂદ્રની સાથે બૃહસ્પતિના બોલતાં મેં સાંભળેલું ઋષિઓએ વિચારેલું બીજું રહસ્ય સાંભળો. પર્વત ઉપર ચઢવાનું કરી એક પગભેર રહી નિરાહાર, ઉંચા હાથવાળો અને બે હાથ જોડનાર થઈ મનુષ્યે સૂર્યને નમવું. આથી મોટાં તપવડે યુક્ત થયેલો તે ઉપવાસના ફળને પામે છે. સૂર્યનાં કિરણોએ કરી તાપ પામેલો સર્વ પાપને દૂર કરે છે, આ રીતે ગ્રીષ્મ કાળમાં અથવા શીતકાળમાં કરવાથી પાપને તે નાશ પમાડે છે. પાપથી મુક્ત થએલાની કાંતિ સદાકાળ રહેનારી થાય છે. તે તેજથી સૂર્યની પેઠે દીપ્ત અને ફરીને ચંદ્રની પેઠે ચળકે છે. આ સાંભળી દેવવર્ગના મધ્યમાં રહેલા, દેવોના રાજા, સો યજ્ઞ કરનારા ઇન્દ્ર, બૃહસ્પતિ પ્રત્યે ઉત્તમ તથા મધુર વચન બોલ્યા કે, હે ભગવન્ ! મનુષ્યોના સુખને ધારણ કરનારૂં ધર્મનું રહસ્ય તથા રહસ્ય સહિત જે દોષ હોય તે સૌ યોગ્ય હોય તેમ મને કહો.

બૃહસ્પતિ બોલ્યા–હે શચીના પતિ ! જેઓ સૂર્ય તરફ ઝાડે ફરે છે, જે વાયુનો દ્વેષ કરે છે, જેઓ પ્રદીપ્ત અગ્નિમાં કાષ્ઠને હોમતા નથી અને જેઓ દૂધના કારણથી બાલક વાછડાવાળી ગાયને દુવે છે તેઓના જે દોષો કહું છું તે સાંભળો. હે વાસવ ! બ્રહ્માએ આ મનુષ્યોમાં સૂર્ય, વાયુ, અગ્નિ અને લોકોની માતા ગાયો, લોકોને તારવા માટે સૃજેલી છે માટે હે દેવતાઓ ! તમે સર્વ એક એક ધર્મનો નિશ્ચય સાંભળો. જે દુષ્ટ આચરણવાળી સ્ત્રીઓ, સૂર્ય તરફ વિષ્ટા કરે છે તે સર્વ સ્ત્રીઓ છયાશી વર્ષો સુધી દુષ્ટવૃત્તિવાળી અને કુળને કલંક લગાડનારી રહે છે. વાયુનો દ્વેષ કરનારાની પ્રજા ગર્ભમાંથી સ્ત્રવી જાય છે. જેઓ બળતા અગ્નિમાં કાષ્ઠ નથી હોમતા તેઓના અગ્નિનાં કાર્યોમાં અગ્નિ હવ્ય ભક્ષણ કરતો નથી. જે માનવો બાલ વાછડીવાળી ગાયોનું દૂધ પીયે છે તેઓના દૂધને પિનારા, કુળને વધારનાર કોઇ પણ થતા નથી. વળી પ્રજાના ક્ષયથી અને કુળવંશના ક્ષયથી તે પીડાય છે. આ પ્રમાણે પૂર્વે કુળવૃદ્ધ બ્રાહ્મણોએ કહેલું છે માટે સમૃદ્ધિ ઇચ્છનારા જે ત્યાગ કરવા યોગ્ય હોય તે ત્યાગ કરવું અને યોગ્ય હોય તે નિરંતર કરવું, આ તમને સત્ય કહું છું. આ સાંભળ્યા પછી હે મહાભાગ ! મરૂદ્ગણો સહિત સર્વ દેવતાઓ, અને મહા ભાગ્યવાળા ઋષિયો તે વખતે પિતૃને પૂછવા લાગ્યા કે, શાથી થોડી બુદ્ધિવાળા મનુષ્યોને પિતૃ પ્રસન્ન થાય ? કેમ દાન, અને ઔર્ધ્વદૈહિક કર્મ અક્ષય થાય તથા કેવી રીતે અને કયા કર્મે કરી મનુષ્યો ઋણ રહિત-

પણાને પામે? આ અમને ઘણું આશ્ચર્ય છે માટે સાંભળવા ઇચ્છિએ છીએ. પિતૃ બોલ્યા—હે મહાભાગો! ન્યાયથીજ તમે સંશય પૂછો. જેણે કરી સારાં કર્મવાળા મનુષ્યોને અમે પ્રસન્ન થઇએ છીએ તે સાંભળો. મનુષ્ય નીલ વૃષને છોડવાથી, અમાસને દિવસે તલયુક્ત જળ આપવાથી અને વર્ષાકાલમાં દીપ દાનોથી પિતૃના ઋણ રહિત થાય છે. આ દાન ક્ષય રહિત, સત્ય અથવા પાપ કે દુઃખ રહિત અને મોટા ફળવાળું છે. વળી અમોને ક્ષય રહિત સંતોષ થયો કહેવાય છે માટે જે શ્રદ્ધાવાળા મનુષ્યો નિરંતર તે કરશે તેઓ પ્રપિતામહોને દુઃખરૂપ નરકથી તારશે. આ રીતે પિતૃઓનું બોલવું સાંભળી હર્ષ યુક્ત થયેલા તપરૂપ ધનવાળા, મહા તેજસ્વી, વૃદ્ધ ગાર્ગ્ય ઋષિ તેઓ પ્રત્યે આવું વાક્ય બોલ્યા કે હે તપોધનો! છોડેલા નીલ વૃષના ક્યા ગુણો છે, વર્ષામાં દીપદાનથી અને તિલોદકથી શા ગુણો થાય છે? પિતૃ બોલ્યા—જો નીલ વૃષના પૂછડા પ્રત્યે જળ નાંખે તો તેથી પિતૃ સાઠ હજાર વર્ષો સુધી તૃપ્ત રહે છે. જે કાંઠાથી ઉથામેલ વૃષનાં શિંગડાં પર રહેલા ગારાને ઉખેડી ઉભો રહે છે તેના પિતૃ તેથી જરૂર ચંદ્રના લોક પ્રત્યે જાય છે. ચોમાસામાં દીપ દાનથી ચંદ્રની પેઠે શોભે છે. જે દીપ આપે છે તેનું અંધકાર જેવું રૂપ હોતું નથી. હે તપોધન! જે મનુષ્યો અમાસને દિવસે મધથી મિશ્ર ઉંબરાના કાષ્ઠનું પાત્ર લેઈ તિલોદક આપે છે, તેઓએ યથાર્થ રીતે રહસ્ય સહિત શ્રાદ્ધ કરેલું કહેવાય છે, તેઓની પ્રજા નિત્ય હૃષ્ટપુષ્ટ મનવાળી થાય છે, કુળ વંશની વૃદ્ધિ થાય છે, પિંડ દાનનું આવું ફળ થાય છે અને શ્રદ્ધાવાન્ થઇ જે કરે છે તે પિતૃના ઋણ રહિત થાય છે. આ રીતે શ્રાદ્ધના કાળનો ક્રમ કહ્યો તથા વિધિ, પાત્ર, અને ફળ યથાયોગ્ય કહ્યું.

एवमेव समुद्दिष्टः श्राद्धकालक्रमस्तथा।
विधिः पात्रं फलं चैव यथावदनुकीर्तितम् ॥ ८४ ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे पितृरहस्यनामपञ्चविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२५ ॥**



## અધ્યાય ૧૨૬ મો. વિષ્ણુપૂજનનું માહાત્મ્ય.

**भीष्म उवाच—केन ते च भवेत्प्रीतिः कथं तुष्टिं तु गच्छसि।**
**इतिपृष्टः सुरेंद्रेण प्रोवाच हरिरीश्वरः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા—દેવોના ઇન્દ્રે તમને શાથી કરી પ્રીતિ થાય અને તમે કેમ સંતોષ પામો? આમ પૂછવાથી આ રીતે પૂછેલા ઇશ્વર અને દુઃખને હરનારા એવા વિષ્ણુ બોલ્યા કે બ્રાહ્મણોની નિંદા એ મારો મોટો દ્વેષ છે અને બ્રાહ્મણોને પુજવાથી હું નિરંતર પૂજાઉં છું એમાં સંશય નથી. નિત્ય ઉત્તમ બ્રાહ્મણોને નમવું, ભોજન કરીને પોતાના બે પગને નમન કરવું, આમ કરે છે તે મનુષ્યોને હું પ્રસન્ન થાઉં છું. જે છાણથી લીંપેલાં મંડલમાં બલિ રાખે છે, જે વામન બ્રાહ્મણને જોઇ જળથી નીકળેલાં વરાહને જોઇ ઉંચી કરેલી પૃથ્વીને મસ્તકવડે ધારણ કરે છે તેઓનું કશું પણ ભુંડું થતું નથી, તથા પાપ લાગતું નથી. જે નર સદા પિપળાને, ગોરોચનાને તથા ગાયને પૂજે છે તેણે દેવ અસુર અને મનુ-

ષ્યો સહિત જગત્ પૂજેલું થાય છે તથા હું ખરાપણાથી તે રૂપે કરી તેઓની પૂજા ગ્રહણ કરૂં છું. જ્યાં સુધી આ મારી પૂજા છે પણ બીજી રીતે જે થોડી બુદ્ધિવાળા મનુષ્યો પૂજા કરે છે તેને હું ગ્રહણ કરતો નથી તથા તે મને સંતોષ કરનારી નથી. ઇન્દ્ર પૂછવા લાગ્યા–શા માટે તમે, ચક્ર બે ચરણ, વરાહ, વામન બ્રાહ્મણ અને ઉંચી કરેલી પૃથ્વીને વખાણો છો તે કહો? કારણ કે તમે પ્રાણિયોને સૃજો છો, તમે પ્રજાનો સંહાર કરો છો અને તમે મનુષ્યો સહિત સર્વ પ્રાણિયોની સનાતન પ્રકૃતિરૂપ છો.

ભીષ્મ બોલ્યા–આ સાંભળ્યા પછી હસીને વિષ્ણુભગવાન આ વચન બોલ્યા—મેં ચક્રવડે દૈત્યોને હણેલા છે, ચરણોથી પૃથ્વીને દબાવેલી છે, વરાહનું રૂપ ધરી હિરણ્યાક્ષને મારેલો છે અને વામનરૂપ ધારણ કરીને બલિરાજાને જીતેલો છે તેથી આ પ્રમાણે હું મહાત્મા મનુષ્યોને પ્રસન્ન થાઉં છું. અને જેઓ મને પૂજશે તેઓનો પરાભવ થશે નહિ. જે બ્રાહ્મણ અથવા બ્રહ્મચારીને આવેલો જોઇ બ્રાહ્મણને પ્રથમ આહુતિ આપે છે તેનું ભોજન અમૃતરૂપ થાય છે. જે પૂર્વ સંધ્યાની ઉપાસના કરી સૂર્ય તરફ મુખ કરી સ્થિતિ કરે છે તે, સર્વ તીર્થોમાં ન્હાયેલો સર્વ પાપોથી મૂકાય છે. હે તપોધનો! સમગ્રપણાથી આ સંશય પૂછનારા તમોને કહ્યું, હવે હું ફરીને શું કહું? બળદેવ બોલ્યા–મનુષ્યોનાં સુખને કરનારૂં અતિ ગુહ્ય સાંભળો કે જેને ન જાણનારા અજાણ જનો ભૂતોએ પીડેલા કલેશ પામે છે. પ્રાતઃકાળમાં ઉઠીને જે માણસ ગાય, ઘૃત, દહિં, સર્ષવ, અને પ્રિયંગુનો સ્પર્શ કરે છે તે પાપથી છૂટે છે. હે તપોધનો! સર્વ પ્રાણિયો આગળ પાછળ તથા છિદ્રોમાં ઉચ્છિષ્ટનો ત્યાગ કરે છે. દેવો બોલ્યા–ઉત્તરમાં મુખ રાખી પાત્રમાં ભરેલા જળવાળા માણસે ઉંબરાના કાષ્ઠનું પાત્ર લેઇ ઉપવાસ ગ્રહણ કરવો અથવા વ્રતનો સંકલ્પ કરવો. આમ કરનારને દેવતાઓ પ્રસન્ન થાય છે અને કામના પણ સિદ્ધ થાય છે. બીજી રીતે થોડી બુદ્ધિવાળાઓ કરે છે તે વૃથા છે. ઉપવાસ તથા બલિમાં ત્રાંબાનું વાસણ વિશેષ છે માટે તામ્રનાં પાત્રે કરી બળિ, ભિક્ષા, અર્ઘ્યનું જળ, અને પિતૃનું તિલોદક આપવું. બીજી રીતે આપવાથી થોડાં ફળને પામે છે. આ જે રીતે દેવો પ્રસન્ન થાય છે તે રીતે ગુહ્ય કહ્યું. ધર્મ બોલ્યા–કોઇ રીતે પણ રાજપુરૂષ સંબંધી ઘંટાવાળા, સેવા કરનારા, ગોરક્ષક, વ્યાપાર કરનારા, કારિગરી કરનારા, નટ, મિત્રનો દ્રોહ કરનારા, અને ન અધ્યયન કરનારા બ્રાહ્મણને અને જે શૂદ્રીનો પતિ હોય તેઓને દેવ અને પિતૃનું અન્ન આપવું નહિ. તેઓને આપનારાના પિંડને આપનારા હાનિ પામે છે તથા તે પિતૃ, દેવ અને અગ્નિ અતિથિને ન આપવાથી પાછા વળી જાય છે. જેણે અતિથિ નથી પૂજાતા તે, સ્ત્રીને હણનારા, ગાયોને હણનારા, કરેલા ઉપકારો નહિ જાણનારા, બ્રાહ્મણને હણનારા અને ગુરૂની સ્ત્રી પ્રત્યે જનારાઓ સર્વની સમાન દોષવાળા થાય છે. અગ્નિદેવ બોલ્યા–જે અતિ દુષ્ટ બુદ્ધિવાળો માણસ પગ ઉગામી ગાયનો, મહા ભાગ્યવાન્ બ્રાહ્મણનો અને બળતા અગ્નિનો સ્પર્શ કરે છે તેના દોષો તમે સાવધાન થઇ સાંભળો. એ મનુષ્યનો અપશબ્દ સ્વર્ગને અડે છે, પિતૃ ત્રાસ પામે છે. દેવતાઓનું મન ઉદાસ થાય છે, અને મહા તેજસ્વી અગ્નિ, હવ્ય લેતો નથી. તે સો જન્મ સુધી નરક ભોગવે છે તેનો છૂટકો થવો સંભવિત નથી માટે પોતાના હિતને ઇચ્છનારા શ્રદ્ધાવાન માણસે ક્યારેય પગવડે ગાયોનો, મહા તેજસ્વી બ્રાહ્મણનો અને બળતા અગ્નિનો સ્પર્શ કરવો નહિં. આ રીતે મેં જે ત્રણ પદાર્થો ઉપર પગ મૂકે તેના દોષો કહ્યા. વિશ્વામિત્ર બોલ્યા–હવે બીજું ધર્મ-

યુક્ત, પરમ ગુહ્ય રહસ્ય સાંભળો. જ્યારે ભાદ્રમાસના કૃષ્ણપક્ષમાં મઘા હોય ત્યારે ગજચ્છાયામાં પૂર્વ દિશાએ શ્રાદ્ધને વખતે દક્ષિણ દિશામાં મુખ રાખી પિતૃને ઉત્તમ અન્નની ભેટ આપવી, આ દાનના ગુણોનો વિસ્તાર સાંભળો. એ દાન કરનારે આ લોકમાં તેર વર્ષ સુધી મોટું શ્રાદ્ધ કરેલું ગણાય છે. ગાયો બોલી કે હે બહુ દેનારિ ! સારાં અંગવાળી અને નથી કોઇથી ભય જેને એવી હે કલ્યાણિ ! જે રીતે પૂર્વે વાછડાસહિત બ્રહ્મપુરમાં, જે રીતે વજ્રને ધારણ કરનારા ઇન્દ્રના સ્થાનમાં હતાં, પછી તે રીતે જે વિષ્ણુના પદ (આકાશમાં) રહ્યાં હતાં, તેમ જે સૂર્યના માર્ગમાં રહ્યાં હતાં અને નારદ સહિત સર્વ દેવોએ જેનું નામ કીર્તન કરેલું છે એવાં તમે અતિ મોટી સખી રૂપ છો. આ મંત્રવડે જે ગાયોને વંદન કરે છે તે કરેલાં પાપ કર્મથી છૂટે છે, ઇન્દ્રના લોકને પામે છે અને ગાયોની કળાને અને ચંદ્રની કાંતિને પામે છે. જે પર્વોમાં દેવોએ સેવેલા નેસડામાં આ મંત્રનો પાઠ કરે છે તેને પાપ, ભય, અને શોક થતો નથી. હજાર નેત્રોવાળા (ઇન્દ્ર)ના લોકમાં તે જાય છે. ભીષ્મ બોલ્યા—એ પછી લોકમાં પ્રખ્યાત, મહા ભાગ્યવાન્, વસિષ્ઠ વગેરે ઋષિયો કમળથી જન્મેલા બ્રહ્માને પ્રદક્ષિણા કરી બે હાથ જોડી ત્યાં ઉભા રહ્યા. તેઓમાં બ્રહ્મને જાણનારા વસિષ્ઠ સર્વ પ્રાણીના હિતને કરનાર, તથા બ્રાહ્મણ અને ક્ષત્રિયનું વિશેષ હિત કરનારા પ્રશ્નરૂપ વચન બોલ્યા. કેવી રીતે દ્રવ્યહીન, પણ સારી રીતે વર્તનારા દરિદ્ર મનુષ્યો આ લોકમાં કયા કર્મે કરી યજ્ઞનું ફળ પામે છે ? આ વચન સાંભળી તેઓમાંના બ્રહ્મા બોલ્યા—હે મહાભાગો ! તેઓએ આશ્ચર્ય કરનાર, ગૂઢ આશ્ચર્યવાળો, પરમ, શુભ, સૂક્ષ્મ, અને મનુષ્યોના મધ્યમાં શ્રેષ્ઠ એવો પ્રશ્ન પૂછ્યો, હે તપોધનો ! સમગ્રપણાથી હું તે કહું છું કે જે રીતે મનુષ્ય યજ્ઞના ફળને પામે છે એમાં સંશય નથી તે રીતે સર્વ સાંભળો. પૌષ માસના શુકલપક્ષમાં જ્યારે રોહિણી નક્ષત્રનો યોગ હોય ત્યારે નક્ષત્રના યોગે કરી આકાશમાં શયન કરનાર થવું, એક વસ્ત્ર ધારણ કરનાર, ન્હાયેલો, પવિત્ર, શ્રદ્ધાવાન્ અને સાવધાન થયેલો ચંદ્રનાં કિરણોનું પાન કરવાથી મોટા યજ્ઞના ફળને પામે છે. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! સૂક્ષ્મ તત્વના અર્થને જાણનારા તમે જે મને પૂછો છો એ પરમ ગુહ્ય તમને કહ્યું.

एतद्वः परमं गुह्यं कथितं द्विजसत्तमाः ।
यन्मां भवन्तः पृच्छन्ति सूक्ष्मतत्वार्थदर्शिनः ॥ ५० ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे देवरहस्येषड्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२६ ॥

## અધ્યાય ૧૨૭ મો. ગૃહાચાર તે ધર્મ.

विभावसुरुवाच—सलिलस्याञ्जलिं पूर्णमक्षतांश्च घृतोत्तरान् ।
सोमस्योत्तिष्ठमानस्य तज्जलं चाक्षतांश्च तान् ॥ १ ॥

સૂર્ય બોલ્યા—જે જળનો ભરેલો ખોબો અને જે ઘૃતવાળા અક્ષત હોય તે જળ, ચોખા અને બલિ, ઉદય પામતા ચંદ્રમાની સંમુખ રહેલા મનુષ્યે અમાસના દિવસે આપવો, આથી તેણે અગ્નિનું અર્ચન કરેલું ગણાય. ત્રણ અગ્નિ હોમાય છે. અમાસને દિવસે જે બુદ્ધિ-

માન્ નહિ એવો મનુષ્ય વનસ્પતિના એક પાનને પણ તોડે છે તે બ્રહ્મહત્યાથી લેપાય છે. અમાસને દિવસે બુદ્ધિમાન્ નહિ એવો જે દાતણ કરે છે તેને ચંદ્રની હિંસા થાય છે, પિતૃ ઉદ્વેગ પામે છે, દેવતાઓ પર્વમાં તેના હવ્યને લેતા નથી. એના પિતૃ કોપ પામે છે અને એનો વંશ ઓછો થાય છે.] શ્રીરૂદ્ર બોલ્યા—જે પાપવડે હાનિ પામેલા ઘરમાં પાત્ર વિખરાઇ ગયેલ, વાસણ ભાગી ગયેલ ને આસન પણ તેવાં હોય અને સ્ત્રીઓને માર પડતો હોય તે પાપવડે હાનિ પામેલા ઘરથી ઉત્સવ અથવા પર્વના દિવસોમાં દેવતા તથા પિતૃ નિરાશ થઇ પાછા જાય છે. અંગિરા બોલ્યા—જે જે સૂર્યમુખી પુષ્પ અથવા બ્રાહ્મીના મૂળને હાથમાં રાખી પૂરા એક વર્ષ સુધી કરંજની પાસે દીવો અર્પણ કરે તેની પ્રજા વધે છે. ગાર્ગ્ય બોલ્યા—નિરંતર અતિથિપણું કરવું, ઘરમાં દીવો રાખવો, દિવસે શયનનો ત્યાગ કરવો, માંસો ખાવાં નહિ, ગાય ને બ્રાહ્મણની હિંસા કરવી નહિ. પુષ્કર તીર્થોનું કીર્તન કરવું, આ મહા ફળવાળો, રહસ્ય સહિત અતિ શ્રેષ્ઠ ધર્મ છે. મોટા સો યજ્ઞોવડે યજન કરવાથી પણ તેનું હવિ ક્ષય પામે છે પણ શ્રદ્ધાવાન્ જનોએ કહેલા જે ધર્મો છે તે ક્ષય પામતા નથી. હવે આ રહસ્ય સહિત, પરમ ગુહ્ય સમજો. શ્રાદ્ધ વિધિમાં, દેવતાના વિધિમાં, તીર્થના વિધિમાં અને પર્વોમાં જે રજસ્વલા, જે શ્વેતકોઢવાળી અને જે વાંઝણી નારી હોય તેઓએ નેત્રે જોએલા હવિને દેવતા તથા પિતૃઓ ખાતા નથી અને તેર વર્ષ સુધી પ્રસન્ન થતા નથી, માટે શ્વેત વસ્ત્રવાળા પવિત્ર થએલાએ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવું ને ભારતનો પાઠ કરવો. તેથી હવિ અક્ષય થાય છે. ધૌમ્ય બોલ્યા—ભાગેલું વાસણ, ખાટલો, કુકડો અને કૂતરો તથા ઘરમાં ઉગેલું જે વૃક્ષ હોય તે સર્વ વખાણવા યોગ્ય નથી. ભાગેલા પાત્રમાં કલેશ કહેવાય છે. ખાટલામાં ધનનો ક્ષય થાય એમ કહેવાય છે અને કુકડો તથા કૂતરો હોય ત્યારે તેના જોવાથી દેવતાઓ હવિ જમતા નથી, તેમ વૃક્ષના મૂળમાં જરૂર જીવ ( સર્પ વિંછી વગેરે) રહે છે માટે ઘેર ઝાડ વાવવું નહિ. જમદગ્નિ બોલ્યા—સો અશ્વમેધવડે યજન કરે છે અથવા નીચું મસ્તક રાખી રહે છે કે મોટા સત્ર કરે છે પણ જેનું હૃદય શુદ્ધ નથી તે જરૂર નરક પ્રત્યે જાય છે, કારણ કે યજ્ઞ, સત્ય, અને હૃદયની શુદ્ધતાજ ઉંચાં છે. વળી શુદ્ધ મનવડે બ્રાહ્મણને શેર સાથવો આપવાથી બ્રહ્મલોકને પમાય છે, તે ઉદાહરણ આ ઠેકાણે પૂર્ણ છે.

शुद्धेन मनसा दत्वा सक्तुप्रस्थं द्विजातये ।
ब्रह्मलोकमनुप्राप्त पर्याप्तं तन्निदर्शनम् ॥ १९ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे देवरहस्येसप्तविंशसाधिकशततमोऽध्यायः ॥ १२७ ॥

---

## અધ્યાય ૧૨૮ મો. સ્વર્ગકામના એ ધર્મ.

वायुरुवाच—किञ्चिद्धर्मं प्रवक्ष्यामि मानुषाणां सुखावहम्।
सरहस्याश्च येदोषा स्तान् शृणुध्वं समाहिताः ॥

વાસુદેવ બોલ્યા—કંઈ પણ મનુષ્યોના સુખને કરનારો ધર્મ, અને જે રહસ્યો સહિત હોય છે તે તમને કહું છું માટે સાવધાન થઇ સાંભળો. માનરે, અગ્નિનું કાર્ય કરવું, ઉત્તમ અન્નવડે ભોજન કરવું અને પિતૃનાં તિલોદક સહિત દીપ દાન કરવું. આ વિધિવડે શ્રદ્ધાવાન્, સાવધાન જે મનુષ્ય ચાર વર્ષાકાળના માસ સુધી યથાશક્તિ વેદના પારને જાણનારા બ્રાહ્મણને ભોજન અને તિલોદક આપે છે તે સો પશુબંધ (યજ્ઞ)નાં ઘણા ફળને પામે છે. હવે આ ન વખાણવા યોગ્ય બીજું ગુહ્ય સમજો. જો શૂદ્ર બીજે દેશ અગ્નિને લેઇ જનારો હોય અને સ્ત્રીઓ, યજ્ઞોમાં શેષ હવિથી મૂઢ થએલ હોય તો ધર્મજ્ઞ એમ માને છે કે તે અધર્મથી લેપાય છે, તેના અગ્નિયો કોપે છે અને તે શૂદ્રની યોનને પામે છે. વળી વિશેષે કરી દેવો સહિત પિતૃઓ પ્રસન્ન થતા નથી. હવે તેમાં જે પ્રાયશ્ચિત્ત છે તે મારા કહેવાથી સમજો કે જે કરવાથી નર સારી રીતે સુખી અને તાપ રહિત થાય છે ગાયોનાં મૂત્ર, છાણ, દૂધ અને ઘૃતવડે ત્રણ દિવસ સુધી અગ્નિનું કાર્ય નિરાહાર અને સાવધાન થઇ કરવું, પૂરાં વર્ષ સુધી થાય તો સારૂં; ત્યારે દેવતાઓ પ્રતિગ્રહ કરે છે અને એના પિતૃ શ્રાદ્ધ કાલ આવે ત્યારે પ્રસન્ન થાય છે. આ અધર્મ અને રહસ્ય સહિત ધર્મ કહ્યો, જે સ્વર્ગની કામનાવાળા મનુષ્યોને મરણ પછી સ્વર્ગનાં સુખને આપનારો છે.

**एषह्यधर्मो धर्मश्च सरहस्यः प्रकीर्त्तितः ।**
**मर्त्यानां स्वर्गकामानां प्रेत्यस्वर्गसुखावहः ॥ ११ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे देवरहस्ये अष्टाविंशाधिकशततमोऽध्यायः ॥ १२८ ॥**



## અધ્યાય ૧૨૯ મો. પિતૃઓનું પ્રસાદન.

**लोमश उवाच—परदारेषु ये सक्ता अकृत्वा दारसंग्रहम् ।**
**निराशाः पितरस्तेषां श्राद्धकाले भवन्ति वै ॥ १ ॥**

લોમશઋષિ બોલ્યા—જેઓ સ્ત્રીના ગ્રહણને કર્યા વિના ન પરણવાથી બીજાની સ્ત્રીઓમાં આસક્ત છે તેઓના પિતૃઓ જરૂર શ્રાદ્ધ વખતે નિરાશ થાય છે. જે પર સ્ત્રીમાં પ્રીતિમાન્ છે, વાંઝણી સ્ત્રીને સેવે છે અને જે બ્રાહ્મણના ધનને ચોરે છે તેઓ સર્વ સરખા દોષવાળા થાય છે. વળી તેઓ પિતૃને ન બોલાવવા યોગ્ય થાય છે એમાં સંશય નથી. દેવતા અને પિતૃ તેઓનાં હવિને લેતાં આનંદ પામતા નથી, માટે પોતાના હિતને ઇચ્છનારાએ બીજાની સ્ત્રીનો ત્યાગ કરવો. વંધ્યા સ્ત્રીને તજવી અને બ્રાહ્મણનું ધન કદાપિ હરવું નહિ. વળી ધર્મ યુક્ત બીજું પણ ગુહ્ય રહસ્ય સાંભળો. સદા શ્રદ્ધાવાન્ ગુરૂજનોનું વચન માનવું. જે મહિને મહિને બારશ તથા અમાસને દિવસે બ્રાહ્મણોને ઘી, અને ચોખા આપે છે તેનું પુણ્ય સાંભળો. તે દાને કરી ચંદ્રમા વૃદ્ધિ પામે છે. સમુદ્ર, ઉત્સવોના સમુદ્રરૂપ થાય છે અને ઇન્દ્ર અશ્વમેધના ચોથા ભાગવાળા ફળને સર્જે છે. આ દાનથી નર તેજસ્વી તથા વીર્યવાન થાય છે અને પ્રસન્ન થએલા ચન્દ્રમા પ્રિય કામનાઓને આપે છે. આ કલિયુગને પામી મનુષ્યોનાં સુખને

કરનારો, મહા ફળવાળો, રહસ્ય સહિત બીજો ધર્મ છે તે સાંભળો. જે મનુષ્ય સવારમાં ઉઠી ન્હાએલો સાવધાન થઇ ધોળાં વસ્ત્રવડે બ્રાહ્મણને તિલપાત્ર આપે છે, જે પિતૃને મધ સહિત તિલોદક, દીવો અને તલ અથવા મગ સહિત ચોખા આપે છે, તેનું જે ફળ થાય છે તે સાંભળો. તલનાં પાત્રની બાબતમાં ભગવાન્ ઇન્દ્રે કહ્યું છે કે જે ગો દાન કરે, નિરંતર રહેનારૂં ભૂમિદાન કરે અને જે બહુ દક્ષિણાવાળો અગ્નિષ્ટોમ યજ્ઞ કરે, એની સાથે દેવતાઓ તલના વાસણને બરાબર માને છે. તેમ શ્રાદ્ધમાં પિતૃ તિલોદકને અક્ષય માને છે અને દીપ તથા તિલ મિશ્ર ચોખા હોય તો એના પિતામહો પ્રસન્ન થાય છે. આ રીતે મેં સ્વર્ગમાં તથા પિતૃના લોકમાં પિતૃ અને દેવોએ માનેલું તેમ ઋષિઓએ દીઠેલું પુરાતન આખ્યાન કહ્યું.

स्वर्गे च पितृलोके च पितृदेवाभिपूजितम् ।
एवमेतन्मयाऽऽदिष्ट मृषिदृष्टं पुरातनम् ॥ १५ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे लोमशरहस्ये ऊनत्रिंशाधिकशततमोऽध्यायः ॥ १२९ ॥



## અધ્યાય ૧૩૦ મો. અરૂંધતીએ કહેલો ધર્મ.

भीष्म उवाच—ततस्त्वृषिगणा सर्वे पितरश्च सदेवता: ।
अरुन्धतीं तपोवृद्धामपृच्छन्त समाहिता: ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—તે પછી સર્વ ઋષિગણો અને દેવો સહિત પિતૃઓ સાવધાન થઇને તપવડે વૃદ્ધ અને પરાક્રમથી મહાત્મા વસિષ્ઠની સમાન શીલવાળાં અરૂંધતીને પૂછવા લાગ્યા કે હે ભદ્રે ! અમે તમારાથી ધર્મનાં રહસ્યો સાંભળવા ઇચ્છીએ છીયે માટે તમે જે હોય તે કહેવા યોગ્ય છો. અરૂંધતી બોલ્યાં—તમારાં સ્મરણે કરી અવશ્ય મેં તપની વૃદ્ધિ મેળવી, તમારી પ્રસન્નતાથી હું સમગ્રપણાથી સહિત, રહસ્ય સહિત અને સદા રહેનારા ધર્મો તમને કહું છું તે સાંભળો. જેનું મન શુદ્ધ અને શ્રદ્ધાવાન્ હોય તેને ધર્મો કહેવા પણ જે શ્રદ્ધા રહિત, અભિમાની, બ્રાહ્મણને હણનાર અને ગુરૂની સ્ત્રી પાસે જનાર હોય, આ ચાર દોષવાળો ભાષણ કરવા લાયક નથી માટે તેઓની પાસે ધર્મને પ્રકાશિત કરવો નહિ. જે નર બાર માસ સુધી દિવસે દિવસ કપિલાનું દાન કરે છે, જે સદા મહિને મહિને સત્રવડે યજન કરે છે અને જે જ્યેષ્ઠ પુષ્કરમાં લાખ ગાયો આપે છે તેઓના ધર્મનું ફળ જેનો અતિથિ સંતોષ પામે છે તેની તુલ્ય નથી. શ્રદ્ધાવાન્ મનુષ્યે કરવા યોગ્ય, રહસ્ય, મોટાં ફળવાળો, અને મનુષ્યોના સુખને કરનારો બીજો ધર્મ સાંભળો. પ્રાતઃકાળમાં ઉઠી જળ સહિત દર્ભ લઇ ગાયોના મધ્યમાં ગાયોનાં શિંગડાં ઉપર અભિષેક કરવો, અને તે જળને નિરાહાર રહેલા પોતે મસ્તકવડે ધારણ કરવું. આમ જે કરે છે તેના ધર્મનું ફળ સાંભળો. ત્રણ લોકોમાં સિદ્ધ, ચારણોએ સેવેલાં અને મહર્ષિયોએ સેવેલાં જે કોઇ તીર્થો સંભળાય છે તેઓનું સ્નાન અને ગાયોનાં શિંગડાનાં જળનું સ્નાન એ સમાન છે. આ સાંભળી અતિ હર્ષ પામેલા, દેવતા, પિતૃ અને પ્રાણિયોએ સારૂં સારૂં એમ કહ્યું અને અરૂંધતીનો પણ સારો સત્કાર કર્યો. બ્રહ્મા

બોલ્યા—હે મહાભાગે ! હે ધન્યે ! અહો ! તમે રહસ્ય સહિત ધર્મ કહ્યો માટે તમને વર આપું છું કે સદા તમારૂં તપ વૃદ્ધિ પામો. યમ બોલ્યા—મેં તમારાથી જે કથા સાંભળી તે દેવતાઇ અને રમણીય છે. હવે મહર્ષિયોએ અને આત્માના હિતને ઇચ્છનારા, શ્રદ્ધાળુ મનુષ્યે સાંભળી શકાય એવું, ધર્મ યુક્ત, અને મને પ્રિય, ચિત્રગુપ્તે કહેલું રહસ્ય સાંભળો. કંઇ પણ કરેલું પુણ્ય તથા પાપ નાશ પામતું નથી. પર્વના કાળમાં જે કંઇ સૂર્યને પ્રાપ્ત થાય છે તે સર્વ જ્યારે મનુષ્ય પ્રેતના લોકમાં જાય છે ત્યારે પુણ્યાત્મા સૂર્ય પાછું આપે છે, અને ત્યાં તે ઉપયોગમાં આવે છે. ચિત્રગુપ્તે માનેલો, શુભ પણ થોડો ધર્મ કહું છું. નિરંતર પાણી અને દીવાનું દાન કરવું, યથાયોગ્ય પાદરક્ષક છત્ર અને કપિલાનું દાન કરવું. પુષ્કર તીર્થમાં વેદના પારને પામેલા બ્રાહ્મણને કપિલા આપવી. સર્વ રીતે યત્નથી અગ્નિહોત્ર પાળવું. આ બીજો પણ ચિત્રગુપ્તે કહેલો ધર્મ છે. એનું ફળ હે શ્રેષ્ઠો ! પૃથકપણાથી તમે સાંભળવા યોગ્ય છો. સર્વ પ્રાણિયોએ કાળના ક્રમથી મરણ પામવાનું છે, તેમાં દુઃખ પામેલા, ક્ષુધા તૃષ્ણાથી પીડાએલા, દાહ પામતા કૃત્યોનાં ફળ ભોગવે છે. ઓછી બુદ્ધિવાળાઓ ઘોર અંધકારરૂપ નરક પ્રત્યે જાય છે, તેમાં જેણે કરી દુઃખો તરાય તે થોડા ખર્ચવાળો, મોટા અર્થવાળો અને મરણ પછી સુખને ઉત્પન્ન કરનારો ધર્મ કહું છું. પ્રેતના લોકમાં વિશેષે કરી પાણીના દિવ્ય ગુણો છે ત્યાં તેઓને માટે પુણ્યોદકા પુણ્યરૂપ જળવાળી નદી કરવામાં આવે છે, તેમાં ક્ષય રહિત, શીતળ અને અમૃતની ઉપમા અપાય એવું જળ હોય છે. તે નદીમાં જે પાણીનું દાન કરે છે તે પાણી પીએ છે. હવે દીપના દાનથી થતા દીપના ગુણોનો વિસ્તાર સાંભળો. દીવાને દેનારો જરૂર નરકના અંધકારને જોતો નથી. એની પાસે ચંદ્ર સૂર્ય અને અગ્નિ પ્રભા આપે છે. દેવતાઓ એની સર્વ તરફ દિશાઓને નિર્મળ કરવા ધારે છે અને પ્રેત લોકમાં ગયેલો તે નર સૂર્યની પેઠે શોભે છે, માટે વિશેષપણાથી પાણી અને દીવો આપવો. જેઓ પુષ્કરમાં વિશેષતાથી તથા બીજે પણ વેદના પારને પામનારા બ્રાહ્મણને ગાય આપે છે તેનું જે ફળ છે તે સાંભળો. તેણે નિરંતર વૃષ સહિત સો ગાય આપેલી ગણાય છે. આપેલી સો ગાયોની પેઠે એ કપિલા જે કંઇ બ્રહ્મહત્યાના જેવું પાપ કરેલું હોય તેને ધોઇ નાંખે છે, માટે ચંદ્રિકા હોય ત્યારે જ્યેષ્ઠ પુષ્કર ક્ષેત્રમાં કપિલા આપવી. તેઓને કશું વિષમ થતું નથી, દુઃખ થતું નથી તથા શત્રુઓ થતા નથી. જે પાત્રભૂત ઉત્તમ બ્રાહ્મણને ઉપાનહ અને છત્ર આપે છે તે પરલોકમાં ગયેલો છત્રના દાનથી સુખરૂપ છાયાને પામે છે, વળી આપેલા દાનનો નાશ થતો નથી. આ ચિત્રગુપ્તનું માનેલું સાંભળી હર્ષ યુક્ત રોમવાળા મોટી જેની કાંતિ છે એવા સૂર્ય દેવતાઓ પિતૃને કહેવા લાગ્યા કે તમે મહાત્મા ચિત્રગુપ્તનું ધર્મ રહસ્ય સાંભળ્યું ! જે શ્રદ્ધાળુ માણસો મહાત્મા બ્રાહ્મણોને આ દાન આપે છે તેઓને ભય થતો નથી. બ્રાહ્મણને હણનાર, ગાયને હણનાર, પરસ્ત્રીમાં પ્રીતિવાળો હોય તે શ્રદ્ધા રહિત નર અને જે સ્ત્રી પ્રત્યે સ્ત્રીથી આજીવિકા ચલાવે છે તે આ પાંચ ધર્મના દોષવાળા છે, જેઓનું પ્રાયશ્ચિત્ત નથી. વળી અધર્મી નરો આચાર રહિત, ન ભાષણ કરવા યોગ્ય તથા તજવા લાયક છે. પ્રેતના લોકમાં ગયેલા, પાપ કર્મવાળા તેઓ નરકમાં પરૂ અને લોહીનું ભોજન કરનારા થાય છે અને માછલા થઇ પોતાના કૃત્યનું ફળ પામે છે, તે પાંચ પુરૂષો પિતૃ, દેવતાઓ, સ્નાતક બ્રાહ્મણો અને જે બીજા તપોધન છે તેઓએ બોલાવવા યોગ્ય નથી.

**असम्भाष्याः पितॄणां च देवानां चैव पञ्चते ।**
**स्नातकानां च विप्राणां ये चान्ये च तपोधनाः ॥४०॥**

इतिश्री महाभारते ऽनुशासनपर्वणि दानधर्मे अरुंधतीचित्रगुप्तरहस्येत्रिंश-दधिकशततमोऽध्यायः ॥ १३० ॥

## અધ્યાય ૧૩૧ મો. પ્રમથોએ કહેલા ધર્મ.

भीष्म उवाच—ततः सर्वे महाभाग देवाश्च पितरश्च ह।
ऋषयश्च महाभागाः प्रमथान्वाक्यमब्रुवन् ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—ત્યાર પછી મહા ભાગ્યવાન્ દેવતાઓ પિતૃ તથા મોટાં ભાગ્યવાળા ઋષિયો પ્રમથો પ્રત્યે બોલ્યા—હે નિશાચર મહાભાગો! પ્રત્યક્ષ રાત્રિમાં ફરનારા તમે ઉચ્છિષ્ટ, અપવિત્ર અને ક્ષુદ્ર માનવોને કેમ હણો છો? કયા નિવારણના ઉપાયો કહેલા છે કે જેથી તમે મનુષ્યોની હિંસા કરો નહિ? જેઓથી તમે ઘરોમાં રહો નહિ એવાં કયાં રાક્ષસોને હણનારાં છે? તમારૂં આ સર્વ અમે સાંભળવા ઇચ્છિએ છીયે. પ્રમથો બોલ્યા—જેઓ મૈથુનવડે સદા ઉચ્છિષ્ટ છે, જેઓ શ્રેષ્ઠને નીચા કરે છે શ્રેષ્ઠનું અપમાન કરે છે જે મોહથી માંસ ખાય છે, જે વૃક્ષના મૂળમાં સુવે છે, જે માંસને મસ્તક ઉપર રાખે છે, જે શય્યામાં પગ રાખવાને સ્થાને સુવે છે, જે સર્વ ઉચ્છિષ્ટને બહુ છિદ્રોવાળા મનુષ્યો છે, જેઓ જળમાં અપવિત્ર વસ્તુઓ અને લિંટ બડખા વગેરે ફેંકે છે, એ સર્વ મનુષ્યો ભક્ષણ કરવા યોગ્ય અને વધ કરવા લાયક છે. એમાં સંશય નથી. અમે આ પ્રકારના સ્વભાવ તથા આચરણવાળા માનવોને પરાભવ પમાડી લઇ જઇયે છીયે. હવે જેઓથી અમે હિંસા કરી શકતા નથી તે નિવારણ કરવાના ઉપાયો સાંભળો. જે ગોરોચનાને ગ્રહણ કરનાર અને વજને હાથમાં રાખનાર છે, જે મસ્તક પર ઘૃતવાળા અક્ષત અર્પણ કરે છે અને જેઓ માંસ ખાતા નથી તેઓની હિંસા કરવા અમે શકત નથી. જેના ઘરમાં નિરંતર અગ્નિ દીપ્ત રહે છે, જે ગૃહસ્થોનાં ઘરોમાં વ્યાઘ્રનાં ચર્મ, દાઢ, પર્વતનો કાચબો, ઘૃતનો ધૂમ, બિલ્લાડો ને કાળો અથવા પીળો મેંઢો રહે છે તે ઘરો અતિ ભયંકર માંસને ખાનારાઓ (રાક્ષસો) એ પરાભવ ન પમાડાય એવાં છે અને અમારા જેવા જેઓ છે તે સુખ થાય તેમ બીજા લોક પ્રત્યે ફરે છે માટે હે વિશાંપતે! આ વાનાં રાક્ષસોને હણનારાં છે. આ પ્રમાણે સર્વ, જેમાં છે તે તમને મોટો સંશય ટાળવા કહ્યું.

तस्मादेतानि गेहेषु रक्षोघ्नानि विशांपते ।
एतद्वः कथितं सर्वं यत्र वः संशयोमहान् ॥ १४ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे प्रथमरहस्ये एकत्रिंशदधिक शततमोऽध्यायः ॥ १३१ ॥

## અધ્યાય ૧૩૨ મો. દિગ્ગજ રહસ્ય.

भीष्म उवाच—ततः पद्मप्रतीकाशः पद्मोद्भूतः पितामहः ।
उवाच वचनं देवान्वासवं च शचीपतिम् ॥ १ ॥

ભીષ્મ બોલ્યા-તેપછી, કમળના સરખા, કમળથી જન્મેલા, બ્રહ્મા દેવતાઓ તથા શચીના પતિ ઇન્દ્ર પ્રત્યે બોલ્યા કે આ મહા બળવાન્, રસાતલમાં ફરનારો, તેજસ્વી, મોટાં સત્વ ને પરાક્રમવાળો રેણુક નામે હાથી છે, અતિ તેજસ્વી, મોટાં પરાક્રમવાળા, બીજા સર્વ મોટા હસ્તિયો છે જેઓ શૈલવન, અને કાનન સહિત સકળ પૃથ્વીને ધારણ કરે છે. મોટા હસ્તિઓને તમે આજ્ઞા આપેલો રેણુક-ત્યાં જઇ સર્વ ધર્મનાં રહસ્યો પૂછે છે. આવું બ્રહ્માનું વચન સાભળી દેવતાઓએ તેજ વખતે જ્યાં તે પર્વતને ધારણ કરનારા, અવ્યગ્ર હસ્તિયો હતા ત્યાં રેણુકને મોકલ્યો. રેણુક બોલ્યો કે હે મહા બળવાન્ હસ્તિયો ! દેવતા અને પિતૃ-ઓએ મને આજ્ઞા કરી છે માટે હું તમારા ધર્મનાં રહસ્યોને તત્વથી સાંભળવા ઇચ્છું છું તેથી હે મહાભાગો ! તમે તત્વરૂપ મનથી ધારેલું હોય તે કહો. દિગ્ગજો બોલ્યા—કાર્ત્તિક માસમાં આશ્લેષા નક્ષત્ર, અને કૃષ્ણપક્ષની કલ્યાણકારી અષ્ટમી હોય તે નક્ષત્રના યોગમાં જે ગોળ તથા ચોખા આપે છે તથા શુદ્ધ, નિયમિત આહારવાળો અને ક્રોપરહિત થઇ આ મંત્ર જપે છે બળદેવ વગેરે જે અતિ બળવાન્, અનંત ક્ષયરહિત, નિત્ય અતિ બળવાળા, ફણાઓવાળા, અને જેઓ તેઓના કુળમાં થયેલા, મહા ભૂતોરૂપ ભુજંગો છે તેઓ બળ અને તેજની વૃદ્ધિ માટે મારા બલિને ગ્રહણ કરો તથા જ્યારે શ્રીમાન્ નારાયણે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો ત્યારે પૃથ્વીને ઉદ્ધાર કરનારા દેવનું જે બળ હતું તે તેઓરૂપ હતું, આમ કહીને રાફડામાં બલિ આપવો. જ્યારે સૂર્ય અસ્ત પામે ત્યારે હે ગજેંદ્ર ! પુષ્પયુક્ત અને નીલાં વસ્ત્ર તથા ચંદનવાળો બલિ વાલ્મિક વિષે અર્પણ કરવો, આમ કરવાથી નીચે ભારથી પીડાએલા, પૃથ્વીને ધારણ કરનારા અમે પ્રસન્ન થઇએ છીએ અને તે શ્રમને જાણતા નથી. વળી ભારથી પીડિત અને અપેક્ષા રહિત એવા અમે આવું માનીએ છીએ કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર, જો ઉપવાસ કરી આ રીતે બલિ લઇ રાફડામાં નિવેદન કરે તો બહુ ફળવાળાં દાનને પામે. અમે પણ તે બહુ ફળવાળું માનેલું છે. તેમ ત્રણ લોકમાં જે મહા પરાક્રમી નાગો છે તેઓ પણ ખરી રીતે સો વર્ષ સુધી જેઓનું અતિથિપણું કર્યું છે એવા થાય છે. આ રીતે દિગ્ગજોનું રહસ્ય સાંભળી દેવતા તથા પિતૃઓ અને મહાભાગ ઋષિયો રેણુકને પૂજવા લાગ્યા.

दिग्गजानां च तच्छ्रुत्वा देवताः पितरस्तथा ।
ऋषयश्च महाभागाः पूजयन्ति स्म रेणुकम् ॥ १७ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे दिग्गजानांरहस्येद्वात्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३२ ॥

## અધ્યાય ૧૩૩ મો. મહાદેવનું રહસ્ય.

महेश्वर उवाच—सारमुध्धृत्य युष्माभिः साधुधर्म उदाहृतः ।
धर्मगुह्यमिदं मत्तः शृणुध्वं सर्व एव हि ॥ १ ॥

મહાદેવ બોલ્યા-તમોએ સાર ખેંચી સારો ધર્મ કહ્યો, હવે બધાઓ મારા આ ધર્મનું રહસ્ય સાંભળો. જેઓની બુદ્ધિ ધર્મને આશ્રય પામી રહેલી અને જે નરો શ્રદ્ધાવાન્ છે

તેઓને મોટાં ફળવાળો રહસ્યસહિત ધર્મ ઉપદેશ કરવા યોગ્ય છે. જે ઉદ્વેગરહિત થઇ એક માસ સુધી ગાયોનું આન્હિક આપે અને એક વખત ભોજન જમે તેનું જે ફળ છે તે સાંભળો. હે મહાભાગો ! આ ગાયો પરમ પવિત્ર વસ્તુરૂપ કહેલી છે. તેઓ દેવ, અસુર અને મનુષ્ય સહિત ત્રણ લોકને ધારણ કરે છે. તેઓમાં મોટું પુણ્ય, સેવા અને મોટું ફળ રહેલું છે, માટે ગાયોનાં આન્હિકવાળો દિવસે દિવસ ધર્મથી જોડાય છે. પૂર્વે સત્યયુગમાં મેં એ ગાયોનું અપમાન કરેલું હતું, પછી કમળથી જન્મેલા બ્રહ્માએ મને શાંત કરી સમજાવ્યો તેથી હું વ્રજનાં સ્નાનમાં રહું છું અને વૃષ, મારી ઉપર રહે છે તથા હું ગાયો સાથે રમું છું માટે તેઓ સદા પૂજવા યોગ્ય છે. ઉપાસના કરવાથી મોટા મહિમાવાળી, વર આપનારી ગાયો વર આપે છે તથા જે ગવાન્હિક આપે છે એને સર્વ કર્મોમાં જે ફળ છે તેમાં તેનો ચોથો ભાગ હોય તેને પણ કબૂલ કરે છે.

ता गावोऽस्यानुमन्यन्ते सर्वकर्मसु यत्फलम् ।
तस्य तत्र चतुर्भागो यो ददाति गवान्हिकम् ॥ ९ ॥

इति श्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे महादेवरहस्ये त्रयस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३३ ॥

## અધ્યાય ૧૩૪ મો. સ્કંધદેવ રહસ્ય.

स्कन्द उवाच—ममाप्यनुमतो धर्मस्तं शृणुध्वं समाहिताः ।
नीलषण्डस्य शृङ्गाभ्यां गृहीत्वा मृत्तिकां तु यः ॥ १ ॥

કાર્તિકસ્વામી બોલ્યા—મારો પણ માનેલો જે ધર્મ છે તે તમે સાવધાન થઇ સાંભળો. જે નીલવૃષની બે શિંગડાથી મૃત્તિકા લઇ ત્રણ દિવસ અભિષેક કરે છે તે ધર્મ જાણો. તેમ કરનારો સર્વ અશુભ કર્મને ધોઇ નાખે છે. બીજા લોકમાં અધિપતિપણું પામે છે અને જ્યાં સુધી મનુષ્ય જન્મે છે ત્યાં સુધી શૂર થાય છે. આ બીજું પણ ગુહ્ય રહસ્ય સમજો. જે પૂર્ણિમાને દિવસે ઉદય પામતા ચન્દ્રને ઉંબરાના કાષ્ટનાં પાત્રને લેઇ તેમાં મધ સહિત પાકેલું અન્ન રાખી બળિ આપે છે તેના ખરા ધર્મના ફળને શ્રદ્ધાવાન્ થઈ જાણો. સાધ્યો, રૂદ્રો, આદિત્યો, વિશ્વેદેવતાઓ, બે અશ્વિનીકુમારો, મરુત્ અને વસુઓ, બળિને ગ્રહણ કરે છે, તેથી ચંદ્રમા વૃદ્ધિ પામે છે અને સમુદ્ર ઉત્સવોના સમુદ્રરૂપ થાય છે. આ મેં સુખને ધારણ કરનારો, રહસ્ય સહિત ધર્મ કહ્યો. વિષ્ણુ બોલ્યા—જે શ્રદ્ધાવાન્, ગુણોમાં દોષબુદ્ધિ ન કરનાર અને સાવધાન મનુષ્ય મહાત્મા દેવતાઓનાં સર્વ ધર્મ રહસ્યો, ઋષિયોનાં રહસ્યો અને આન્હિકને સદા કહે છે અથવા સંભળાવે છે તેને વિઘ્ન થતું નથી તથા એને ભય થતા નથી. જે શુભ, પુણ્યરૂપ, રહસ્યો સહિત ધર્મો કહ્યા છે તેઓનાં કર્મનું ફળ જે જીતેંદ્રિય થઇ પાઠ કરે છે તેને થાય છે. સંભળાવે છે અથવા સાંભળે છે તે ફળ પામે છે; તેના પિતૃ અક્ષય હવ્યને તથા દેવતાઓ કવ્યને પામે છે. પર્વોમાં પ્રયત્નવાળો જે નર ઉત્તમ બ્રાહ્મણોને સંભળાવે છે તે પણ નિત્ય, ઋષિ દેવતા અને પિતૃઓને પ્રિય, લક્ષ્મીવાન્ અને સદા ધર્મોમાં પ્રયત્નવાન્ થાય છે. મહા પાતક રહિત એવાં પાપરૂપ કર્મને કરીને પણ આ, રહસ્યો

ધર્મ સાંભળવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે. ભીષ્મ બોલ્યા—હે નરાધિપ! મેં વ્યાસે વર્ણવેલું, સર્વ દેવોએ નમસ્કાર કરેલું, દેવતાઓના ધર્મોનું રહસ્ય કહ્યું, આ ઉત્તમ જ્ઞાન, શ્લોકથી સંપૂર્ણ પૃથ્વીરૂપ છે એમ ધર્મને જાણનારે માનવું અને તેથી આજ સાંભળવું. આ જ્ઞાન અશ્રદ્ધાળુને, નાસ્તિકને, જેનો ધર્મ નાશ પામેલો છે તેને, નિર્દયને, હેતુવડે દુષ્ટ થયેલાને, ગુરૂના દ્વેષિને કે આત્મારૂપ ન થયેલાને સમજાવવું નહિ.

**नाऽश्रद्दधानाय न नास्तिकाय न नष्टधर्माय न निर्घृणाय।**
**न हेतुदुष्टाय गुरुद्विषे वा नानात्मभूताय निवेद्यमेतत् ॥ १७ ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे स्कन्धदेवरहस्ये चतुस्त्रिंशद-धिकशततमोऽध्यायः ॥ १३४ ॥**

## અધ્યાય ૧૩૫ મો. ભોજ્યાભોજ્ય કથન.

**युधिष्ठिर उवाच—के भोज्या ब्राह्मणस्येह के भोज्याः क्षत्रियस्य ह ।**
**तथा वैश्यस्य के भोज्याः के शूद्रस्य च भारत ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે—હે ભારત! બ્રાહ્મણને કોણ ભોજન કરાવવા યોગ્ય છે? કોણ ક્ષત્રિયને ભોજન યોગ્ય છે? કોણ વૈશ્યનાં ભોજનને યોગ્ય છે અને કોણ શૂદ્રને જમાડવા લાયક છે? ભીષ્મ બોલ્યા—બ્રાહ્મણને બ્રાહ્મણ ને ક્ષત્રિયો ભોજ્ય છે, તેમ વૈશ્યભોજન કરાવવા યોગ્ય છે, પણ શૂદ્રને વર્જીત કરેલા છે. ક્ષત્રિયને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યો જમાડવા યોગ્ય છે, પણ સર્વ ભક્ષણ કરનારા, વિરૂદ્ધ કર્મવાળા શૂદ્રો તજવા લાયક છે. બ્રાહ્મણ તથા ક્ષત્રિયોને, જેઓ નિત્ય અગ્નિવાળા, પવિત્ર અને ચોમાસાનાં વ્રતોમાં પ્રીતિવાળા વૈશ્યો છે તે જમાડવા યોગ્ય છે પણ જે શૂદ્રોનું અન્ન ખાય છે તે પૃથ્વીના મેલને ખાય છે. તે નરોના મળને પીએ છે અને જનના મળને ખાય છે. શૂદ્રોમાં જે કોઇ બીજાનું ખાય છે તે પૃથ્વીનો મળ ખાય છે અને જે દ્વિજો તેને જમાડનારા છે તેઓ પણ પૃથ્વીનો મળ જમે છે. શૂદ્રની સેવામાં રહેનારો વિશેષ કર્મમાં રહેનાર હોય તોપણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય નરકમાં પીડાય છે—બ્રાહ્મણો પોતાના અધ્યયનમાં પ્રીતિવાળા અને મનુષ્યોના કલ્યાણના સ્થાનમાં પ્રીતિવાળા થવા યોગ્ય છે. ક્ષત્રિય રક્ષામાં યોગ્ય અને વૈશ્ય પુષ્ટિને અર્થે યોગ્ય કહેવાય છે. વૈશ્ય જે દુષ્ટ કર્મ કરે છે તે પાપી આજીવિકા ચલાવે છે માટે વૈશ્યના કર્મમાં ખેડ, ગોરક્ષા અને વ્યાપાર નિંદારૂપ નથી, પણ જે પોતાના કર્મને તજી શૂદ્રનું કર્મ કરે છે તે જેવો શૂદ્ર હોય તેવો જાણવો અને કદી પણ તેને જમાડવો નહિ. ચિકિત્સા કરનારો, અધમ, પુરનો અધ્યક્ષ, પુરોહિત, વર્ષને કહેનાર, વૃથા અધ્યયન કરનાર, સર્વ તેના સરખા માનેલા છે માટે જે નિર્લજ્જ થઇ તેના સરખાં કર્મવાળા આ લોકોનું ભોજન કરે છે તે અભોજ્ય ભોજન જમવાથી દારૂણ ભયને પામે છે. તેનું કુળ, વીર્ય, અને તેજ હણાય છે અને જેમ કૂતરો હોય તેમ ધર્મ રહિત, અને સારી ક્રિયા રહિત એવો તે તિર્યગ્યોનિને પામે છે. જે વૈદ્યનું અન્ન ખાય છે તે અન્ન વિષ્ટા જેવું છે. પુંશ્ચલી સ્ત્રીનું અન્ન મૂત્રરૂપ છે, કારીગરનું અન્ન શોણિતરૂપ છે. જે સજ્જનોએ માનેલો નર વિદ્યોપજીવીનું અન્ન ખાય છે તે પણ

અન્ન શૂદ્રના અન્ન જેવું છે માટે સજ્જને તે તજવું. જે નિંદિત નરનું ખાય છે તેને રૂધિરના ધુનારૂપ કહેલું છે. ચાડિયા કે દુર્જનનું અન્ન બ્રહ્મહત્યારાના જેવું મનાય છે, માટે સત્કાર રહિત, અપમાનવાળું કદી પણ ભોજન કરવું નહિ, કદી જો કરે છે તો બ્રાહ્મણ શીઘ્ર વ્યાધિવાળો થઇ કુળ ક્ષય કરે છે. જે નગરીની રક્ષા કરનારનું અન્ન ખાય છે તે ઝાંપડા જેવો થાય છે. ગાયને હણનાર, બ્રાહ્મણને મારનાર, મદિરાને પીનાર, અને ગુરૂની સ્ત્રી પ્રત્યે જનારનું અન્ન ખાવાથી વિપ્ર રાક્ષસોના કુળને વધારનાર થાય છે. થાપણને હરનારનું અન્ન ખાવાથી ઉપકારને હણનારા, નપુંસકથી વર્ત્તનારા મધ્ય દેશથી બહાર કરેલા ભિલ્લોના નિવાસમાં જન્મે છે. હે કૌંતેય ! મેં વિધિ પ્રમાણે ભોજન કરવા યોગ્ય અને ભોજનને અયોગ્ય જનો કહ્યા, હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો તે કહો ?

**अभोज्या श्चैवभोज्याश्च मया प्रोक्ता यथाविधि ।**
**किमन्यदद्य कौन्तेय मत्तस्त्वं श्रोतुमिच्छसि ॥ २१ ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे भोज्याभोज्यान्नकथनंनामपञ्चत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३५ ॥**



## અધ્યાય ૧૩૬ મો. પ્રાયશ્ચિત્ત વિધિ.

**युधिष्ठिर उवाच—उक्तास्तु भवता भोज्यास्तथा भोज्याश्च सर्वशः ।**
**अत्र मे प्रश्नसन्देहस्तन्मे वद पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે—હે પિતામહ ! તમે સર્વ ભોજન યોગ્ય અને અભોજ્ય માણસો કહ્યા એમાં મને પ્રશ્નનો સંદેહ છે તે કહો. વિશેષ કરી બ્રાહ્મણોને જૂદા જૂદા પ્રકારનાં ભોજનોમાં હવ્ય તથા કવ્યને લેવામાં જે પ્રાયશ્ચિત્તો હોય તે મને કહો. ભીષ્મ બોલ્યા—હે રાજન્ ! ભોજન તથા દાન લેવાથી જેણે કરી પાપથી છૂટે છે તે મહાત્મા બ્રાહ્મણો માટે તમને કહું છું. હે યુધિષ્ઠિર ઘૃતના દાનમાં તથા તલના દાનમાં ગાયત્રી ને સમિધની આહુતિ આપવી, એ બે સમાન છે, માંસનું દાન લેવામાં, મધનું અને લવણનું દાન લેવામાં સૂર્યોદય સુધી ઉપવાસી રહીને બ્રાહ્મણ પવિત્ર થાય છે. સુવર્ણને ગ્રહણ કરીને દ્વિજ, ગુરૂ, શ્રુતિ જપવાથી અને ઉઘાડું કાળું લોઢું ધારણ કરવાથી મુક્ત થાય છે, તેમ સ્ત્રીધન વસ્ત્રના પ્રતિગ્રહમાં તેમજ હે નરશ્રેષ્ઠ સુવર્ણનું દાન લેવામાં, અન્ન લેવામાં, પાયસ, શેરડીનો રસ, શેરડી, તેલ અને પવિત્ર પદાર્થો લેવામાં ત્રણ સંધ્યા વખતે જળમાં સ્નાન કરવું. તેમજ ચોખા, પુષ્પ, ફળ, જળ, પિષ્ટમય વસ્તુ, અળતો, દહિ, દૂધ એનું દાન લેવામાં સો ગાયત્રી જપવી. ઔર્ધ્વદૈહિક કાર્યમાં પગરખાં અને છત્ર ગ્રહણ કરીને સાવધાન થઇ સો ગાયત્રી મંત્ર જપવા તેથી પાપ નિવારણ થાય છે. ક્ષેત્રનું દાન લેવામાં, બંદીખાનાં તથા સૂતકના વિષયમાં ત્રણ રાત્રિ ઉપવાસ કરવાથી પાપથી છૂટાય છે જે બ્રાહ્મણ કૃષ્ણપક્ષમાં પિતૃના શ્રાદ્ધનું અન્ન જમે છે તે બ્રાહ્મણ એક દિવસ રાત્રિ ગયે શુદ્ધ થાય છે. તેમાં ન્હાયા વિના સંધ્યા ન સેવવી, જપ ન કરવો અને અન્નને સંકરવાળું ન કરવું; આમ કરે તો બ્રાહ્મણ પવિત્ર થાય છે. ફરી જમવું ન પડે અને યથાયોગ્ય પિતૃના પ્રથમ નિમંત્રણ કરેલા, બ્રાહ્મણો જેથી ક્ષુધા જાગ્રત થવાથી ડી

મે એટલા માટે અપરાન્હ વખતે પિતૃનું શ્રાદ્ધ કરવું. મરેલા મનુષ્યને ત્રીજે દિવસે જે બ્રાહ્મણ અન્ન ખાય છે તે ત્રણ વખત સ્નાન કરવાથી બારમે દિવસે શુદ્ધ થાય છે. બારમો દિવસ જાય ત્યારે વિશેષતાથી જેણે શૌચ કરેલું છે એવો જન બ્રાહ્મણોને આપવાથી પાપથી મુક્ત થાય છે. મરેલા માણસની દશ રાત્રિ જાય ત્યારે ગાયત્રી, રૈવતી ઇષ્ટિ, કૂષ્માંડ અને અઘમર્ષણ વગેરે પ્રાયશ્ચિત્ત કરવાં. જે બ્રાહ્મણ મરેલાની ત્રણ રાત્રિ જાય ત્યારે ભોજન કરે છે તે સાત દિવસ ત્રણ વખત સ્નાન કરવાથી પવિત્ર થાય છે, મોટી સિદ્ધિ પામે છે અને આપત્તિને તરી જાય છે. જે બ્રાહ્મણ શૂદ્રોની સાથે ભોજનમાં જમે છે તેનું વિધિ પ્રમાણે શૌચ નથી પણ એમાં પવિત્રતા કરાય છે. જે બ્રાહ્મણ વૈશ્યોની સાથે જમે છે તે ત્રણ રાત્રિ સુધી દીક્ષા લેવાથી તે કર્મથી છૂટે છે. જે બ્રાહ્મણ ક્ષત્રિયોની સાથે ભોજન કરે છે તે વસ્ત્રો સહિત સ્નાન કરવાથી પાપથી મુક્ત થાય છે, એમ ન કરે તો અપવિત્રતા તેના કુળને હણે છે, વૈશ્યનાં પશુ તથા બાંધવોને હણે છે, ક્ષત્રિયની લક્ષ્મીને હણે છે, અને બ્રાહ્મણના સારા તેજને હણે છે માટે પ્રાયશ્ચિત્તને શાંતિ કરવી તથા હોમ કરવો. ગાયત્રી, રૈવતસામ, પવિત્રેષ્ટિ, કૂષ્માંડ અને અઘમર્ષણનો જપ કરવો તેથી પાપ મુક્ત થવાય છે. ઉચ્છિષ્ટ તથા પરસ્પરનું ભોજન જમવું નહિ જોઇએ. ગોરોચના, દૂર્વા, અને હળદર એ ત્રણ મંગળને પ્રાપ્ત કરનારાં જાણવાં અથવા એ ત્રણ અને મંગળને પમાડનારાં હોય તેઓનો પ્રાયશ્ચિત્તમાં ઉપયોગ કરવો.

**तथोच्छिष्टमथोन्योन्य संप्राशेन्नात्र संशयः।**
**रोचना विरजारात्रिर्मङ्गलालम्भनानि च ॥ २५ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे प्रायश्चित्तविधिर्नामषाड्त्रिंशद्धिकशततमोऽध्यायः ॥ १३६ ॥**



## અધ્યાય ૧૩૭ મો. દાનથી સ્વર્ગપ્રાપ્તિ.

**युधिष्ठिर उवाच—दानेन वर्ततेत्याह तपसा चैव भारत ।**
**तदेतन्मे मनो दुःखं व्यपोहत्वं पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે ભારત પિતામહ ! તમે કહ્યું કે દાન તથા તપથી વર્તવું પણ તે મારા મનને દુઃખકર લાગે છે તેને તમે દૂર કરો, પૃથ્વીમાં તે બેમાં શું શ્રેષ્ઠ છે ? એ મને આપ કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—તપવડે સમર્થ આત્માવાળા, ધર્મમાં પ્રીતિવાળા અને દાન પુણ્યમાં રતિવાળા જે રાજાઓ સંશય ન રાખવાથી ઉત્તમ લોકોને પામ્યા છે તે સાંભળો. હે રાજન્ ! પૂર્વે સત્કાર પામેલા આત્રેય ઋષિ શિષ્યોને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કરી ઉત્તમ લોકોને પામ્યા છે. ઉશીનરનો પુત્ર શિબિ રાજા બ્રાહ્મણ અર્થે પ્રિય પુત્રના પ્રાણોનો ઉપકાર કરી અહિંથી સ્વર્ગ ઉપર ગયેલો છે. કાશીનો પતિ પ્રતર્દન રાજા પોતાનો પુત્ર બ્રાહ્મણને આપી અહિં અને પરલોકમાં અતુલ્ય કીર્ત્તિ ભોગવે છે. સંકૃતિનો પુત્ર, રંતિદેવ રાજા મહાત્મા વસિષ્ઠને વિધિ પ્રમાણે અર્ઘનું જળ આપી ઉત્તમ લોકોને પામ્યો છે. દેવાવૃદ્ધ બ્રાહ્મણને યજ્ઞ માટે દિવ્ય, સો શલાકાવાળું સુવર્ણનું શુભ છત્ર આપી સ્વર્ગ પ્રત્યે જઇ રહેલો છે. ભગવાન અંબરીષ રાજા માપી ન શકાય તેટલાં બળવાળા બ્રાહ્મણને સકળ રાષ્ટ્ર આપી સુર-

લોકને પામેલા છે. સૂર્યનો પુત્ર કર્ણ દિવ્ય કુંડળ અને રથ તથા જનમેજય બ્રાહ્મણને ગાયો આપી ઉત્તમ લોકો પ્રત્યે ગયા છે. વૃષાદર્ભિ રાજર્ષિ બ્રાહ્મણોને વિવિધ રત્નો ને રમણીય ઘરો આપી સ્વર્ગ પ્રત્યે ગયેલો છે. નિમિરાષ્ટ્ર અને વૈદર્ભિ મહાત્મા અગસ્ત્યને કન્યા આપી પુત્ર, પશુ તથા બાંધવો સહિત સ્વર્ગમાં ગયેલા છે. જમદગ્નિના પુત્ર મહા યશસ્વી પરશુરામ બ્રાહ્મણને ભૂમિદાન કરી અક્ષય તથા મનના સંકલ્પથી પણ ભારે લોકોને પામ્યા છે. જ્યારે મેઘ વર્ષતો ન હતો ત્યારે ભૂદેવના રાજા વસિષ્ઠે સર્વ પ્રાણિયોને જીવાડ્યા હતા, જેથી તે અક્ષય ગતિને પામેલા છે. દશરથના પુત્ર રામચન્દ્ર યજ્ઞોમાં વસુ હોમી અક્ષય લોકોને પામ્યા છે, જેનો લોકમાં મોટો યશ છે. રાજર્ષિ કક્ષસેન મહાત્મા વસિષ્ઠને યથાયોગ્ય ન્યાસ આપી અતિ મોટી કીર્ત્તિ પામી ઉત્તમ લોકને પામેલા છે. કરંધમનો પૌત્ર અને અવિક્ષિતનો પુત્ર હતો તે મરૂત આંગિરસ ઋષિને કન્યા આપવાથી અક્ષય સ્વર્ગ પામેલા છે. પંચાલ સંબંધી અને ધર્મધારી જનોમાં ઉત્તમ રાજા બ્રહ્મદત્ત શંખ નામનો ભંડાર બ્રાહ્મણને આપી પરમ ગતિને પામેલો છે. મિત્રસહ રાજા મહાત્મા વસિષ્ઠને પ્રિય ભાર્યા મદયંતી આપી સ્વર્ગ પ્રત્યે ગયેલો છે. મનુનો પુત્ર સુદ્યુમ્ન મહાત્મા લિખિતને માટે દંડનો ઉદ્ધાર કરી ધર્મથી ઉત્તમ લોકોને પામેલો છે. મહા યશસ્વી, રાજર્ષિ સહસ્રચિત્ય બ્રાહ્મણને અર્થે પ્રિય પ્રાણોને તજી ઉત્તમ લોકો પ્રત્યે ગયેલો છે. પૃથ્વીપતિ શતદ્યુમ્ન સર્વ કામનાઓથી ભરેલું, સુવર્ણમય ઘર મૌદ્‌ગલ્યને આપી સ્વર્ગમાં ગયેલો છે. પૂર્વે સુમન્યુ–ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોના પર્વત સરખા ઢગલાઓ શાંડિલ્યને આપી સ્વર્ગમાં ગયેલો છે. મોટી કાંતિવાળો, નામથી દ્યુતિમાન્ એમ પ્રસિદ્ધ થયેલો શાલ્વ દેશનો રાજા, ઋચીકને રાજ્ય આપી ઉત્તમ લોકો પ્રત્યે ગયેલો છે. રાજર્ષિ મદિરાશ્વ સારા મધ્ય ભાગવાળી કન્યા હિરણ્ય-હસ્તને આપી દેવોએ સ્થિતિ કરેલા લોકોને પામેલો છે. સમર્થ રાજર્ષિ લોમપાદ શાંતા ઋશ્યશૃંગને આપી મોટી કામનાઓથી યુક્ત થયા હતા. રાજર્ષિ ભગીરથ યશવાળી, હંસી નામે કન્યા કૌત્સને આપી અહિંથી અક્ષય લોકો પ્રત્યે ગયેલા છે. તેમ ભગીરથ રાજા વાછડાઓ સહિત એક લાખ ગાયો કોલહને આપી ઉત્તમ લોકો પ્રત્યે ગયેલા છે. હે યુધિ-ષ્ઠિર ! આ અને બીજા ઘણાઓ દાન તથા તપવડે સ્વર્ગ પ્રત્યે ગયેલા છે અને વારંવાર નિવૃત્ત થયા છે. જે ગૃહસ્થોએ દાન તથા તપવડે ઉત્તમ લોકોને જીત્યા છે તેઓની કીર્ત્તિ જ્યાં સૂધી પૃથ્વી રહેશે ત્યાં સૂધી રહેશે. હે યુધિષ્ઠિર ! મેં આ શિષ્ટ લોકોનું ચરિત્ર તમને કહ્યું, તેઓ દાન, યજ્ઞ અને પ્રજાની સૃષ્ટિથી સ્વર્ગને પામ્યા છે માટે કૌરવોમાં ધુરંધર, નિરંતર દાન કરવાથી તમારી બુદ્ધિ ધર્મને વધારનારી તથા દાન, યજ્ઞ, અને ક્રિયાથી યુક્ત થાઓ. હે નૃપશાર્દૂલ ! જેમાં તમને સંદેહ હશે તે હમણાં સંધ્યા પ્રાપ્ત થઇ છે માટે હવે કાલ સવારે અવશ્ય કહીશ.

**यत्र ते नृपशार्दूल संदेहो वै भविष्यति ।**
**श्वःप्रभाते हि वक्ष्यामि संध्या हि समुपस्थिता ॥ ३२ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे सप्तत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३७ ॥**

## અધ્યાય ૧૩૮ મો. દાનથી સ્વર્ગપ્રાપ્તિ.

**युधिष्ठिर उवाच—श्रुतं मे भवतस्तात सत्य व्रतपराक्रमम् ।
दानधर्मेण महता ये प्राप्तास्त्रिदिवं नृपाः ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા–હે સત્ય આચરણ તથા મોટા પરાક્રમવાળા તાત ! મેં જે રાજાઓ મોટા દાનના ધર્મથી સ્વર્ગને પામ્યા તે તમારાથી સાંભળ્યું. હવે હે ધર્મધારિયોમાં ઉત્તમ ! બીજા ધર્મોને સાંભળવા ઇચ્છું છું. દાન કેટલા પ્રકારનું હેવું ? તેનું શું ફળ છે ? કેવી રીતે અને કોને આપવું ? ધર્મયુકત, દાન દેવા યોગ્ય મનાય છે અને શા કારણોથી કેટલા પ્રકારવાળું તે છે ? એ તત્વથી સાંભળવા ઇચ્છું છું. ભીષ્મ બોલ્યા–હે નિષ્પાપ ! હે કૌંતેય ! હે ભારત ! સર્વ વર્ણોમાં જે રીતે દાન દેવા યોગ્ય છે તે રીતે દાનનો વિષય તત્વથી સાંભળો. હે ભારત ! જે કારણોથી પાંચ પ્રકારનું દાન છે તે ધર્મ, અર્થ, ભય, કામના, અને કરૂણા વગેરેથી તમે જાણો. [1]આ લોકમાં કીર્ત્તિ પામે છે અને મરણ પછી ઉત્તમ સુખ મેળવે છે. આ કારણથી અસુયાને તજનારાએ બ્રાહ્મણોને દાન આપવું. આ દાન આપે છે અથવા આપશે, અથવા આણે આપેલું છે, આરીતે અર્થિ જનોથી સાંભળીનેજ સર્વ અર્થિને આપવું તેનું નામ અર્થદાન છે. હું આનો નથી અને એ મારો નથી, માટે અપમાન કરવાથી પાપ કરશે, આવા ભયથીજ પંડિતે દઢ મૂઢને દાન દેવું. આ મારો પ્રિય છે અને હું એનો પ્રિય છું આમ જાણી બુદ્ધિમાને તંદ્રા તજી સમાન વયવાળાને કલેશ વગરનું દાન આપવું. આ દીન છે, માગે છે, અને થોડાથી પણ પ્રસન્ન થાય છે, આમ જાણી દરિદ્રને કરૂણતાથી સર્વ પ્રકારે આપવું તેનું નામ કારૂણ્ય દાન છે. આ રીતે પાંચ પ્રકારવાળું દાન પુણ્ય કીર્ત્તિને વધારનાર છે માટે શક્તિ પ્રમાણે આપવું આમ પ્રજાપતિનું કહેવું છે.

**इति पञ्चविधं दानं पुण्यकीर्तिविवर्द्धनम् ।
यथाशक्त्या प्रदातव्यमेवमाह प्रजापतिः ॥ ११ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे अष्टात्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३८ ॥**

---

## અધ્યાય ૧૩૯ મો. પ્રકીર્ણ કથાઓ.

**युधिष्ठिर उवाच—पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।
आगमैर्बहुभिः स्फीतो भवान्नः प्रवरे कुले ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે મહાપ્રાજ્ઞ ! સર્વ શાસ્ત્રોમાં કુશળ, પિતામહ, તમે અમારા અતિ ઉત્તમ કુળમાં ઘણાં શાસ્ત્રોવડે વૃદ્ધિ પામેલા છો માટે હે અરિંદમ ! તમારાથી ધર્મ અને અર્થથી યુક્ત, આવતા કાળમાં સુખ ઉત્પન્ન કરનાર, લોકોને આશ્ચર્યરૂપ થયેલું હોય તેવું કંઈ સાંભળવા ઇચ્છું છું. હે પુરૂષશ્રેષ્ઠ ! આ વખત, જ્ઞાતિ બાંધવોને દુર્લભ મળ્યો છે, કારણ

---

[1] પાંચ પ્રકારે ક્રમથી બતાવે છે.

કે તમારા વિના બીજો કોઇ અમને શિખામણ આપનાર નથી. હે નિષ્પાપ! હે પૃથ્વીપતે! જો ભાઇયો સહિત મારા ઉપર આપને અનુગ્રહ કરવો હોય તો હું જે તમને પૃછું તે તમે મને કહેવા યોગ્ય છો. આ સર્વ રાજાઓએ માનેલા, શ્રીમાન્ નારાયણ તમને બહુ માન અને વિનયથી સેવે છે માટે તમે આની તથા સર્વ રાજાઓની સમક્ષ મારા ભાઇયોના પ્રિય માટે મારા સ્નેહથી કહેવા યોગ્ય છો. વૈશંપાયન બોલ્યા—તેમનું તે વચન સાંભળી સ્નેહથી જેને હર્ષ આવેલો છે એવા, ભાગીરથીના પુત્ર ભીષ્મ બોલ્યા કે—હે રાજન્! હું તમને અતિ મનોહર કથા કહું છું. પૂર્વે મેં વિષ્ણુનો જે મહિમા સાંભળેલો છે અને પોઠિયાના ચિન્હવાળા શંકરનો જે મહિમા છે તે મારાથી તમે સાંભળો. ધર્માત્મા શ્રીકૃષ્ણે બાર વર્ષનું વ્રત કરવા માંડ્યું ત્યારે દીક્ષા પામેલા શ્રીકૃષ્ણનું દર્શન કરવા નારદ અને પર્વત એ બે ઋષિયો આવ્યા. કૃષ્ણ દ્વૈપાયન જપ કરનારાઓમાં ઉત્તમ, ધૌમ્ય, દેવલ, કાશ્યપ, હરિતકાશ્યપ, અને બીજા પણ દીક્ષા તથા દમથી યુક્ત અને દેવ સરખા, તપરૂપ ધનવાળા, સિદ્ધ શિષ્યોએ અનુસરેલા, સારા ઋષિયો આવ્યા. તે વખતે પ્રસન્ન થયેલા, દેવકીના પુત્ર કૃષ્ણે [illegible]ર્ચન યોગ્ય, કુળને ઘટતો તેઓનો અતિથિ સત્કાર કર્યો. પ્રસન્ન થએલા મહર્ષિયો લીલા રંગનાં નવીન દર્ભાસનો તથા સુવર્ણમય આસનો ઉપર બેઠા. પછી તેઓ મધુર તથા ધર્મવાળી, રાજર્ષિ દેવતાઓ અને જે તપરૂપ ધનવાળા છે તેઓની કથાઓ કરવા લાગ્યા. ત્યારપછી અદ્‌ભુત કર્મવાળા, શ્રીકૃષ્ણના મુખમાંથી વ્રતચર્યારૂપ કાષ્ઠથી પેદા થયેલો નારાયણના તેજરૂપ અગ્નિ નીકળી પ્રકટ થયો. તે અગ્નિએ વૃક્ષો સહિત લતા તથા મૂળીયાંઓ સહિત, પક્ષિ અને મૃગોના સમૂહો સહિત તથા ક્રૂર જંતુઓ અને સર્પો સહિત પર્વતને ભસ્મ કર્યો. આ રીતે દીન દેખાવવાળા, જૂદા જૂદા આકારવાળા મૃગોવડે હાહાકારરૂપ થએલ અને નિશ્ચેતન એવાં પર્વતના શિખરને મથ્યું. મોટી જ્વાળાવાળો તે અગ્નિ, સર્વને બાળી વિષ્ણુની સમીપ આવી શિષ્યની પેઠે ચરણોનો સ્પર્શ કરવા લાગ્યો, તે વખતે શત્રુંને નાશ પમાડનારા વિષ્ણુએ પર્વતને બળેલો જોઇ સૌમ્ય દૃષ્ટિના પાતોથી તેને ફરી પ્રકૃતિને પ્રાપ્ત કર્યો, તેથી પાછો પૂર્વવત્ તે પર્વત ઉત્તમ પુષ્પ, લતા અને વૃક્ષોવાળો, પક્ષિ ગણોના ઘોષ સહિત અને ક્રૂર જંતુઓ તથા સર્પ વગેરે જંતુઓ યુક્ત થયો. આ રીતે બનેલું અચિંત્ય આશ્ચર્ય જોઇ મુનિયોનો સમૂહ વિસ્મિત, હર્ષિત રોમવાળો, અને આંસુથી ડોળાં થયેલ નેત્રવાળો થયો. પછી વક્તાઓમાં ઉત્તમ એવા નારાયણ ઋષિયોને વિસ્મયવાળા જોઇ નમ્ર, મધુર અને સ્નેહવાળું આવું કથન કહેવા લાગ્યા—હે તપરૂપ ધનવાળા! નિંદા રહિત, ઋષિયો શા માટે નિરંતર મમતા રહિત, શાસ્ત્રવાન્ અને જેઓએ સંગ તજેલો છે એવા ઋષિના સમૂહને વિસ્મય પ્રાપ્ત થયો છે? આ મારા સંશયને સર્વ ઋષિયો યથાર્થ, જેમ અર્થનો નિશ્ચય થાય તેમ કહેવા યોગ્ય છો. ઋષિયો બોલ્યા—હે મધુસૂદન! તમે લોકોને સૃજો છો અને ફરી નાશ પમાડો છો, તમે શીત છો, તમે ઉષ્ણ છો, તથા તમે વર્ષા છો, પૃથ્વીમાં જે સ્થાવર અને જંગમ પ્રાણિયો છે તેઓના તમે પિતા છો, તમે માતા છો, તમે પ્રભુ છો અને તમેજ ઉત્પત્તિરૂપ છો. આ રીતે અમારા વિસ્મયને કરનારા અગ્નિના નિકળવારૂપ સંશયને તમેજ કહેવા યોગ્ય છો. હે અરિકર્શન! હે હરે! તમારા કહ્યા પછી ત્રાસ રહિત થયેલા અમે જે અમોએ સાંભળ્યું છે અને જે જોયું છે તે કહીશું. વસુદેવના પુત્ર બોલ્યા—જેણે આ પર્વતને મથ્યો તે, યુગના અંતના અગ્નિ સરખી કાંતિવાળા અગ્નિરૂપ, મારા મુખથી જે તેજ નિકળ્યું એ વિષ્ણુનું તેજ છે, જેથી જેઓએ

ક્રોધ જીતેલો છે, જેઓએ ઇન્દ્રિયો જીતેલી છે એવા ઋષિયો પીડા પામ્યા અને દેવ સરખા, તપરૂપ ધનવાળા તે વ્યથિત થયા પણ હવે તમે વ્યથા પામવા યોગ્ય નથી; કારણ કે વ્રતચર્યા યુક્ત, હું થયો તેથી તપસ્વિના વ્રતોની સેવાએ કરી અગ્નિ ઉત્પન્ન થયો છે. પરાક્રમમાં પોતાના સરખો, પુત્ર પામવા, વ્રત કરવા, આ શુભ પર્વત આવ્યો ત્યારે મારો જે આત્મા દેહમાં છે તે અગ્નિ થઇ બહાર નીકળ્યો. એને વરને આપનારા, સર્વ લોકોના પિતામહનું દર્શન કરવા ગયો. હે મુનિશ્રેષ્ઠો ! તેણે મારા આત્માને પુત્રપણા માટે અને અર્ધ તેજવડે તમારા પુત્ર વૃષ જેના ધ્વજમાં છે એવા શિવ થશે એમ આજ્ઞા કરી તે આ અગ્નિ મારી સમીપ ચરણના મૂળમાં શિષ્યની પેઠે સેવા સારૂ આવી શાંત થયો અને પ્રકૃતિને પામ્યો. હે તપોધનો ! મેં બુદ્ધિમાન્ વિષ્ણુનું રહસ્ય છે એજ સમાસથી કહ્યું માટે તમારે ભય ધરવો નહિ. હે જ્ઞાન અને વિજ્ઞાનથી શોભિત અને તપસ્વિનાં વ્રતોવડે પ્રકાશ પામેલાઓ ! તમારી લાંબા જ્ઞાનથી સર્વ ઠેકાણે અવ્યગ્ર ગતિ છે માટે તમોએ જે સાંભળેલું હોય અને જે પૃથ્વી અથવા સ્વર્ગમાં કદી કંઇ મોટું આશ્ચર્ય જોયું હોય તો તમે તે કહેવા યોગ્ય છો; કારણ કે તપોવનમાં વસનારા તમોએ અહિં કહેલ અમૃત સરખાં, પ્રસિદ્ધ વાણીરૂપ મધની અથવા મદ્યની મને સ્પૃહા છે. હે અમર જ્ઞાનવાળાઓ ! જો કે હું પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં કંઇ પણ અદ્ભુત દર્શનવાળું, દિવ્ય, તમારૂં ન જોયેલું છે તે જોઉં છું તથા તે મારી ઉત્તમ પ્રકૃતિ ક્યાંય હણાતી નથી તોપણ પોતા વિષે રહેલું સામર્થ્ય મને આશ્ચર્યરૂપ ભાસતું નથી. વળી શ્રદ્ધા કરવા યોગ્ય કહેલો, સજ્જનના શ્રવણ પ્રત્યે ગયેલો અર્થ પર્વતમાં અર્પણ કરેલા લેખની પેઠે પૃથ્વીમાં ઘણો વખત રહે છે, માટે હું જે સજ્જનના મુખથી નિકળેલું, આશ્ચર્યકારી અને નરોની બુદ્ધિરૂપ દીવાને કરનારૂં છે તે કહીશ. આ સાંભળ્યા પછી કૃષ્ણની સમીપમાં વિસ્મય પામેલા, સર્વ મુનિયોના ગણો કમળની પાંખડીયો સરખાં શોભિત નેત્રોવડે જનાર્દનનું દર્શન કરવા લાગ્યા તેમ બીજાઓ તેમની કીર્તિ વધાવવા લાગ્યા. કેટલાકો પૂજવા લાગ્યા અને કેંક મધુદૈત્યને મારનારા કૃષ્ણની ઋગ્વેદથી શોભિત અર્થવાળી વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. તે સમયે સર્વ મુનિયોના સમુદાયે દેવતાના સરખા જ્ઞાન અથવા દેખાવવાળા અને બોલવામાં કુશળ એવા નારદને બોલાવ્યા. મુનિયો બોલ્યા—હે મુને ! હે પ્રભો ! હિમાલય પર્વતમાં તીર્થયાત્રામાં તત્પર એવા મુનિયોએ જે અચિંત્ય અને આશ્ચર્ય અનુભવ્યું હોય તથા જેમ કૃષ્ણ વિષે જોએલું હોય તેમ તમે તે સર્વ આદિથી—પ્રથમથી સંપૂર્ણ અંતસુધી ઋષિયોના સમૂહને હિત માટે કહેવા યોગ્ય છો. આ રીતે મુનિઓએ કહેલા દેવર્ષિ ભગવાન્ નારદ મુનિ પ્રથમ થયેલી સર્વ કથા કહેવા લાગ્યા,

**एवमुक्तः समुनिभिर्नारदो भगवान्मुनिः ।**
**कथयामास देवर्षिः पूर्ववृत्तामिमां कथाम् ॥५०॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे ऊनचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १३९ ॥**

## અધ્યાય ૧૪૦ મો. શંકર અને પાર્વતીનો સંવાદ.

**भीष्म उवाच—ततो नारायणसुहृन्नारदो भगवानृषिः ।**
**शङ्करस्योमयासार्धं संवादं प्रत्यभाषत ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા–તે પછી નારાયણના સ્નેહી ભગવાન્, નારદઋષિ શંકરનો પાર્વતી સાથે થયેલો સંવાદ કહેવા લાગ્યા. નારદ બોલ્યા–ધર્માત્મા, સુરોના ઇશ્વર, પોઠિયાના ચિન્હવાળા, રૂદ્ર, સિદ્ધ, ચારણોએ સેવેલા, જૂદા જૂદા પ્રકારના ઔષધોથી યુકત, જૂદાં જૂદાં પુષ્પોથી આકુળ, અપ્સરાઓના સમૂહોથી સેળભેળ થયેલ, ભૂતોના સમૂહે સેવેલા, રમણીય અને પુણ્યરૂપ હિમાલય પર્વતમાં તપ કરતા હતા ત્યાં હર્ષયુકત, મહાદેવ, જૂદાજૂદા પ્રકારના રૂપોવાળા રૂપ રહિત, દિવ્ય, અદ્ભુત દેખાવવાળા, સિંહ, વાઘ અને હાથીના સરખી કાંતિવાળા, સર્વ જાતિથી યુકત, ગર્દભ અને દીપડાના સરખા મુખવાળા, રીંછ ને બળદ સરખા મુખવાળા, ઘુડના મુખ સરખા મુખવાળા, વરૂ અને બાજપક્ષીના મુખ સરખા મુખવાળા, જૂદા જૂદા વર્ણવાળા તથા મૃગના મુખ સરખાં મુખવાળા એવા ભૂતોના હજારો ટોળાંથી વિંટાએલ, સર્વ જાતિથી યુકત કિંનરો, યક્ષો. ગાંધર્વો, રાક્ષસો અને પ્રાણિયોના સમુહોથી પણ યુક્ત હતા. મહાદેવનું તે સ્થાન, દિવ્ય પુષ્પોથી ભરેલું, દિવ્ય જ્વાળાઓથી આકુળ, દિવ્ય ચંદનથી યુક્ત, દિવ્ય ધૂપથી ધૂપવાળું, દિવ્ય વાદિંત્રોના અવાજોવાળું, મૃદંગ અને પણવોથી ગાજી રહેલ, શંખ તથા ભેરીના શબ્દોવાળું, ચોતરફ નાચતા, ભૂતોના સમૂહો અને મયૂરોથી શોભિત, જેમાં અપ્સરાઓ નાચે છે એવું, દેવ ઋષિના ગણોએ સેવેલું, જોવામાં ઠીક લાગે એવું, વર્ણવી ન શકાય તેવું દિવ્ય એને આશ્ચર્યકારી દેખાવવાળું હતું. તે પર્વત મહાદેવના તપથી ઘણો શોભતો હતો. સ્વાધ્યાયમાં તત્પર એવા બ્રાહ્મણોથી વેદનો ઘોષ ગાજી રહેલો હતો. હે માધવકૃષ્ણ ! બોલતા ભ્રમરોરૂપ ગાયનોથી તે પર્વત ઉપમા ન આપી શકાય એવો થયો હતો. તે વખતે હે જનાર્દન ? ભયંકર રૂપને ધારણ કરનાર, મોટા ઉત્સવની તુલ્ય તે જોઇ મુનિયોના સમૂહને પરમ પ્રીતિ થઇ ત્યાં મહા ભાગ્યવાન્, મુનિયો ઉંચા વીર્યવાળા, સિદ્ધ, મરૂત્, વસુઓ, સાધ્ય, ઇન્દ્ર સહિત વિશ્વદેવ, યક્ષો, નાગ, પિશાચો, લોકપાળો, અગ્નિયો વાયુઓ, અને સર્વ મહાભૂતો આવેલા હતા. ઋતુઓ મહા અદ્ભૂત, સર્વ પુષ્પોની વૃષ્ટિ કરતા હતા. ચળકતી ઔષધીઓ તે વનને પ્રકાશિત કરતી હતી. હર્ષયુક્ત થએલા પક્ષિયો નાચતાં હતાં તથા શબ્દો કરતાં હતાં. આ રીતે રમણીય પર્વતોના પૃષ્ટ ભાગો ઉપર શબ્દ કરનારા તેઓ જનોને પ્રિય થતા હતા. ત્યાં પલંગમાં બેઠેલા શોભે તેમ દિવ્ય ધાતુઓથી શોભિત પર્વતની તળાટીમાં બેઠેલા મોટાં મનવાળા, વાઘનાં ચર્મરૂપ વસ્ત્રને ધારણ કરનાર, સિંહના ચર્મરૂપ જેને ઉત્તરીય વસ્ત્ર છે એવા, સર્પરૂપ યજ્ઞોપવીતવાળા, રાતા બાજુબંધરૂપ આભુષણવાળા, કંઇક પીળા રંગવાળી દાઢીવાળા, જટાવાન્, ભીમ સુરદ્વેષિને ભય કરનાર, સર્વ પ્રાણિયો અને ભક્તોના અભયને કરનારા, જેના ધ્વજમાં પોઠિયો છે એવા શંકર અતિ સોભતા હતા. તેનું દર્શન કરી સર્વ પાપોથી મુકત, ક્ષમાવાન અને નિર્દોષ એવા સર્વ મહર્ષિયો મસ્તકોવડે પૃથ્વી પ્રત્યે દંડની પેઠે નમવા લાગ્યા અને તે, ભૂતોના પતિ શિવનું સ્થાન ભયંકર રૂપને ધારણ કરનાર ભાસવા લાગ્યું. હે મધુદૈત્યને મારનાર ! પોઠિયાના ચિન્હવાળા શિવનું જે સ્થાન પરાભવ નજ પમાડી શકાય એવું, મોટા નાગોથી આકુળ અને

કરે રૂપ ધરનાર ભાસતું હતું, તે સર્વ ક્ષણ વારમાં અદ્‌ભુત આશ્ચર્યરૂપ થયું. તે સ્થાન
ભૂતોની સ્ત્રીઓનાં ટોળાંથી વિંટાએલાં મહા દેવની તુલ્ય, વસ્ત્રોને ધારણ કરનારાં સર્વ
માં જળ જેથી થાય છે એવા, સુવર્ણના કળશને ધારણ કરનારાં, સર્વ પર્વતથી
રી નદીયોએ પાછળ અનુસરેલાં, શુભ, બહુ પ્રકારના ગંધ અને પુષ્પ વૃષ્ટિઓને વર્ષા-
અને હિમાલયના પડખાને સેવતાં એવાં શૈલપુત્રી આવ્યાં. મહાદેવના પડખા પ્રત્યે
યા પછી ઝટ સુંદર હાસ્યવાળાં, હસતાં, તે દેવીએ મશ્કરી માટે શુભ શંકરનાં નેત્રો બે
વડે ઢાંકી દીધાં. આ રીતે બે નેત્રો ઢાંકવાથી તેજ વખત જગત્ અંધકારરૂપ ચેતના
ત, હોમ રહિત, અને વષટ્કાર રહિત થયું. જેમ સૂર્યનો અસ્ત થવાથી થાય તેમ ભૂતપતિ
નાં નેત્ર મિંચાવાથી સર્વ જન ત્રાસ યુક્ત અને ઉદાસ થયો. તેવામાં તેના કપાળમાંથી
દીપ્ત જ્વાળા અગ્નિની ઝાળ નિકળી અને ક્ષણમાં લોક અંધકારથી રહિત થયો તથા
શિવનું સૂર્ય સરખું, યુગના અંત સરખું અને દીપ્ત એવું ત્રીજું નેત્ર થયું, જેણે આ
તને મથ્યો તે સમયે વિસ્તારયુક્ત નેત્રવાળાં, પાર્વતી શંકરને દીપ્ત અગ્નિના સરખાં
વાળા નિરખી મસ્તકવડે શંકરને પ્રણામ કરી જોવા લાગ્યાં. જ્યારે સાલ અને સરલના
સહિત, ઉત્તમ ચંદનો સહિત, દિવ્યૌષધિઓથી શોભિત રમણીય તે વન બળવા લાગ્યું
ભય પામેલાં, દોડતાં, શરણને પણ ન પામતાં અને શંકરને પડખે રહેલાં મૃગોનાં
ઓથી તે સ્થાન સંકુલ થયેલું ભાસવા લાગ્યું. પછી જેમ બીજો, યુગના અંત વખ-
અગ્નિ હોય તેમ તીવ્ર, બાર સૂર્યના સરખો અને આકાશને અડનારી જ્વાળાવાળો
ળીના સરખો લાલ અગ્નિ હતો તેણે ક્ષણવારમાં ધાતુ અને શિખરોની ઉંચાઇવાળો અને
દગ્ધ થયેલી લતા તથા ઓષધિવાળો હિમાલય પર્વત દગ્ધ થયો. આ રીતે તે પર્વ-
પાયમાલ થયેલો જોઇ શૈલ્યરાજનાં પુત્રી પાર્વતી ભગવાન્ શિવને શરણ જઇ બે હાથ
ઉભાં રહ્યાં. તે સમયે, શંકરે પાર્વતીને પિતાની દીનતાને ન ઇચ્છનારાં, તથા સ્ત્રીના
થી પ્રાપ્ત થયેલી મૃદુતાવાળાં જોઇ તે પર્વત પ્રત્યે પ્રીતિથી દૃષ્ટિ કરી. આથી ક્ષણવા-
સર્વ હિમવાળો પર્વત પ્રકૃતિમાં રહેલ પ્રથમના જેવો સારા દેખાવવાળો, હર્ષ પામેલા
ઓવાળો તથા સારાં પુષ્પોયુક્ત વન અને વૃક્ષવાળો થયો. પર્વતને પ્રકૃતિમાં રહેલો જોઇ
ન થયેલા, નિંદારહિત કર્મવાળાં પાર્વતી, સર્વ લોકોના પતિ, મોટા ઇશ્વર, એવા શિવને
લાગ્યાં કે, હે ભગવન્! સર્વ ભૂતોના ઇશ, શૂલ જેના હાથમાં છે એવા અને હે મહા
ળા! મને મોટો સંશય પેદા થયો છે તે તમે ખુલાસો કરવા યોગ્ય છો. હે દેવ!
માટે તમારા કપાલમાં ત્રીજું નેત્ર ઉત્પન્ન થયું? શા માટે તમે પક્ષિયોનાં ટોળાં અને
વનો સહિત પર્વતને બાળ્યો, અને શા માટે ફરી તમે મારા પિતા પર્વતને તેવાજ
થી ઢંકાએલો, અને પ્રકૃતિમાં રહેલો કર્યો? મહેશ્વર બોલ્યા કે હે નિંદિત કર્મ રહિત દેવિ!
બાળપણાથી મારાં બે નેત્ર ઢાંક્યાં ત્યારે ક્ષણ વારમાં લોક નિસ્તેજ થયો અને હે
તની પુત્રિ! નષ્ટ થએલા સૂર્યવાળો, અંધકારરૂપ લોક થયો ત્યારે પ્રજાનું રક્ષણ કરવા મેં
દીપ્ત ત્રીજું નેત્ર સરજ્યું, તે આંખનું મોટું તેજ છે કે જેણે આ પર્વતને પાયમાલ કર્યો.
વિ! પાછો મેં તમારૂં પ્રિય કરવા પ્રકૃતિમાં રહેલો કર્યો. ઉમા બોલ્યાં—હે ભગવન્!
તમારૂં મુખ ચંદ્રના સરખું પ્રિય દેખાવવાળું છે? જેમ લક્ષ્મીથી ઇચ્છવા યોગ્ય, પૂર્વ
છે, તેમજ ઉત્તરે અને પશ્ચિમ છે. શાથી દક્ષિણ મુખ ભયંકર અને ઉંચી કપિલા જટા

છે ? કોણે તમારો કંઠ મોરનાં પિચ્છ સરખો નીલ કર્યો છે ? હે દેવ ! ક્યા કારણે કરી તમારા હાથમાં નિરંતર પિનાક રહે છે ? શા સારૂં તમે નિત્ય જટાવાન્ અને બ્રહ્મચારી છો ? જેના ધ્વજમાં પોઠિયો છે એવા પ્રભુ, હું તમારી સમાન ધર્મને આચરણ કરનારી ભક્ત છું, માટે આ સર્વ મારા સંશયને કહેવા યોગ્ય છો.

ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે પર્વતની પુત્રીએ પૂછાયલા પિનાકને ધારણ કરનારા, ભગવાન, પ્રભુ, ધીરજ અને બુદ્ધિથી પ્રીતિમાન થયા. પછી દેવ એવા શિવ કહેવા લાગ્યા. કે, હે સુંદર મુખવાળાં ! હે સૌભાગ્યવાળાં ! જે કારણોએ કરી મારાં આ રૂપો છે તે સાંભળો,

**ततस्तामब्रवीद्देवः सुभगे श्रूयतामिति ।**
**हेतुभिर्यैर्ममेतानि रूपाणि रुचिरानने ॥ ५१ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे उमामहेश्वरसंवादोनाम-चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४० ॥**

## અધ્યાય ૧૪૧ મો. શિવપાર્વતી સંવાદ.

**श्रीभगवानुवाच—तिलोत्तमा नामपुरा ब्रह्मणोयोषिदुत्तमा ।**
**तिलं तिलं समुध्धृत्य रत्नानां निर्मिता शुभा ॥ १ ॥**

શ્રી ભગવાન બોલ્યા—પૂર્વે બ્રહ્માએ તલ તલ રત્નોથી ભુકી લઇ શુભ ઉત્તમ, તિલોત્તમા નામે સ્ત્રી નિર્મેલી હતી. હે શુભ દેવિ ! પૃથ્વીમાં રૂપવડે નિરૂપમ, પ્રીતિને કરનાર મુખવાળી, અતિ ચતુર એવો હું તેને લોભ પમાડતી તે, સુંદર દાંતવાળી જેમ જેમ મારી સમીપ આવતી ગઇ તેમ તેમ હે દેવિ ! મારૂં સુંદર મુખ બહાર નિકળતું ગયું. તેને જોવાની ઇચ્છાથી હું યોગથી ચાર મુર્ત્તિપણાને પામ્યો; અને ઉત્તમ યોગને દર્શાવતો, ચાર મુખવાળો થયો. હે અનિંદિતે ! હું પૂર્વમુખથી ઇન્દ્રપણાને પાળું છું, ઉત્તર મુખવડે તમારી સાથે રમત કરૂં છું, મારૂં પશ્ચિમ તરફનું મુખ સૌમ્ય અને સર્વ પ્રાણિયોના સુખને કરનાર છે. દક્ષિણ મુખ ભીમ સરખું રૌદ્ર છે અને પ્રજાનો સંહાર કરે છે. હું લોકોના હિતની કામનાથી જટાવાળો તથા બ્રહ્મચારી છું. દેવતાઓના કાર્યના અર્થની સિદ્ધિ સારૂ મારા હાથમાં પિનાક રહ્યું છે. પૂર્વે મારી લક્ષ્મીને ઇચ્છનારા ઇન્દ્રે મારી ઉપર વજ્ર ફેંકેલું હતું તે મારા કંઠને બાળી ગયું હતું તેથી મારી શ્રીકંઠતા છે. પાર્વતી બોલ્યાં—હે શ્રેષ્ઠ દેવ ! સર્વ બીજાં શોભિત વાહનો છે તો વૃષ પોઠિયો કેમ તમારા વાહનપણાને પામ્યો છે ? મહાદેવ બોલ્યા બ્રહ્માએ દૂધ દેતી ગાય સુરભિને ઉત્પન્ન કરેલી દૂધરૂપ અમૃતને ઝરનારી તે બહુ પ્રકારવાળી થઇ. તેના વાછડાના મુખમાંથી ખરેલું ફીણ મારા શરીરપર પડયું ત્યારે મેં બાળેલી તે ગાયો જૂદા જૂદા વર્ણપણાને પામી. પછી અર્થને જાણનારા લોકના બ્રહ્માએ મને શાંતિને પ્રાપ્ત કર્યો અને આ વૃષ મને ધ્વજ માટે તથા વાહન કરવા આપ્યો. પાર્વતી બોલ્યાં—હે ભગવન્ ! સ્વર્ગમાં તમારા નિવાસો બહુ રૂપવાળા અને સર્વ ગુણોથી યુક્ત છે. તેઓને તજી કેમ કેશ તથા હાડકાંઓથી દૂષિત, ભયંકર, કપાલરૂપ ઘડીઓથી સંકુલ, જેમાં

અને શિયાળ ઘણાં છે, જેમાં વસા તથા લોહીરૂપ કાદવ છે, જેમાં વિખરાઇ પડેલો અંગોનાં હાડકાંઓનો ઢગલો છે એવાં, ચિતાઓના ઘણા અગ્નિયોથી સંકુલ, અપવિત્ર શિયાળડીઓના શબ્દોથી ગાજી રહેલાં સ્મશાનમાં રમો છો. મહાદેવ બોલ્યા-સદા મેધ્ય પવિત્રને ખોળનારો હું હંમેશ સકળ પૃથ્વી પ્રત્યે ફરૂં છું પણ અહિં સ્મશાનથી કંઇ બીજું અતિ પવિત્ર નથી જણાતું, તે કારણથી મારૂં મન સર્વ નિવાસોના મધ્યમાં ા વિષે રમે છે. હે મનોહર મંદ હાસ્યવાળિ! મારાં ભૂતનાં ટોળાં પણ વડોની શા- થી ઢંકાએલ, વાંકી માળાઓથી શોભિત તેમાંજ રમે છે. હે દેવિ! હું ભૂતોનાં ટોળાં રસવા ઇચ્છતો નથી. હે શોભને! એજ મારો વાસ પવિત્ર, સ્વર્ગીય, પુણ્યરૂપ અને માનેલો છે તથા પવિત્ર પદાર્થની કામનાવાળાઓએ સેવાય છે. પાર્વતી બોલ્યાં—હે .! સર્વ ભૂતોના ઇશ, સર્વ ધર્મને જાણનારાઓમાં ઉત્તમ, વરને આપનાર, હે પાણે! આ મ્હોટો સંશય છે. તપને યોગ્ય વેષને ધારણ કરનાર, જૂદા જૂદા આકા- , આ મુનિયોનો સમૂહ તપ કરે છે માટે આ, ઋષિયોના સમુદાયની તથા મારી પ્રિય થી અહિં મારા સંદેહને કહેવા યોગ્ય છો. હે શત્રુને દમનાર! હે પ્રભો! હે ધર્મને ાર! ધર્મ શું લક્ષણવાળો કહેલો છે અને ધર્મને ન જાણનારા નરોએ કેવી રીતે ણ કરી શકાય? તે તમે મને કહો.

નારદ બોલ્યા-પાર્વતીના બોલી રહ્યા પછી સર્વ, મુનિયોનો સમૂહ ઋચાઓથી શોભિત ળી વાણી તથા અર્થમાં કુશળ એવી સ્તુતિઓથી પાર્વતીને પૂજવા લાગ્યો. મહાદેવ -અહિંસા, સત્ય વચન, સર્વ પ્રાણિયો વિષે દયા, શાંતિ, અને યથાશક્તિ દાન, ગૃહ- ઉત્તમ ધર્મ છે. પરસ્ત્રીઓના સંબંધનો ત્યાગ, થાપણરૂપ સ્ત્રીનું રક્ષણ, ન આપેલા તે લેવાથી વિરામ પામવું અને મદ્ય તથા માંસનો ત્યાગ આ પાંચ પ્રકારવાળો ધર્મ શાખાઓવાળો, સુખને ઉત્પન્ન કરનાર, ધર્મમાં તત્પર એવા પ્રાણિયોએ આચરવા અને પુણ્યને પેદા કરનાર છે. પાર્વતી બોલ્યાં-હે ભગવન્! જે સંશય પૂછેલો છે તે હેવા યોગ્ય છો. ચાર વર્ણોનો પોતાપોતામાં જે ધર્મ ગુણકારી હોય તે, બ્રાહ્મણમાં ાર્મ હતો? ક્ષત્રિયમાં કેવો ધર્મ હતો? વૈસ્યમાં કયાં લક્ષણવાળો ધર્મ અને શૂદ્રમાં ક્ષણવાળો ધર્મ હોય છે? મહાદેવ બોલ્યા—હે મહાભાગે! તમે સર્વ ન્યાયથી ધર્મ . લોકમાં સદા બ્રાહ્મણો મહા ભાગ્યવાળા, પૃથ્વીના દેવતાઓ છે. બ્રાહ્મણનો, ઇન્દ્રિજય ાર્મ છે એમાં સંશય નથી; કારણ કે તે ધર્મસંપન્ન બ્રહ્મપણા માટે કલ્પાય છે. .! ન્યાયથી બ્રહ્મચર્ય પાળવું એ, અને વ્રતવડે ઉપનયન લેવું એ ધર્મની ક્રિયા છે, બ્રાહ્મણ થવાય છે. ધર્મમાં તત્પર પ્રાણિયોએ ગુરુ ને દેવતાની પૂજા માટે પુણ્યને પેદા ા સ્વાધ્યાયના અભ્યાસરૂપ ધર્મ આચરણ કરવા યોગ્ય છે. પાર્વતી બોલ્યાં-હે ભગવન્! ારો સંશય છે તેને કહેવા યોગ્ય છો. હવે નિપુણતાથી ચાર વર્ણોના ધર્મ કહો. બોલ્યા—રહસ્યનું સાંભળવું અને વેદનાં વ્રતોનું સેવન એ ધર્મ છે. અગ્નિનું કાર્ય ગુરૂનાં કાર્યને સુધારવું એ ધર્મ છે. ભિક્ષા આચરવી એ નિત્ય યજ્ઞોપવીતપણું ઉત્તમ ધર્મ છે. નિત્ય સ્વાધ્યાય કરવાપણું અને બ્રહ્મચર્યાશ્રમ એ ધર્મ છે. આજ્ઞાથી બ્રાહ્મણે વર્તવું અને પછી વિધિ પ્રમાણે યોગ્ય સ્ત્રી મેળવવી એ ધર્મ છે. અન્નનો ત્યાગ, તથા સારા માર્ગનું સેવન એ ધર્મ છે. નિત્ય ઉપવાસીપણું તથા બ્રહ્મ-

ચર્ય એ ધર્મ છે. અગ્નિ રાખી હોમ કરનાર થવું, ઇન્દ્રિયો નિયમમાં રાખવી, અધ્યયન કરનાર થવું, વિઘસાશી થવું, નિયમ પ્રમાણે આહાર કરનાર થવું અને ગૃહસ્થે પવિત્ર અને સત્ય બોલનાર થવું એ ધર્મ છે. અતિથિવ્રતપણું અને ત્રેતાગ્નિનું ધારણ કરવું એ ધર્મ છે. વિધિપૂર્વક ઇષ્ટિ તથા પશુબંધ યજ્ઞો કરવા એ ધર્મ છે. યજ્ઞ તથા પ્રાણિયોમાં હિંસા ન કરવી એ ઉત્તમ ધર્મ છે. એક વખત જમવું અને વિઘસાશિપણું એ ધર્મ છે. બીજા જનોના જમ્યા પછી જમવું, એ ધર્મ કહેવાય છે. ગૃહસ્થ અને શ્રોત્રિય બ્રાહ્મણને વિશેષતાથી પાળવાનો છે. પત્ની તથા પતિનું સમાન શીલપણું એ, ગૃહસ્થોનો ધર્મ છે. ઘરના દેવોની નિત્ય પુષ્પ તથા બલિની ક્રિયા થાય એ ધર્મ છે. નિત્ય ઉપલેપન અને નિત્ય ઉપવાસીપણું એ ધર્મ છે. ઘરમાં અતિ શુદ્ધ અને લિંપેલા ઠેકાણે ઘૃતના ધૂમસહિત અગ્નિ થાય એ ધર્મ છે. આ બ્રાહ્મણ લોકમાં ગૃહસ્થપણાનો લોકને ધારણ કરનારો ધર્મ છે, અને સદા સારા બ્રાહ્મણોમાં આ ધર્મ પ્રવર્તે છે. હે દેવિ ! મેં ક્ષત્રિયોમાં રહેલો જે ધર્મ કહેલો છે તે હું તમને કહું છું માટે સાવધાન થયેલાં મારાથી સાંભળો.

આદિથી ક્ષત્રિયનો પ્રજાનું પાલન કરવું એ ધર્મ કહેલો છે, કારણ કે શાસ્ત્રમાં કહેલાં ફળને ભોગવનારો રાજા ધર્મથી યુક્ત છે. જે મનુષ્યોનો અધિપતિ ધર્મથી પ્રજાઓને પાળે છે તેને પ્રજાના પાલનથી ભેગા કરેલા, ધર્મથી સંપાદન કરેલા ઉત્તમ લોકો મળે છે. તે રાજાનો દમ સ્વાધ્યાય, અગ્નિહોત્રનું ધારણ, દાન અને અધ્યયન ઉત્તમ ધર્મ છે. યજ્ઞોપવીત ધારણ કરવું તથા યજ્ઞ થાય એ ધર્મની ક્રિયા છે ચાકરોનું ભરણ પોષણ કરવું અને કરેલાં કર્મમાં ફળરહિતપણું રાખવું એ ધર્મ છે. ઠીક રીતે દંડમાં સ્થિતિ રાખવી એ ધર્મ છે. વેદ તથા ઋતુની ક્રિયા એ ધર્મ છે. વ્યવહારમાં સ્થિતિ અને સત્ય વાક્યમાં પ્રીતિ એ ધર્મ છે. પીડિતને હાથ દેનારો રાજા અહિં અને મરણ પછી બીજે પૂજાય છે. ગાયો તથા બ્રાહ્મણો માટે પરાક્રમવાળો, સંગ્રામમાં મરણ પામેલો સ્વર્ગ લોકમાં અશ્વમેધથી જીતેલા લોકોને પામે છે. વૈશ્યનો નિરંતર પશુપાલપણું, કૃષિ, અગ્નિહોત્ર ક્રિયા, દાન અને અધ્યયન એ ધર્મ છે. તેમજ વ્યાપાર, સન્માર્ગમાં રહેવું, અતિથિપણું કરવું, શાંતિ રાખવી, મનને નિયમમાં રાખવું, બ્રાહ્મણોની સ્વાગતા કરવી અને ત્યાગ આ સનાતન વૈશ્યનો ધર્મ છે. વૈશ્ય માર્ગને સેવનારા, સન્માર્ગને આશ્રય કરી રહેલા વૈશ્યે તલ, ગંધક અને રસો વેચવા નહિ. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો, શક્તિ પ્રમાણે યથાયોગ્ય, સર્વનું અતિથિપણું કરવું એ ધર્મ છે. નિરંતર બ્રાહ્મણોની સેવા કરવી એ ઉત્તમ શૂદ્રનો ધર્મ છે. પ્રાપ્ત થયેલા અતિથિની સેવા કરનારો, વખાણવા યોગ્ય તપવાળો, સત્ય બોલનાર, અને ઇન્દ્રિયોને જીતનારો, શૂદ્ર મોટું તપ મેળવે છે. નિરંતર શુભ આચરણવાળો દેવ તથા બ્રાહ્મણોને પૂજનારો, બુદ્ધિમાન્ શૂદ્ર, પ્રિય ધર્મનાં ફળોથી યુક્ત છે. હે શોભને ! હે સુભગે ! આ, ચારે વર્ણનો એક એકનો ધર્મ કહ્યો. હવે અહિં બીજું શું સાંભળવા ઇચ્છો છો ? પાર્વતી પૂછવા લાગ્યાં–હે ભગવન્ ! તમે ચાર વર્ણને હિતકારી, શુભ જૂદો ધર્મ કહ્યો પણ જે સર્વ વ્યાપી ધર્મ છે તે મને કહો.

મહાદેવ બોલ્યા—ગુણોને ઇચ્છનારા બ્રહ્માએ લોકના સારવડે પૃથ્વીના દેવતારૂપ, મનુષ્યોમાં સર્વ લોકોને તારવા માટે બ્રાહ્મણોને સરજ્યા, હું તેઓના ધર્મ કર્મના ફળના ઉદયને કહું છું. બ્રાહ્મણોમાં જે ધર્મ છે તે ધર્મ ઉત્તમ માનેલો છે. બ્રહ્માએ પૂર્વે સૃષ્ટિ કરવાના કાળમાં નિત્ય ધર્મને અર્થે પ્રસિદ્ધ, ત્રણ પદાર્થો સરજ્યા તે સરજેલાઓને પણ બ્ર-

રાથી સાંભળો. એક, વેદમાં કહેલો ધર્મ ઉત્તમ છે, બીજો સ્મૃતિ તથા શાસ્ત્રોમાં કહેલો ધર્મ ઉત્તમ છે અને ત્રીજો શિષ્ટ લોકોએ આચરેલો ધર્મ ઉત્તમ કહેલો છે, આ રીતે ત્રણ ધર્મો સનાતન છે. જે બ્રાહ્મણ ત્રણ વેદમાં કુશળ, વિદ્વાન્ અધ્યયનવડે જીવનાર નહિ એવો ત્રણ કર્મવાળો, અને ત્રણ કામ, ક્રોધ તથા લોભને તજીને રહેલો છે એ બ્રાહ્મણ મૈત્ર કહેલો છે. જગતના ઇશ્વરે બ્રાહ્મણોની વૃત્તિ માટે આ, છ કર્મો કહેલાં છે, હવે સનાતન ધર્મ સાંભળો. યજવું, યજન કરાવવું, દાન દેવું, લેવું, ભણાવવું અને ભણવું, આ છ કર્મવાળો બ્રાહ્મણ ધર્મને સેવનાર છે. સ્વાધ્યાયિપણું એ નિત્ય ધર્મ છે, યજ્ઞ છે એ પણ સનાતન ધર્મ છે. એનું શક્તિ પ્રમાણે તથા વિધિ પ્રમાણે દાન એ ધર્મ છે. શાંતિ અને વિષયોથી નિવૃત્તિ રાખવી, આ નિત્ય, સજ્જનોમાં પ્રવૃત્ત થયેલો, શુદ્ધ ગૃહસ્થોનો મ્હોટો, પુણ્યના સમૂહરૂપ ધર્મ છે. જે, પાંચ યજ્ઞવડે શુદ્ધ આત્માવાળો, સત્ય વાણીવાળો, ગુણોમાં દોષ બુદ્ધિરહિત, દાતા, બ્રાહ્મણોનો સત્કાર કરનાર, અતિ શુદ્ધ સ્થાનવાળો, માનરહિત, સદા સરળ, સ્નેહયુક્ત વાણીને આપનાર, અતિથિ તથા અભ્યાગતમાં પ્રીતિવાળો, શેષ રહેલા અન્નનું ભોજન કરનાર છે તથા જે ન્યાય પ્રમાણે, પાદ્ય અર્ઘ્ય, આસન, શયન, દીપ, અને આશ્રય અથવા અન્નછત્ર આપે છે તે ધાર્મિક છે. જે પ્રાતઃકાળમાં ઉઠી આચમન લેઇ ભોજન વાસ્તે આમંત્રણ કરી પાછળ જાય છે તેને સનાતન ધર્મ થાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ગનો શક્તિ પ્રમાણે અહર્નિશ સર્વનું અતિથિપણું કરવું એ ધર્મ છે અને ત્રણ વર્ગ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યની સેવા કરવી એ શૂદ્રનો ધર્મ છે. ગૃહસ્થોમાં પ્રવૃત્તિનાં લક્ષણવાળો જે ધર્મ કરાય છે તે, સર્વ પ્રાણિયોના હિતરૂપ, શુભ ધર્મ હું કહું છું. સમૃદ્ધિને ઇચ્છનારાએ શક્તિથી વારંવાર દાન કરવું. વારંવાર યજન કરવું અને પુષ્ટિનાં કર્મનો વિધિ કરવો. મનુષ્યે પ્રયત્નથી ધર્મવડે અર્થ મેળવવો અને ધર્મ વધારે થાય તેમ ધર્મથી મેળવેલાં ધનને ત્રણ ભાગે વહેંચવું. સમૃદ્ધિને ઇચ્છનારા નરે એક ભાગવડે ધર્મ તથા અર્થ કરવા, એક ભાગથી કામનો અર્થ સિદ્ધ કરવો અને એક ભાગ વધારવો. હે દેવિ ! નિવૃત્તિનાં લક્ષણવાળો જે બીજો ધર્મ મોક્ષ માટે કહેલો છે તેની વૃત્તિ કહું છું તે ખરી રીતે મારાથી સાંભળો. સર્વ પ્રાણિયોમાં દયા રાખવી એ ધર્મ છે પણ એક ગામમાં વસવાપણું એ ધર્મ નથી. મોક્ષને ઇચ્છનારાઓનો આશારૂપ પાશને છોડવો એ ધર્મ વખણાય છે. નહિ પર્ણશાળાનો, નહિ જળનો, નહિ વસ્ત્રનો, નહિ આસનનો, નહિ ત્રિદંડનો, નહિ શયનનો, નહિ અગ્નિનો અને નહિ શરણના સ્થાનનો સંગ કરવો. જે અધ્યાત્મ બ્રહ્મજ્ઞાનમાં ચિત્તવાળો, તેમાં મન રાખનાર, તેમાં તત્પર, સદા યોગ તથા જ્ઞાન પ્રત્યે યોગ્ય, વૃક્ષ ફળ મૂળ જેને ઉત્તમ છે એવો, નિત્ય શુન્ય સ્થાનમાં રહેનાર, નદીના કાંઠા ઉપર સુનાર અને જે નદીના તીરમાં પ્રીતિવાળો છે, જે બ્રાહ્મણ સર્વ સંગોથી, તથા સ્નેહનાં બંધનોથી મુક્ત છે, જે બ્રાહ્મણ આત્માનો ભાવ પરમાત્મા વિષેજ દઢ કરે છે, નિરાહાર, મોક્ષના જ્ઞાનવાળાં કર્મવડે યુક્ત શિવરૂપ થયેલો સંન્યાસ લે છે તેને સનાતન ધર્મ પ્રાપ્ત થાય છે જે સર્વથી સદા મુક્ત છે તે એક ઠેકાણે આસક્ત નથી, એક ગામનો આશ્રય કરનાર નથી પણ છૂટોજ ફરે છે. એક ઠાંટે સુતો નથી, સજ્જનોના સારા માર્ગરૂપ, વેદમાં કહેલો, મોક્ષને જાણનારાઓનો ધર્મ છે. જે આ માર્ગને અનુસરે છે તેને ઉત્તમ પદ પ્રાપ્ત થાય છે, કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ આ ચાર પ્રકારના સંન્યાસીઓ તેઓમાં જે પાછળ છે તે ઉત્તમ છે. આથી પરમ-

હંસપણાથી પામેલા આત્મજ્ઞાનથી બીજું અતિ ઉત્તમ, ઉતરતું, નીચું, અથવા આડું ઉંચું અથવા આગળ, દુઃખ રહિત, સુખ રહિત, સૌમ્ય, જરારહિત મરણ રહિત, અને વ્યય રહિત નથી સાર એ છે કે તે સર્વોત્તમ છે.

પાર્વતી બોલ્યાં—તમે સજ્જનોએ આચરેલો, ભૂલોકનો મહાન્, કલ્યાણ કરનારો, ગૃહસ્થનો ધર્મ તથા મોક્ષ ધર્મ કહ્યો, આ પછી હે ધર્મને જાણનાર! ઋષિના ધર્મને સાંભળવા ઇચ્છું છું, કેમકે નિરંતર મારી ઇચ્છા તપોવનમાં વસનારાઓ વિષે થાય છે, ધૃતના ધુમથી ઉત્પન્ન થયેલો ગંધ જાણે તપોવનને રોકતો હોય તેમ ભાસે છે તથા હે મહેશ્વર! તેને જોઇ મારૂં મન પ્રીતિવાળું થાય છે માટે હે દેવ! હે વિભો! સર્વ ધર્મ અર્થનાં તત્ત્વને જાણનાર, દેવોના દેવ, હે મહાદેવ! મુનિના ધર્મ માટે કરેલા આ મારા સંશયને મેં જેમ પૂછેલું છે તેમ સમગ્રપણાથી યથાર્થ મને કહો. શ્રી ભગવાન બોલ્યા—હે શુભે! મુનિયો જે ધર્મને આચરી પોતાના તપથી સિદ્ધિ પામે છે તે ઉત્તમ મુનિયોનો ધર્મ હું તમને ખુશીથી કહું છું. હે મહાભાગે! હે ધર્મજ્ઞે! ધર્મને જાણનારા, ફેન પીનારા સારા ઋષિઓનો જે ધર્મ છે તે પ્રથમ મારાથી સાંભળો. જેઓ નિરંતર બ્રહ્માએ યજ્ઞમાં પીધેલ, પછી વૃષ્ટિ વગેરેથી સ્વર્ગમાં દિવ્ય ભોગવડે વિસ્તારેલા બ્રહ્માના શુભ, અગ્ર અન્નના સમૂહને થોડે થોડે લે છે તેઓ ફેનપ કહેવાય છે. હે તપોધને! શુદ્ધ ફેનપ ઋષિઓનો વાલખિલ્ય ઋષિઓના ગણો સાથે, ધર્મચર્યા માટે કરેલો આ, જે માર્ગ છે તે સાંભળો. તપથી સિદ્ધ થયેલા, ધર્મને જાણનારા, વાલખિલ્ય નામના મુનિયો સૂર્યના મંડલ વિષે પક્ષિની વૃત્તિનો આશ્રય કરી રહેલા ઉંચ્છવૃત્તિ ઉપર રહે છે. જે વાલખિલ્ય, મૃગની કાંચળીઓરૂપ વસ્ત્રવાળા, ચીર તથા વલ્કલ વસ્ત્રયુક્ત, સુખ દુઃખરહિત, સન્માર્ગને પામેલા, તપરૂપધનવાળા અને અંગુઠાના અગ્ર ભાગ જેવડા થઇને પોતપોતાના ધર્મમાં રહેલા તપનાં આચરણને ઇચ્છે છે તેઓને ધર્મનું ફળ મળે છે. જેઓનાં તપ કરવાથી પાપો બળી ગયાં છે એવા ઋષિઓ સુર કાર્યના અર્થની સિદ્ધિ સારૂ દેવોની સમાનતાને પામે છે તથા સર્વ દિશાઓને પ્રકાશિત કરે છે, જે બીજા, શુદ્ધ મનવાળા, દયા ધર્મમાં તત્પર, ચક્રની પેઠે નિવાસ વગર ફરનારા, પુણ્યકારી ઋષિયો છે જેઓ સોમલોકમાં ફરનારા છે અને પિતૃલોકની સમીપ રહેલા છે, તેઓ, સર્વ વિધિ પ્રમાણે ચંદ્રનાં કિરણોને થોડે થોડે લે છે. તેમ, સંપ્રક્ષાલ બીજા દિવસ માટે ન રાખતાં સારી રીતે પાત્રને ધોનારા અશ્મકુટ્ટ અને ઉલૂખલિક તેઓ સોમપ ચંદ્ર કિરણનું પાન કરનારા અને ઉષ્મપ સૂર્ય કિરણનું પાન કરનારા, દેવોની સમીપ રહેલા, સ્ત્રીઓ સહિત તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખનારા જેઓ છે, તેઓ ઉંચ્છવૃત્તિ કરે છે. તેઓનો અગ્નિક્રિયા, પિતૃનું અર્ચન અને પાંચ યજ્ઞોનું યજન એ ધર્મ કહેવાય છે. હે દેવિ! એક ચક્રની પેઠે ફરનારા અને દેવ-લોકમાં ચાલનારા દ્વિજોએ જે બીજો, ઋષિયોનો ધર્મ આચરેલો છે તે પણ મારાથી સાંભળો. સર્વ ઋષિયોના ધર્મોમાં ઇન્દ્રિયોને નિયમમાં રાખનારાઓએ આત્માને જાણવો, તે પછી કામ અને ક્રોધને જીતવા એવી મારી બુદ્ધિ છે. અગ્નિહોત્ર ધારણ કરવું, ધર્મસત્રમાં સારી રીતે રહેવું, સોમયજ્ઞ કરવો, સારૂં જ્ઞાન મેળવવું, પાંચમી યજ્ઞની દક્ષિણા આપવી, નિત્ય યજ્ઞની ક્રિયા કરવી, પિતૃ તથા દેવતાઓના પૂજનમાં પ્રીતિ રાખવી અને ઉંચ્છથી મેળવેલાં અન્નથી સર્વનું અતિથિપણું કરવું, આ ધર્મ છે. ગોરસોના ઉપભોગોમાં નિવૃત્તિ, શાંતિમાં પ્રીતિ, સ્થંડિલના શયનમાં સુવું, શાક તથા પાંદડાંઓનું સેવન કરવું, ફળ, મૂળનું ભક્ષણ, વાયુ ભ-

ષુ, જળ ભક્ષણુ અને શેવાળનું ભક્ષણુ કરવું એ ઋષિઓના નિયમો છે, જેઓએ કરી ન
તેથી ગતિને જીતે છે. જ્યારે ધૂમ રહિત, ખંડાતાં મુસળ રહિત, અંગારા રહિત, જેમાં
ના જમી રહેલા છે, જેમાં પાત્રોનો સંચાર થતો નથી અને ભિક્ષુકો જતા રહ્યા હોય
ા વખત હોય ત્યારે અતિથિને ઇચ્છનારો, શેષ રહેલા અન્નને ખાનારો, સત્ય ધર્મમાં
તિવાળો અને શાંત એવો મુનિ ધર્મથી યુક્ત થાય છે. જે સ્તંભી: અક્કડ નથી. માનવાન્
ી, અપ્રસન્ન નથી, વિસ્મયવાન નથી અને મિત્ર તથા શત્રુમાં સમાન છે તે ધર્મને જા-
નારાઓમાં ઉત્તમ છે.

**नस्तंभी न च मानी स्यान्ना प्रसन्नो न विस्मितः ।**
**मित्रामित्रसमो मैत्रोयः सधर्मविदुत्तमः ॥ ११५ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे एकचत्वारिंशदधिकशततमो-**
**ऽध्यायः ॥ १४१ ॥**



## અધ્યાય ૧૪૨ મો. ઉમામહેશ્વર સંવાદ.

**मोवाच—देशेषु रमणीयेषु नदीनां निर्झरेषु च ।**
**स्रवन्तीनां निकुञ्जेषु पर्वतेषु वनेषु च ॥ १ ॥**

પાર્વતી બોલ્યાં—હે શંકર ! હે દેવોના ઇશ્વર ! જેઓ સાવધાન થઇ રમણીય દેશમાં,
દીઓનાં ઝરણાંઓ પાસે, નદી પાસેના કુંજોમાં, પર્વતોમાં, વનોમાં, પવિત્ર અને ફળવાળા
ામાં તથા મૂળવાળા પવિત્ર દેશોમાં નિયમિત વ્રતવાળા વસે છે, તેઓનો પણ પુણ્યરૂપ
ધિ અને પોતાના શરીરથી આજીવિકા ચલાવનારા વાનપ્રસ્થોમાં રહેલા પુણ્યરૂપ વિધિને
ાંભળવા ઇચ્છું છું. મહાદેવ બોલ્યા—હે દેવિ ! વાનપ્રસ્થોમાં જે ધર્મ છે તેને સાવધાન
ઇ મારાથી સાંભળો અને એક મનવાળાં, ધર્મ બુદ્ધિમાં તત્પર થાઓ. વનવાસને પામેલા,
ારા, વાનપ્રસ્થોએ સિદ્ધ, નિયમોથી જેવું કર્મ કરવા યોગ્ય છે તે સાંભળો. ત્રણ કાળ સ્નાન
ાતૃ તથા દેવનું અર્ચન, અગ્નિહોત્રની ક્રિયા, ઇષ્ટિહોમનો વિધિ, નીવાર ધાન્યનું ગ્રહણ, ફળ
ળનું સેવન તથા સ્નેહ માટે ઇંગુદી અને એરંડાના તેલોનું સેવન કરવું. યોગચર્યાને કરનારા,
દ્ધ, કામ, ક્રોધથી રહિત, વીરના આસનને સેવનારા, વીરસ્થાનને સેવનારા, યોગ્ય, યોગને
ારણ કરનારા, ગ્રીષ્મ કાળમાં પંચાગ્નિથી તપનારા, મંડૂક યોગના નિશ્ચયવાળા, યોગ્ય રીતે
પાયને સેવનારા, વીરાસનમાં પ્રીતિવાળા, નિત્ય, સ્થંડિલમાં શયન કરનારા અને ધર્મમાં
ુદ્ધિ રાખનારાઓએ શીત, જળ અને અગ્નિનું સેવન કરવું. જળરૂપ ભોજન કરનારા, વાયુ-
પ ભોજન કરનારા, શેવાળરૂપ ઉત્તમ ભોજન કરનારા, અશ્મકુટ્ટ, દાંત, સંપ્રક્ષાલ અને
ેજા, ચીર, તથા વલ્કલથી વિંટાએલા, મૃગચર્મથી નિવાસ કરનારા, વાનપ્રસ્થોએ કાળ
ામાણે, ધર્મ પ્રમાણે અને વિધિ પ્રમાણે નિર્વાહ કરવો. વનમાં નિત્ય રહેનારા, વનમાં ફર-
ારા, વનમાં રહેતા, વનનો આશ્રય કરનારા અને વનવડે જીવનારા જનોએ ગુરૂની પેઠે
ાનને પામી વસવું. તેઓનો હોમની ક્રિયા, પાંચ યજ્ઞોનું સેવન, વેદમાં કહેલા પાંચ યજ્ઞનું
ાલન, યાગ, અષ્ટમીના યજ્ઞમાં તત્પરતા, ચાતુર્માસના વ્રતનું સેવન, પૌર્ણમાસ વગેરે યજ્ઞો

અને નિત્યયજ્ઞ એ ધર્મ છે. વનમાં મુનિએ, સ્ત્રીના સંયોગથી મુક્ત, સર્વ સંકરોથી છૂટા, અને સર્વ પાપોથી મુકત થયેલા ફરે છે. જે સજ્જનો જેમેં સ્રુક નામનું પાત્ર મુખ્ય છે એવા, સદા ત્રણ અગ્નિઓને શરણુ થયેલા, નિત્ય સન્માર્ગવાળા છે તેઓ પરમ ગતિને પામે છે. સત્ય ધર્મનો આશ્રય કરનારા, સિદ્ધ, મુનિઓ નિત્ય એવા સોમલોકને તથા મહા પુણ્ય-વાળા બ્રહ્મલોકને પામે છે. હે દેવિ! મેં વિસ્તારથી યુકત, વાનપ્રસ્થને આશ્રય કરનારો, આ શુભ ધર્મ જેમ સ્થૂળ હોય તેમ કહ્યો.

પાર્વતી પૂછવા લાગ્યાં—હે ભગવન્! સર્વ પ્રાણિયોના ઇશ્વર અને સર્વ પ્રાણિયોએ નમસ્કાર કરેલા સિદ્ધિની કથાઓમાં મુનિયોના સમૂહનો જે ધર્મ હોય તે કહો. વળી સિદ્ધિના વાદોમાં જેઓ અતિસિદ્ધ, વનમાં વસનારા, ઇચ્છા પ્રમાણે ફરનારા તથા સ્ત્રીઓથી યુક્ત હોય તેઓનો ધર્મ કેવી રીતે કહેલો છે? મહાદેવ બોલ્યા—હે દેવિ! તપવડે જેઓ સર્વ પોતાની ઇચ્છા પ્રમાણે એકલા રહેલા છે અને જેઓ સ્ત્રીઓ સહિત વિહાર કરનારા છે તેઓમાં પ્રથમ કહેલાઓનું મૌંડ્ય અને કષાય એ ચિન્હ છે તથા બીજાઓનું રાત્રિ, વસવામાં કારણ છે તેઓનો ત્રણકાળ સ્નાન, ઋષિઓએ કરેલો મોટો હોમ, સમાધિરૂપ સન્માર્ગમાં સ્થિતિ, યોગ્ય રીતે કહેલા પદાર્થોનું સેવન એ ધર્મ છે. પ્રથમ જો તમને વનવાસિઓના પ્રસિદ્ધ ધર્મો કહ્યા, જો તે ધર્મોને સેવે તો તપના ફળને પામે છે. જેઓ સ્ત્રીપુરૂષના ધર્મવાળા, પોતાની સ્ત્રી વિષે નિયમિત ઇન્દ્રિયોવાળા, ઋતુના વખતમાં સંગમ કરનારા, વિધિથી જાણેલા ધર્મનાં આચ-રણને કરે છે તે ધર્મીજનોને ઋષિએ કરેલો ધર્મ પ્રાપ્ત થાય છે. ધર્મને જાણનારા જનોએ ઇચ્છાથી બીજો કામ સેવવો નહિ. જે સર્વ પ્રાણિયો વિષે સારી રીતે અભયરૂપ દક્ષિણા દાન આપે છે તે હિંસારૂપ દોષથી મુક્ત થયેલ આત્માવાળો ધર્મયુક્ત થાય છે. જે સર્વ પ્રાણિયોમાં દયાવાન્, સર્વ પ્રાણિયોવિષે સરલતારૂપ વ્રતવાળો અને સર્વ પ્રાણિયોના આત્મા-રૂપ થયેલો છે તે જરૂર ધર્મયુક્ત થાય છે. સર્વ વેદોમાં સ્નાન કરવું અથવા સર્વ પ્રાણિ-યોમાં આર્જવ રાખવું, આ બે સરખાં છે અથવા આર્જવ અધિક છે, સરલતા ધર્મ છે એમ કહેવાય છે ને આડાઇ અધર્મ કહેવાય છે. આ લોકમાં સરલતાથી યુક્ત નર ધર્મવાળો ગણાય છે. નિત્ય સરલતામાં પ્રીતિવાળો દેવોની સમીપમાં વસે છે માટે જે પોતાના ધર્મને ઇચ્છતો હોય તેણે સરલતા યુક્ત થવું. ક્ષમાવાન, દમવાન, ક્રોધને જીતનાર, ધર્મરૂપ થયેલો, હિંસા ન કરનાર અને નિત્ય ધર્મમાં પ્રીતિયુકત મનવાળો નર ધર્મવાળો છે. તંદ્રારહિત, ધર્માત્મા, શક્તિથી સન્માર્ગને આશ્રય કરનાર, ઉત્તમ આચરણવાળો અને બોધવાળો બ્રાહ્મ-ણપણાને પામનાર થાય છે. પાર્વતી બોલ્યાં—હે દેવ! જે તાપસો આશ્રમમાં પ્રીતિવાળા, તપરૂપ ધનવાળા છે તેઓ કયા આચરણે કરી કાંતિવાળા થાય છે? હે ભગવન્! જે રાજા અને રાજપુત્રો નિર્ધન તથા મ્હોટા ધનવાળા છે તેઓ કયા કર્મથી મોટું ફળ પામે છે? હે દેવ! વનનો આશ્રય કરનારા કયા કર્મે કરી નિત્ય એવા સ્થાનને પામી દિવ્ય ચંદનથી શોભનારા થાય છે? હે ત્રિનેત્ર! હે ત્રણ પુરોને નાશ પમાડનાર દેવ! તપશ્ચર્યાને આશ્રય કરનારા, શુભ, સર્વ, મારા સંશયને છેદો.

મહાદેવ બોલ્યા—ઉપવાસનાં વ્રતોવડે અતિ સિદ્ધ, દાન્ત, હિંસારહિત અને સત્યવાદિ મરણ પછી નીરોગી થઇ ગંધર્વો સાથે હર્ષ પામે છે. જે ધર્માત્મા ન્યાય પ્રમાણે તથા વિધિ પ્રમાણે મંડૂક યોગના શયનવાળો થઇ દીક્ષા આચરે છે તે, નાગોની સાથે સુખ ભોગવે

જે દીક્ષાવાળો, હર્ષયુક્ત મૃગના મુખનાં ઉચ્છિષ્ટરૂપ લીલાં ખડને મૃગોની સાથે ખાય છે, અમરાવતીની પ્રત્યે જાય છે. શેવાળ અથવા ખરી પડેલાં પાંદડાંને તેનાં વ્રતવાળો જે સ ખાય છે અને નિત્ય શીત યોગને ધારણ કરનાર છે તે ઉત્તમ ગતિને પામે છે. વાયુનું ણ કરનાર, અથવા જળનું ભક્ષણ કરનાર અથવા ફળ મૂળને ખાનારો યક્ષોમાં ઇશ્વર- ને પામી અપ્સરાઓના સમૂહો સાથે સુખ પામે છે. ગ્રીષ્મ કાળમાં વિધિથી જાણેલાં કરી અગ્નિના યોગને ધારણ કરનારો બાર વર્ષ સુધી વ્રત કરવાથી પૃથ્વીપતિ રાજા થાય આહારના નિયમને કરી મુનિ બાર વર્ષ સુધી યત્નથી મેરૂસાધન સાધવાથી પૃથ્વીનો । થાય છે. ચોતરફથી સ્થંડિલમાં શુદ્ધ આકાશ રાખી હર્ષયુક્ત તેમાં બેસી બાર વર્ષની લેઇ અનશન વ્રતથી દેહ તજે છે, તે સ્વર્ગમાં સુખ થાય તે રીતે વૃદ્ધિ પામે છે. હે નિ! વાહન, શયન અને મહા મૂલ્યવાળાં શુભ્ર મંદિરો ફળ રૂપ કહેવાય છે. આત્માની કા ચલાવનાર, નિયમવાળો, નિયમિત ભોજનવાળો જે અનશન વ્રતમાં દેહને તજે છે તે પામે છે. બાર વર્ષની દીક્ષા લેઇ આત્માની આજીવિકા ચલાવનારો મહા સમુદ્રમાં દેહ ાથી વરૂણના લોકોને પામે છે. બાર વર્ષની દીક્ષા લેઇ આત્માની આજીવિકા ચલાવ- પાણાવડે ચરણોને ભેદે છે તે ગુહ્યકો વિષે સુખ માણે છે. સુખ દુઃખ રહિત ો મનુષ્ય આત્માથી આત્માને સાધી મનમાં રહેલી આ દીક્ષા બાર વર્ષ સુધી આચરે સ્વર્ગ લોકને પામે છે અને દેવતાઓની સાથે સુખ મેળવે છે. બાર વર્ષની દીક્ષા લેઇ કા ચલાવનારો અગ્નિમાં દેહને તજી–હોમવાથી વન્હિના લોકમાં જાય છે. હે દેવિ! ાય પ્રમાણે દીક્ષાવાળો, નિશ્ચયવાન્, દ્વિજ આત્માને પરમાત્મા વિષે રાખી મમતા ધર્મમાં ઇચ્છાવાળો બાર વર્ષ સુધી મનમાં રહેલી દીક્ષા આચરીને ડોકમાં અરણી ા અગ્નિ બાંધીને જાય છે તે બંધન રહિત, વીર દેહત્યાગમાં ઉત્સાહવાળાના માર્ગમાં ા, નિરંતર વીરના આસનમાં પ્રીતિવાળો, અને સદા વીરની પેઠે રહેનારો વીરની ગતિને છે. તે નિત્ય ઇંદ્રના લોકમાં જનારો, સર્વ કામનાઓ જેની પાસે કરેલી છે એવો પુષ્પોથી ઢંકાયેલો, દિવ્ય ચંદનથી શોભિત, ધર્માત્મા થયેલો સ્વર્ગમાં દેવોના સમૂહોની સુખે વસે છે. નિત્ય વીર લોકને પામેલો, સદા વીરના યોગને સહન કરનારો, સત્વ ાં રહેલો, દીક્ષાવાળો, નિયમવાન્ અને પવિત્ર જે મનુષ્ય સર્વ તજી વીરના માર્ગને છે તેને સનાતન લોકો મળે છે. વળી તે ઇચ્છાથી ઇચ્છા પ્રમાણે જનારાં વિમાનવડે તથા ઇંદ્રના લોકમાં ગયેલો, શ્રીમાન્ અને રોગ રહિત થયેલો સુખ માણે છે.

**कामगेन विमानेन सर्वे चरतिच्छन्दतः ।**
**शक्रलोकगतः श्रीमान्मोदते च निरामयः ॥ ५९ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे उमामहेश्वरसंवादे द्विचत्वा- रिंशदधिकशततमोऽध्यायः ॥ १४२ ॥**



## અધ્યાય ૧૪૩ મો. ધર્મ સ્વરૂપનું વિવેચન.

**शक्र—भगवन्भगनेत्रघ्न पूषणोदन्त निपातन ।**
**दक्षक्रतुहरऽयक्ष संशयो मे महानयम् ॥ १ ॥**

પાર્વતી બોલ્યાં—હે ભગવાન્! ભગદેવનાં નેત્રને હણનાર, પૂષાના દાંતને પાડનાર, દક્ષના યજ્ઞને હરનાર અને હે ત્રિનેત્ર! મને આ મોટો સંશય પડ્યો છે. પૂર્વે ભગવાન બ્રહ્માએ ચાર વર્ણો સર્જ્યા તેમાં કયાં કર્મના ફળથી વૈશ્ય શૂદ્રપણાને પામે છે અથવા વૈશ્ય શાથી ક્ષત્રિય થાય છે અથવા બ્રાહ્મણ શાથી ક્ષત્રિય થાય છે? હે દેવ! પ્રતિકૂલ ધર્મ કેમ નિવૃત્ત કરી શકાય? બ્રાહ્મણ કયા કર્મથી શૂદ્રની યોનિમાં જન્મે છે અથવા હે વિભો! ક્ષત્રિય કયાં કર્મથી શૂદ્રપણાને પામે છે? હે પાપ રહિત. દેવ, ભૂતપતે! ત્રણ વર્ણો પ્રકૃતિવડે કેમ બ્રાહ્મણપણાને પામે? આ અમારા સંશયને છેદો. મહાદેવ બોલ્યા–હે શુભદેવિ! સ્વભાવથીજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર છે તેમાં બ્રાહ્મણપણું દુર્લભ છે એમ મારો મત છે. આ લોકમાં દ્વિજ ખરાબ કર્મથી સ્થાનથી ભ્રષ્ટ થાય છે માટે મોટા વર્ણને પામી દ્વિજે તેની રક્ષા કરવી જે બ્રાહ્મણ ધર્મથી રહેલો, ક્ષત્રિય અથવા વૈશ્ય બ્રાહ્મણપણામાં આજીવિકા કરે તે બ્રહ્મપણાને પામે છે. જે વિપ્રપણાને તજી ક્ષત્રિયના ધર્મને સેવે છે તે બ્રાહ્મણપણાથી ભ્રષ્ટ થઇ ક્ષત્રિયની યોનિમાં જન્મે છે. જે બ્રાહ્મણ દુર્લભ, બ્રાહ્મણપણાને પામી સદા ઓછી બુદ્ધિથી, લોભ, મોહનો આશ્રય કરી વૈશ્યનું કર્મ કરે છે તે બ્રાહ્મણ વૈશ્યપણાને પામે છે, અથવા વૈશ્ય શૂદ્રપણાને પામે છે, આમ પોતાના ધર્મથી ભ્રષ્ટ બ્રાહ્મણ વિપ્રપણાથી શૂદ્રપણાને પામે છે, નરકને પામેલો એ વર્ણથી ભ્રષ્ટ બહાર થયેલો બ્રહ્મલોકથી ભ્રષ્ટ એવો શૂદ્ર જન્મે છે. હે ધર્મચારિણિ! હે મહાભાગે! જે ક્ષત્રિય અથવા વૈશ્ય પોતાનાં કર્મોને તજી શૂદ્રના કર્મને સેવે છે, તે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થએલો, વર્ણના સંકરપણાને પામેલો, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, શૂદ્રપણાને પામે છે. જે પોતાના સ્વધર્મે કરી બોધવાળો, જ્ઞાન તથા વિજ્ઞાનવાળો, પવિત્ર, ધર્મને જાણનાર અને ધર્મમાં પ્રીતિવાળો છે તે ધર્મનાં ફળ પામે છે. હે દેવિ! બ્રહ્માએ આ પણ બીજું કહેલું છે કે, ધર્મની કામનાવાળા સજ્જનોએ નિષ્ઠા રાખી. અધ્યાત્મ સેવવું અને હે દેવિ! ઉગ્રનું અથવા ઉગ્રઅન્ન, ગણોનું અન્ન અને સૂતકાન્ન નિંદિત છે, કયારે પણ દુષ્ટ અન્ન તથા શૂદ્રનું અન્ન જમવું નહિ. હે દેવી! સદા મહાત્માઓએ શૂદ્રનાં અન્નને નિંદેલું છે તથા બ્રહ્માના મુખથી નિકળેલું પ્રમાણ છે એમ મારૂં માનવું છે. જે અગ્નિને ધારણ કરનાર તથા યજન કરનાર દ્વિજ પેટમાં શેષ રહેલાં શૂદ્રના અન્ન સહિત મરણ પામે તે અધોગતિને ભોગવનાર થાય છે. વળી તે શૂદ્રનાં શેષ રહેલાં અન્ને કરી બ્રાહ્મણના સ્થાનથી દૂર કરેલો બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે, તેમાં વિચાર નથી. જે દ્વિજ, શૂદ્રના અન્ન સહિત મરણ પામે અને જેના અન્નથી જીવતો હોય તે તે યોનિને પામે છે. જે શુભ તથા દુર્લભ બ્રાહ્મણપણાને પામી અપમાન કરે છે અને ન ભોજન કરવા યોગ્ય અન્નો જમે છે તે જરૂર દ્વિજપણાથી પડે છે. સુરા પીનાર, બ્રાહ્મણને હણનાર, નીચ, ચોર, વ્રતને ભાગનાર, અપવિત્ર, સ્વાધ્યાય રહિત, પાપી, લોભી, કપટી, શઠ, વ્રતરહિત, વૃષલીનો પતિ, પાકના પાત્રમાં ખાનાર, સોમવલ્લીને વેચનાર તથા નીચને સેવનાર શુદ્ધ એવી બ્રાહ્મણની જાતિથી ભ્રષ્ટ થાય છે. બ્રહ્મને જાણનાર એવો જે બ્રાહ્મણ ગુરૂની સ્ત્રી પાસે જનાર, ગુરૂનો દ્રોહ કરનાર અને ગુરૂની નિંદામાં પ્રીતિવાળો છે તે બ્રાહ્મણની જાતિથી ભ્રષ્ટ થાય છે. હે દેવિ! આ શુભ કર્મોનાં આચરણોથી નીચ બ્રાહ્મણપણાને પામે છે. વૈશ્ય ક્ષત્રિયપણાને પામે છે. જે ઉદાસ મન રહિત, નિરંતર સન્માર્ગમાં રહેલો, દેવ તથા બ્રાહ્મણોનો સત્કાર કરનાર, સર્વનાં અતિથિપણારૂપ વ્રતને કરનાર, ઋતુના કાળમાં સ્ત્રી સંગમ કરનાર, નિશ્ચય-

નિયમિત ભોજન કરનાર, ચોખ્ખો, ચોખ્ખા મનુષ્યોને ખોળનાર, શેષ રહેલા અન્નનું
ન કરનાર શૂદ્ર, ન્યાય પ્રમાણે તથા વિધિ પ્રમાણે સર્વ નીચ કર્મો, પ્રયત્નથી ઉત્તમ
ી સેવા તથા નોકરી કરે છે અને જે નીચ વૃથા માંસ ખાતો નથી તે વૈશ્યપણાને પામે
સત્ય તથા પ્રિય વાણીવાળો, અહંકારવાળું ન બોલનાર, સુખદુઃખ રહિત, શાંતિમાં કુશળ,
યાયમાં તત્પર, પવિત્ર, દાન્ત, બ્રાહ્મણનો સત્કાર કરનાર, સર્વ વર્ણને માન આપનાર,
ના આચરણમાં રહેનાર, બે વખત જમનાર, નિત્ય યજ્ઞોથી યજન કરનાર, શેષ રહે·
ખાનાર, આહારને જીતનાર, નિષ્કામ, અહંકારથી ન બોલનાર, અગ્નિહોત્રને સેવનાર,
પ્રમાણે હોમ કરનાર, સર્વના અતિથિપણાને કરનાર, શેષ અન્નનું ભોજન કરનાર અને
અગ્નિના મંત્રને ભણનાર, જે વૈશ્ય હોય તે અવશ્ય દ્વિજ થાય છે. વળી તે વૈશ્ય મોટા
પવિત્ર, ક્ષત્રિયના કુળમાં જન્મે છે. તે વૈશ્ય ક્ષત્રિય થયેલો, જન્મથી માંડી સંસ્કારવાળો,
ઃવાળો, વ્રતમાં તત્પર થવાથી સત્કાર પામેલો દ્વિજ થાય છે. જે દાન દે છે પ્રાપ્ત થયો
ક્ષિણાવાળા, સમૃદ્ધિથી સંપન્ન યજ્ઞોવડે યજન કરે છે, અધ્યયન કરીને સ્વર્ગને ઇચ્છતો
ત્રણ અગ્નિને શરણ થયેલો, પીડિત જનને હાથ આપનાર, નિત્ય ધર્મથી પ્રજાને પાળ-
સત્યવાદી એવો જે નિત્ય સારાં કાર્યો કરે છે, જે સુખકારી દર્શનવાળો, ધર્મથી દંડનાર,
ડ્ત નહિ એવો ધર્મનાં કાર્યોને શીખવનાર, કાર્યનાં સાધનોથી નિયમવાળો, છઠ્ઠાભાગ-
રક્ષણને ધારણ કરનાર, અર્થમાં કુશળ એવો સ્વચ્છંદપણાથી ગ્રામ્ય ધર્મ સેવતો નથી,
ધર્માત્મા એવો સદા ઉપવાસવાળો, નિશ્ચયવાન, સ્વાધ્યાયમાં પ્રીતિવાળો, પવિત્ર, સદા
ાનોથી છવાએલા અગ્નિના ઘરમાં શયન કરનાર, સદા શુદ્ધપવિત્ર મનવાળો, બ્રાહ્મણ,
ા અને વૈશ્ય આ ત્રણ વર્ગનું સર્વ અતિથિપણું કરનાર, અન્નની કામનાવાળા શૂદ્રોને
અન્ન સિદ્ધ છે એમ કહેનાર, જે અર્થ અથવા કામથી કશું પણ જાણતો નથી, જે
દેવ અને અતિથિ માટે સાધન કરે છે, ન્યાય પ્રમાણે પોતાના મકાનમાં ભિક્ષા સેવે છે,
વિધિ પ્રમાણે ત્રણ વખત અગ્નિહોત્ર હોમનારો, ત્રણ અગ્નિના મંત્રથી પવિત્ર મનવાળો
પાવેશ લાવીને ગાય તથા બ્રાહ્મણના હિતસારૂ યુદ્ધમાં નાશ પામે છે તે દ્વિજ થાય છે.
રીતે પોતાના કર્મે કરી ધર્માત્મા, ક્ષત્રિય જ્ઞાન તથા વિજ્ઞાન સંપન્ન, સંસ્કારવાન,
પારને પામનારો, બ્રાહ્મણ થાય છે. હે દેવિ ! ન્યૂન હલકી જાતિના કુળમાં થયેલો,
માં કહેલી આજ્ઞાઓથી સંપન્ન શૂદ્ર પણ આ કર્મના ફળોથી સંસ્કારવાળો દ્વિજ થાય
ામ ખરાબ વર્તણૂકવાળો, સર્વ સંકરવાળું ભોજન કરનારો બ્રાહ્મણ, બ્રાહ્મણપણાને
નીચ થાય છે. હે દેવિ ! પવિત્ર કર્મોથી અતિ શુદ્ધ મનવાળો ઇન્દ્રિયોને જીતનારો નીચ
ી પેઠે સેવવા યોગ્ય છે. આ રીતે બ્રહ્માએ પોતે કહેલું છે. જેનામાં શુભ કર્મ
સ્વભાવ રહે છે તે બ્રાહ્મણથી વિશેષજ છે, આમ મારૂં માનવું છે. દ્વિજપણાનું, નથી
, નથી શાસ્ત્ર અને નથી સંતતિ કારણોરૂપ પણ આચરણજ કારણ રૂપ છે. જગતમાં આ
રણથી બ્રાહ્મણ ગણાય છે અને સારાં આચરણ વિષે રહેલો શૂદ્ર પણ બ્રાહ્મણપણાને
છે. હે સુશ્રોણિ ! બ્રહ્મનો સ્વભાવ સર્વ ઠેકાણે સમાન છે. આમ મારૂં માનવું છે માટે
નિર્ગુણ તથા નિર્મળ બ્રહ્મ રહે છે તે દ્વિજ છે. હે દેવિ ! પ્રજાઓને સ્રજનારા, વરને
, બ્રહ્માએ પોતે આને, સ્થિતિના વિભાગોને દર્શાવનારા અને જાતિરૂપ ફળવાળા કહ્યા
ગતમાં બ્રાહ્મણ એજ પગવાળું જંગમ મોટું ક્ષેત્ર છે, તેમાં જે બીજ વાવે છે તે

કૃષિ મરણ પછી ભવિષ્ય કાળમાં ફળે છે. સારૂં થવા ઇચ્છનારે બ્રહ્મના માર્ગને અનુસરી વર્ત્તવું. સદા વિઘસાશી થવું તથા સન્માર્ગનો આશ્રય કરનાર થવું. ઘરમાં ગૃહસ્થે સંહિતાનું અધ્યયન કરનાર થવું. નિત્ય સ્વાધ્યાયવાન થવું પણ અધ્યયનવડે જીવનાર ન થવું. આ રીતે થયેલો, સન્માર્ગમાં રહેલો જે બ્રાહ્મણ સારા માર્ગથી અગ્નિને ધારણ કરનાર તથા અધ્યયન કરનાર છે તે બ્રહ્મના ભાવ માટે યોગ્ય થાય છે. હે દેવિ! હે સુંદર મંદ હાસ્યવાળી! બ્રાહ્મણપણાને પામી યત્ન યુક્ત મનથી ખરાબ યોનિ, ખરાબ દાનનું ગ્રહણ, અને બીજું ખરાબ લેવું, ઇત્યાદિ કર્મોથી તેનું રક્ષણ કરવું. જે રીતે શૂદ્ર બ્રાહ્મણ થાય છે અથવા જે રીતે ધર્મથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે તે રીતે આ રહસ્ય તમને કહ્યું.

**एतत्ते गुह्यमाख्यातं यथा शूद्रो भवेद्द्विजः।**
**ब्राह्मणो वा च्युतो धर्माद्यथा शूद्रत्वमाप्नुते ॥ १५९ ॥**

**इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे उमामहेश्वरसंवादे त्रिचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४३ ॥**



## અધ્યાય ૧૪૪ મો. ધર્માધર્મ વિચાર.

**उमोवाच—भगवन् सर्वभूतेश देवासुरनमस्कृत ।**
**धर्माधर्मौ नृणां देव ब्रूहि मे संशयं विभो ॥ १ ॥**

પાર્વતી બોલ્યાં–હે ભગવન્! સર્વ પ્રાણિયોના ઇશ્વર, દેવ તથા અસુરોએ નમન કરેલા હે વિભો! હે દેવ! મને સંશય ન થાય તેમ મનુષ્યોના ધર્મ તથા અધર્મ કહો. કર્મ, મન અને વાણી, આ ત્રણ પ્રકારે માણસ બંધન પામે છે અથવા ફરીને ત્રણ પ્રકારના પાશોથી છૂટે છે, મનુષ્યો કયા સ્વભાવથી, કેવાં વ્રત અથવા કર્મથી, કેવા આચાર અથવા ગુણોથી સ્વર્ગ પામે છે? મહાદેવ બોલ્યા–હે ધર્મ તથા અર્થના તત્વને જાણનારિ! નિત્ય ધર્મવાળિ! દમ બાહારની ઇન્દ્રિયોના નિયમમાં પ્રીતિવાળી હે દેવિ! સર્વ પ્રાણિયોના હિતરૂપ, બુદ્ધિને વધારનાર પ્રશ્ન સાંભળો. જે નરો સત્ય ધર્મમાં પ્રીતિવાળા, સર્વ આશ્રમોનાં ચિન્હોથી રહિત અને ધર્મથી મળેલા ધનને ભોગવનારા છે તેઓ સ્વર્ગમાં જઇ વસે છે. પ્રલય તથા ઉત્પત્તિના તત્વને જાણનારા, સર્વજ્ઞ, સર્વદર્શી અને સંશય રહિત થએલાઓ નથી અધર્મથી તથા નથી ધર્મથી બંધન પામતા. રાગ પ્રીતિરહિત પુરૂષો અને જેઓ કર્મ, મન અને વાણીથી કોઇની પણ હિંસા કરતા નથી તેઓ, કર્મનાં બંધનોથી મુક્ત થાય છે. જેઓ કશામાં પણ આસક્ત થતા નથી તેઓ કર્મથી બંધાતા નથી. જેઓ ઇન્દ્રિયોના અતિયોગથી વિરામ પામેલા, શીલવાન્, દયાવાન્, દ્વેષ કરવા યોગ્ય અને પ્રિય જેને તુલ્ય છે એવા અને બહારની ઇન્દ્રિયોને નિયમમાં રાખનારા છે તેઓ કર્મનાં બંધનોથી મૂકાય છે. જેઓ સર્વ પ્રાણિયોમાં દયાળુ, સર્વ જીવોને વિશ્વાસ યોગ્ય અને હિંસાનાં આચરણને તજનારા છે તે નરો સ્વર્ગમાં જાય છે. ચોરીથી નિવૃત્ત થયેલા, સર્વદા પોતાના ધનથી સંતોષવાળા, જે નરો પોતાના ભાગ્યથી જીવે છે તેઓ સ્વર્ગમાં જનારા છે. જેઓ પોતાની સ્ત્રીમાં પ્રીતિવાળા, ઋતુ કાળમાં સંગમ કરનાર ને ઉત્તમ સુખને ભોગવનારા છે તે નરો

સ્વર્ગમાં જનારા છે. જેઓ નિત્ય પરસ્ત્રીયોમાં આચરણથી નેત્ર મીંચનારા પરસ્ત્રી સામું ન જોનારા નિયમિત ઇન્દ્રિયોવાળા અને સારા આચરણમાં તત્પર છે તે નરો સ્વર્ગમાં જનારા છે. આ માર્ગ દેવોએ કરેલો છે માટે સદા નરોએ સેવવા યોગ્ય છે. વળી સદા વિદ્વજ્જનોએ દાન, ધર્મ અને તપવાળો, તથા શીલ, પવિત્રતા અને દયારૂપ, રાગ દ્વેષ વગેરેના અભાવ માટે કરેલો આ માર્ગ સેવવા યોગ્ય છે. તેમ સ્વર્ગના વાસને ઇચ્છનારા નરોએ પણ વૃત્તિ માટે અથવા ધર્મના કારણથી સદા સેવવો એથી બીજો કોઇ માર્ગ ઉત્તમ નથી.

પાર્વતી પૂછવા લાગ્યાં કે હે અનઘ! દેવ! ભૂતપતે! જેણે કરી વાણીથી બંધન પામે અથવા ફરી છૂટે તે કર્મો મને કહો? મહાદેવ બોલ્યા–આ લોકમાં જેઓ પોતાના કારણથી અથવા બીજા માટે ક્રીડા તથા હાસ્યના આશ્રયથી ખોટું બોલતા નથી તેઓ સ્વર્ગમાં જનારા છે. જેઓ વૃત્તિને અર્થે, ધર્મને માટે અથવા બીજી રીતે ખોટું બોલતા નથી તે નરો સ્વર્ગમાં જવાના છે. જેઓ સ્વાગત પ્રશ્ન સહિત થોડી, બાધ રહિત, મધુર અને પાપથી રહિત વાણી બોલે છે તે નરો સ્વર્ગમાં જનારા છે. પિશુનતા રહિતપણામાં જે સજ્જનો કઠિન, તીક્ષ્ણ, અને કટુ ભાષણ કરતા નથી, તે નરો સ્વર્ગમાં જાય છે. જેઓ ચાડીવાળી, મિત્રના ભેદને કરનારી વાણી બોલતા નથી પણ મૈત્રીને કરનાર, સત્ય અને પ્રિય બોલે છે તેઓ સ્વર્ગમાં જનારા થાય છે. જે માનવો કઠિન, પારકા દ્રોહને તજે છે, સર્વ પ્રાણિયોમાં સમાન અને બહારની ઇન્દ્રિયોને નિયમમાં રાખનારા છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. જેઓ શઠ, બહુ બોલવાથી વિરામ પામેલા, વિરૂદ્ધને તજનારા અને નિત્ય સૌમ્ય બોલનારા છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. જેઓ ક્રોપથી પણ હૃદયને ચીરનારી વાણી બોલતા નથી અને ક્રોધ પામેલા પણ શાંતિવાળું બોલે છે તે નરો સ્વર્ગમાં જનારા છે. હે દેવિ! ડાહ્યા જનોએ સદા આ વાણીથી કરેલો, શુભ, અને સત્ય ગુણોવાળો ધર્મ સેવવો તથા ખોટા ધર્મનો ત્યાગ કરવો. પાર્વતી બોલ્યાં–હે દેવોના દેવ! પિનાક ધનુ ધારણ કરનાર! મહાભાગ! પુરૂષ જે મન અને કર્મથી બંધાય છે તે મને કહો? મહાદેવ બોલ્યા કે, હે કલ્યાણિ! આ લોકમાં સદા મનના ધર્મથી યુક્ત પુરૂષો સ્વર્ગ પ્રત્યે જાય છે તે મારા કહેવાથી સાંભળો. હે શુભ મુખવાળાં! પાપી મનવડે અતિ ખરાબ આકારવાળો નર જેથી બંધાય છે તે વચન સાંભળો જ્યારે જનરહિત અરણ્યમાં નાંખેલું, પારકાનું ધન દેખાય છે ત્યારે જેઓ મનથી પણ તેને લેતા નથી તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ નિત્ય ગામમાં, ઘરમાં, અથવા જનરહિત એવાં વનમાં રહેલાં પારકાના દ્રવ્યને હરણ કરતા નથી તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. તેમજ જેઓ ઇચ્છા પ્રમાણે વર્તનારી, એકાંતમાં રહેલી પરસ્ત્રીઓને મનથી પણ ભ્રષ્ટ કરતા નથી તે નરો સ્વર્ગમાં જનારા છે. મૈત્રીવાળા જેઓ નિત્ય શત્રુ તથા મિત્રને તુલ્ય મનથી મળી સેવે છે, તે નરો સ્વર્ગમાં જનારા છે. શાસ્ત્રવાળા, દયાવાન, પવિત્ર, અને સત્ય પ્રતિજ્ઞાવાળા જેઓ પોતાનાં ધનોથી સંતોષી છે તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ સદા વૈર રહિત, શ્રમ રહિત, મૈત્રીના ચિત્તમાં પ્રીતિવાળા અને સર્વ પ્રાણિયોમાં દયાળુ છે તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ નિત્ય શ્રદ્ધાવાન્, દયાવાન્, ચોખ્ખા અને શુદ્ધ જનો જેને પ્રિય છે એવા, તથા ધર્મ અને અધર્મને જાણનારા છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. હે દેવિ! શુભ અશુભ કર્મોના ફળોના સંચયમાં જેઓ ફળને જાણનારા છે તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ ન્યાયથી યુક્ત, ગુણોથી યુક્ત, સદા

દેવ તથા બ્રાહ્મણોને પરાયણ અને ઉદયને અથવા બીજાની સામું ઉત્થાન કરનાર છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. હે દેવિ ! મેં આ શુભ કર્મોનાં ફળોથી સ્વર્ગના માર્ગમાં તત્પર થએલાઓ કહ્યા હવે ફરીને તમે શું સાંભળવા ઇચ્છો છો ? પાર્વતી બોલ્યાં-હે મહાદેવ ! મને મોટો કોઇ પણ મનુષ્યો પ્રત્યે સંશય છે માટે તમે આજે નિપુણપણાથી મને કહેવા યોગ્ય છો. હે પ્રભો ! હે દેવેશ ! પુરૂષ કયા કર્મથી મોટું આયુષ્ય પામે છે અથવા કયા તપથી મોટું આયુષ્ય પામે છે ? પૃથ્વીમાં કયા કર્મથી માનવ, ક્ષીણ આયુષ્યવાળો થાય છે ? હે અનિંદિત દેવ ! તમે કર્મોનું ફળ કહેવા યોગ્ય છો. હે દેવ ! કંઇક મહા ભાગ્યવાળા, કંઇક મંદ ભાગ્યવાળા કંઇક કુલીનતા રહિત, કંઇક કુલીન, કેટલાક કાષ્ઠમય હોય તેમ ખરાબ દેખાવવાળા ભાસે છે. કેટલાક જોવાથીજ પ્રિય દેખાવવાળા મનુષ્યો છે, કંઇક દુષ્ટ બુદ્ધિવાળા ભાસે છે. કંઇક પંડિતો ભાસે છે. કંઇક મોટી બુદ્ધિવાળા અને કંઇક જ્ઞાન તથા વિજ્ઞાનવાળા છે, કંઇક થોડી પીડાવાળા, અને કંઇક મ્હોટી પીડાવાળા પુરૂષો દેખાય છે તે તમે મને કહેવા યોગ્ય છો.

મહાદેવ બોલ્યા--હે દેવિ ! મનુષ્ય લોકમાં સર્વ જન જેથી પોતાના ફળને પામે છે તે કર્મોનાં ફળોની ઉત્પત્તિ હું તમને ખુશીથી કહુંછું. સદા જેના હાથમાં ઉગામેલો દંડ છે એવો, પ્રાણના સંકટમાં ભયંકર, નિરંતર શસ્ત્રને ઉગામનાર જે નર પ્રાણિયોના સમૂહોને હણે છે, વળી નિર્દય એવો સર્વ પ્રાણિયોને નિત્ય ઉદ્વેગ કરનાર, કીડા તથા કીડીઓને રક્ષણ ન કરનારને અતિ નિર્દય એવો થયેલો નર છે તે હે દેવિ ! નરક પામે છે તથા તેથી વિપરીત ધર્માત્મા છે તે રૂપવાન થાય છે. હે દેવિ ! હિંસામાં પ્રીતિવાળો નર પાપી કર્મથી વધ કરવા યોગ્ય છે અને સર્વ પ્રાણિયોને અપ્રિય તથા ઓછા આયુષ્યવાળો થાય છે. હિંસામાં મનવાળો નરકને પામે છે. અહિંસક સ્વર્ગને પામે છે. વળી તે (હિંસક) નર નરકમાં ભયંકર તીવ્ર ન સહન થાય એવું દુઃખ પામે છે. જે કોઇ નરકથી બહાર નીકળે છે ત્યારે મનુષ્યપણાને પામે છે, પણ તેમાં ઓછા આયુષ્યવાળો જન્મે છે. હે દેવિ ! હિંસામાં પ્રીતિવાળો નર પાપ કર્મથી બંધન પામેલો, સર્વ પ્રાણિયોને અપ્રિય અને હીન આયુષ્યવાળો થાય છે. જે શુદ્ધ જાતિમાં થયેલો, પ્રાણિયોની હિંસારહિત, શસ્ત્રને નાંખી દેનાર, દંડરહિત નર ક્યારે પણ હિંસા કરાવતો નથી, હણતો નથી, હણનારને હર્ષ બતાવતો નથી અને સર્વ પ્રાણિયો વિષે જેમ આત્મા વિષે તેમ બીજામાં સ્નેહ સહિત છે, એવો ઉત્તમ પુરૂષ હે દેવિ ! દેવપણાને પામે છે તથા હર્ષ યુક્ત થઇ પ્રાપ્ત થયેલા, સુખ રૂપ ભોગવવાના પદાર્થો ભોગવે છે. પછી મનુષ્યના લોકમાં ઉત્પન્ન થાય છે, ત્યાં દીર્ઘાયુ ઉત્પન્ન થયેલો તે નર સુખથી આગળ વધે છે. આ પ્રાણિયોની હિંસાને છોડાવનારા બ્રહ્માએ મોટાં આયુષ્યવાળા, સારી વર્તણુકવાળા અને સારા કર્મવાળાઓનો માર્ગ કહ્યો છે.

एषदीर्घायुषां मार्गः सुवृत्तानां सुकर्मिणाम् ।
प्राणिहिंसाविमोक्षेण ब्रह्मणा समुदीरितः ॥ ६० ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे चतुश्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४४ ॥**

## અધ્યાય ૧૪૫ મો. શીલ ને સમુદાચાર.

**उमोवाच—किं शील: किं समाचार: पुरुष: कैश्च कर्मभि: ।**
**स्वर्गं समभिपद्येत सम्प्रदानेन केन वा ॥ १ ॥**

પાર્વતી બોલ્યાં—કયા સ્વભાવવાળો ને કયા આચારવાળો પુરૂષ કયા કર્મોથી અથવા કયાં દાનથી સ્વર્ગ પામે છે? મહાદેવ બોલ્યા—હે દેવિ! દાતા, બ્રાહ્મણનો સત્કાર કરનાર, દીન, પીડિત અને કૃપણ વગેરેને ભક્ષ્ય, ભોજ્ય, અન્ન, પાન, અને વસ્ત્રોને દેનાર, અતિ મોટાં મનવાળો જે માનવ આશ્રયનાં ઘરો, સભાઓ, કૂવાઓ પ્રપાઓ અલ્પ જળાશયો, સર્વ સદાવ્રતો, શું ઇચ્છે છે એમ કહી ઇચ્છિત આપવાનું સ્થાન, આસન, શય્યા, વાહન, ઘર, રત્ન, ધન સર્વ ધાન્ય સમૂહો, ગાયો, ક્ષેત્ર અને સ્ત્રીઓ આપે છે, આવો નર દેવલોકમાં ઉત્પન્ન થાય છે, ત્યાં નંદન વગેરે વનોમાં અપ્સરાઓની સાથે હર્ષ પામેલો રમે છે, અને અતિ ઘણો વખત રહી ઉત્તમ સુખો ભોગવી સ્વર્ગ લોકથી પડેલો મનુષ્યોમાં મોટાં સુખવાળાના કુળમાં જન્મે છે અને હે દેવિ! તેમાં ધન ધાન્ય યુક્ત, સર્વ ઇચ્છિત ગુણોથી સંપન્ન, હર્ષયુક્ત, મોટાં સુખવાળો, મોટા ભંડારવાળો, અને ધનવાન માનવ થાય છે. હે દેવિ! પૂર્વે બ્રહ્માએ કહેલા દાનના સ્વભાવવાળા, મહા ભાગ્યવાન્ પ્રાણિયો સર્વને પ્રિય દેખાવવાળા કહ્યા છે. હે દેવિ! બીજા માનવો દાન દેવામાં કૃપણ હોય છે. બ્રાહ્મણોએ યાચેલા, ધન હોય તો પણ બુદ્ધિ વગરના જેઓ આપતા નથી, યાચના કર્યા છતાં જીભના લોભવાળા, મનુષ્યો દીન અંધ અને કૃપણ એવા ભિક્ષુકોને તથા અતિથિયોને પણ જોઇ, નથી ધન, નથી વસ્ત્ર, નથી ભોગ, નથી સુવર્ણ, નથી ગાયો કે નથી અન્નના વિકારો આપતા. હે દેવિ! ન પ્રવૃત્ત થયેલા લોભી નાસ્તિક અને દાન રહિત આવા બનેલા બુદ્ધિહીન જે નરો છે, તેઓ નરક પામે છે. તેઓ જ્યારે કાળના ક્રમથી મનુષ્યપણાને પામે છે ત્યારે અતિ ઓછી બુદ્ધિવાળા તેઓ ધનરહિત કાળમાં જન્મ પામે છે અને ક્ષુધા પિપાસા–પાણી પીવાની ઇચ્છાથી યુક્ત, સર્વ લોકથી બહાર કાઢેલા અને સર્વ ભોગોથી નિરાશ થયેલા, અધર્મવાળી જીવિકાથી જીવે છે. હે દેવિ! આ કર્મથી નરો થોડા ભોગવાળાના કુળમાં જન્મેલા, થોડા ભોગમાં પ્રીતિવાળા અને નિર્ધન થાય છે. બીજા જેઓ સ્તંભની પેઠે કોઇને ન નમનારા, નિત્ય માનવાળા, પાપમાં પ્રીતિવાળા, બુદ્ધિ રહિત, આસનને યોગ્ય હોય તેને આસન આપતા નથી, માર્ગ દેવા યોગ્યને જેઓ થોડી બુદ્ધિવાળા માર્ગ આપતા નથી, જેઓ ચરણ ધોવાનું જળ આપવા યોગ્યને પાદ્ય આપતા નથી, જે અર્ધ્યયોગ્ય વિધિએ સત્કારોથી પૂજતા નથી અને અર્ધ્ય અથવા આચમન આપતા નથી, જે પધારેલાં ગુરૂને પ્રેમથી ગુરૂની પેઠે સેવતા નથી, અભિમાનથી પ્રવૃત્ત થએલા લોભથી યુક્ત જેઓ માનવાયોગ્ય માનવોનું અપમાન કરે છે અને વૃદ્ધોને પરાભવ પમાડે છે. હે દેવિ! આવા પ્રકારવાળા સર્વ નરો નરકમાં જનારા છે. તે નરો જ્યારે તે નરકથી બહાર નીકળે છે ત્યારે ઘણા વર્ષોએ નિંદિત કુળમાં જન્મ પામે છે. ગુરૂ તથા વૃદ્ધોની હીનતાને કરનારા, નિંદિત અને બુદ્ધિ વગરના, ઝાંપડા અને ઢેડ વગેરેના કુળોમાં જન્મે છે. જે સ્તંભી નથી, માની નથી, દેવતા અને બ્રાહ્મણોને પૂજનાર, લોકપૂજ્ય, નમસ્કાર કરનાર, મધુર વચનનો આશ્રય કરનાર સર્વ વર્ણોનું પ્રિય કરનાર, સદા સર્વ પ્રાણીયોના હિતને કરનાર, દ્વેષરહિત, સુંદર મુખવાળો, લુખાપણા રહિત, સદા સ્વાગતાથી સ્નેહવાળી વાણીને બોલનાર, સર્વ પ્રાણિયોનો અહિંસક અને પાદ્ય યોગ્યને સત્કાર પૂર્વક અર્ચન કરતો જે ઉભો રહે છે,

જે માર્ગ આપવા યોગ્યને માર્ગ આપનાર, ગુરૂને ગુરૂની પેઠે પૂજનાર, અતિથિને ગ્રહ કરવામાં પ્રીતિવાળો અને અભ્યાગતને પૂજનાર છે, આવો નર સ્વર્ગની ગતિને પામે છે પછી હે દેવિ ! મનુષ્યપણાને પામી ઉત્તમ કુળમાં જન્મ પામેલો થાય છે. તેમાં એ, સ રત્નોથી યુક્ત, મોટા ભોગોથી યથા યોગ્ય દેનાર અને ધર્મ આચારવા તત્પર થાય છે સર્વ પ્રાણિયોએ માનેલો, સર્વ લોકે નમન કરેલો નર સદા પોતાથીજ પોતાના કર્મો ફળ પામે છે અને ઉત્તમ કુળ-જાતિમાં થયેલો તથા સદા ઉત્તમ સગાંઓવાળો થાય પોતે ધાતાએ કહેલો આ ધર્મ મેં તમને કહ્યો. હે શોભને! જે ભયંકર આચરણવાળો સર્વ જંતુઓને ભય કરનાર નર, માટીના પીંડા, સ્તંભ અથવા હથિયારોથી જંતુઓ પીડે છે, હિંસા માટે પરાભવ પમાડવાની બુદ્ધિવાળો બની ઉદ્વેગ પમાડે છે અને સ જંતુઓને ઉદ્વેગ ઉત્પન્ન કરનારો પકડે છે અથવા સમીપ દોડે છે, આવા સ્વભાવ ત આચરણવાળો નરકને પામે છે. જ્યારે તે કાળના ક્રમથી મનુષ્યપણાને પામે છે ત્યારે ઘણી પીડાઓથી ક્લેશ પામેલાં, અધમ કુળમાં જન્મે છે અને હે દેવિ ! મનુષ્યોમાં તથા જ્ઞા બાંધવોમાં અને લોકોને દ્વેષ કરવા યોગ્ય અને પોતે કરેલાં કર્મોનાં ફળોથી પુરૂષો અધ થયેલા જાણવા. જે બીજાં સર્વ પ્રાણિયોને દયાવાન્ થઇ જુવે છે, મિત્રના જેવી દૃષ્ટિવાળો પિતાની સમાન, વૈરરહિત, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, પ્રાણિયોને ઉદ્વેગ પમાડતો ન તથા અતિ નિશ્ચલ, હાથ પગથી ઘાત કરતો નથી. સર્વ પ્રાણિયોમાં વિશ્વાસ કરવા યોગ્ય તેમ સારાં કર્મવાળો, દયામાં તત્પર એવો જે નથી રજ્જુથી નથી દંડથી નથી માટી પિંડાઓથી કે નથી આયુધની પ્રાણિયોને ઉદ્વેગ પમાડતો આવા સ્વભાવ અને આચરણવાળો સ્વર્ગમાં જન્મે છે. ત્યાં એ દિવ્ય મંદિરમાં દેવની પેઠે હર્ષથી વસે છે. જો તે નર કર્મ ક્ષયથી મનુષ્યોરૂપે જન્મે છે તો થોડી પીડાવાળો, નીરોગી થએલો, સુખ હોય તેમ વૃદ્ધિ પા છે. વળી સદા તે નર સુખને ભોગવનાર, શ્રમરહિત, અને ઉદ્વેગ રહિત થાય છે. હે દેવિ ! જે પીડા નથી એવો આ સજ્જનોનો માર્ગ છે.

પાર્વતી બોલ્યાં—હે સર્વ ધર્મોને જાણનારાઓમાં ઉત્તમ ! રૂપ રહિત ઇંદ્રયોવાળા કે કેક મનુષ્યો સિદ્ધાંત અને પૂર્વ પક્ષ કરવા કુશળ, જ્ઞાન વિજ્ઞાન સંપન્ન, બુદ્ધિમાન્, ત અર્થમાં નિપુણ દેખાય છે. વળી હે દેવ ! બીજાઓ ખરાબ બુદ્ધિવાળા અને જ્ઞાન વિજ્ઞા રહિત દેખાય છે માટે ક્યા કર્મના પ્રકારથી પુરૂષ પ્રજ્ઞાવાન્ થાય છે અને કેમ મનુષ્ય થો પતિવ્રતા સતી થાય છે એ પુણ્ય છે, એ તપ છે અને એ સનાતન ધર્મ છે; કારણ બુદ્ધિવાળો થાય છે ? આ મારો સંશય ટાળો. કંઇક નરો જન્મથી અંધ, કૈંક રોગોથી પીડિત અને કૈં નપુંસક દેખાય છે, તેનું નિશ્ચયથી કારણ કહો ? જે જનો દિવસે દિવસે વેદને જાણનારા, સિદ્ધ અ ધર્મને જાણનારાઓને કુશળ પ્રશ્ન પૂછે છે તથા અશુભને તજનારા, શુભ કર્મને સેવનારા છે, લોકમાં નિત્ય સુખ તથા સ્વર્ગને પામે છે, તે જો મનુષ્યપણાને પામે છે તો તેમાં ધારણ યુક્ત બુદ્ધિવાળો જન્મે છે. જે શાસ્ત્ર બુદ્ધિને અનુસરનાર છે તેનું કલ્યાણ થાય છે. જેઓ પરસ્ત્રીઓમાં નેત્ર દોષવાળું કરે છે તેઓ તે દુષ્ટ સ્વભાવથી જન્માંધ થાય છે. દુષ્ટ ક કરનારા જે નરો અતિ દુષ્ટ મનથી સ્ત્રીને જુવે છે તેઓ રોગથી પીડિત થાય છે. પુરૂષો અતિ દુષ્ટ બુદ્ધિવાળા, મુઢ અને દુરાચારવાળા જેઓ બીજી જાતિમાં સંગની પ્રીતિવાળો તેઓ નપુંસકપણાને પામે છે. જેઓ પશુનો ઘાત કરાવે છે, જેઓ ગુરૂની સ્ત્રી પ્રત્યે જના

છે અને જેઓ મિશ્ર થએલા વર્ણવાળા છે તે નરો નપુંસક થાય છે. પાર્વતી પૂછવા લાગ્યાં કે, હે શ્રેષ્ઠદેવ! દોષ સહિત કયું કર્મ છે તે તથા દોષ રહિત કયું કર્મ કરવાથી કલ્યાણ થાય છે? મહાદેવ બોલ્યા—જે સદા કલ્યાણના માર્ગ ઇચ્છનારો બ્રાહ્મણોને પૂછે છે, ધર્મને ખોળનાર અને ગુણોને ઇચ્છનાર છે તે સ્વર્ગને પામે છે. હે સુંદર દેવિ! જો તે મનુષ્યપણાને પામેછે તો ત્યાં મેધાવી, ને ધારણાવાન થઇ ઘણું કરી જન્મે છે. હે દેવિ! આ સજ્જનોનો ધર્મ સમૃદ્ધિને આપનાર સમજવો, મેં લોકોના હિતને અર્થે તમને કહ્યો. પછી પાર્વતી પૂછવા લાગ્યાં—કૈંક થોડા વિજ્ઞાનવાળા, ધર્મનો વિશેષ દ્વેષ કરનારા નરો વેદને જાણનારા બ્રાહ્મણોને અનુસરવા ઇચ્છતા નથી, કેટલાક નરો વ્રતવાન અને શ્રદ્ધા તથા ધર્મ પરાયણ હોય છે, કૈંક રાક્ષસની ઉપમા અપાય એવા, વ્રતરહિત, નિયમથી ભ્રષ્ટ હોય છે, કૈંક યજન કરનારા છે તથા કેટલાક હોમ રહિત હોય છે તેઓ આ લોકમાં કયા કર્મનાં ફળથી આવા થાય છે એ મને કહો? મહાદેવ બોલ્યા—શાસ્ત્રોરૂપ, લોકોના ધર્મોની સર્વ નિર્મેલી મર્યાદાઓ છે, તેઓને પ્રમાણપણાથી જેઓ અનુસરે છે તેઓ દઢ વ્રતવાળા થાય છે અને મોહને વશ જેઓ અધર્મને ધર્મ કહે છે તેઓ વ્રત રહિત, નિર્મર્યાદ તથા બ્રહ્મરાક્ષસ જાણવા. તેઓ જો કાળે કરેલા ઉદ્યોગથી મનુષ્ય જન્મે છે તો હોમરહિત, વષટ્કાર રહિત અને નરોમાં અધમ થાય છે. હે દેવિ! મેં આ તમારા સંશયને કાપવા માટે સઘળો કુશળાકુશળ ધર્મ તમને કહ્યો.

**एष देवि मया सर्वः संशयच्छेदनाय ते ।**
**कुशलाऽकुशलोनृणां व्याख्यातो धर्मसागरः ॥ ६४ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे पञ्चचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४५ ॥**

---

## અધ્યાય ૧૪૬ મો. સ્ત્રીધર્મ કથન.

**नारद उवाच—एवमुक्त्वा महादेवः श्रोतुकामः स्वयं प्रभुः ।**
**अनुकूलां प्रियां भार्यां पार्श्वस्थां समभाषत ॥ १ ॥**

નારદ બોલ્યા—આ પ્રમાણે કહી પોતે પ્રભુ છતાં સાંભળવાને ઇચ્છનારા મહાદેવ, પડખામાં રહેલાં અનુકૂળ, પ્રિય ભાર્યાને આમ કહેવા લાગ્યા. મહાદેવ બોલ્યા—હે પરાવરને જાણનારિ! ધર્મને સમજનારી, તપોવનમાં વસનારી, પતિવ્રતા, સુંદર ભ્રૂકુટીવાળી, સુંદર કેશના છેડાવાળી, હિમાલય પર્વતની પુત્રી, ડાહી, શમ દમથી યુક્ત, મમતા રહિત, ધર્મચારિણિ અને હે ઉત્તમ આસનવાળિ! હું તમને પૂછું છું માટે પૂછેલાં તમે મારૂં ઇચ્છેલું કહો. હે દેવિ! તમે નિત્ય બ્રહ્માનાં પતિવ્રતા સ્ત્રી સાવિત્રી, ઇન્દ્રનાં સ્ત્રી શચી, માર્કંડેયનાં સ્ત્રી ધુમોર્ણા, કુબેરનાં સ્ત્રી ઋદ્ધિ, વરૂણનાં સ્ત્રી ગૌરી, સૂર્યનાં સ્ત્રી સુવર્ચલા, ચંદ્રનાં સતી સ્ત્રી રોહિણી, અગ્નિનાં સ્ત્રી સ્વાહા અને કશ્યપનાં સ્ત્રી અદિતિ, જેઓ સર્વ પતિવ્રતાઓએ સેવેલાં છે અને પૂછેલું છે માટે હું તમને પૂછું છું. હે ધર્મને જાણનારાં તથા ધર્મને બોલનારાં! આદિથી આપે કહેલા સ્ત્રીધર્મને સાંભળવા ઇચ્છું છું, કારણ કે તમે મારી સમાન ધર્મને આચરનારાં, સમાન સ્વભાવવાળાં, સમાન વ્રતવાળાં, સમાન બળ અને પરાક્રમવાળાં છો;

તમે તીવ્ર તપ કરેલું છે, તમે કહેલો વિશેષ ગુણવાળો થાય છે, અને હે દેવિ ! જગતમાં તમ-વડે તે પ્રમાણ ગણાશે. સ્ત્રીજનની વિશેષે કરી સ્ત્રીઓજ ઉત્તમ ગતિરૂપ છે. હે સુશ્રોણિ ! આ ગતિ સદા પૃથ્વીમાં લોકો વિષે ચાલે છે. હે શુભે ! મારૂં શરીર તમારા શરીરના અર્ધથી નિર્મેલ છે અને તમે દેવોનું કાર્ય કરનારાં તથા લોકોનાં સંતાન વિસ્તારનારાં છો. વળી તમારો નિત્યનો સર્વ સ્ત્રી ધર્મ સારી રીતે જાણેલો છે માટે વિસ્તારથી મને સંભળાવો.

પાર્વતી બોલ્યાં-હે ભગવન્ ! સર્વ પ્રાણિયોના ઇશ્વર, ભૂત, અને ભવ્ય, ભવમાં ઉત્તમ એવા દેવ તમારા મહિમાથીજ આ મારી વાણી સામર્થ્યવાળી છે, હે દેવેશ ! સર્વ તીર્થોનાં જળોથી યુક્ત, આ નદીઓ, સ્પર્શના કારણથી તમને સમીપ આવે છે, તેઓની સાથે હું વિચાર કરી ક્રમથી કહીશ. સમર્થ એવો જે અહંકારવાળું બોલતો નથી તેજ પુરૂષ કહેવાય છે. હે ભૂતોના ઇશ્વર ! નિરંતર સ્ત્રી, સ્ત્રીનેજ અનુસરે છે માટે મારાથીજ ઉત્તમ નદીઓનું સન્માન થશે. આ નદીઓમાં ઉત્તમ, પુણ્યકારી સર્વ નદીઓમાં પ્રથમ સાગર પ્રત્યે જનારી સરસ્વતી નદી છે. આ વિપાશા, વિતસ્તા, ચંદ્રભાગા, ઇરાવતી, શતદ્રૂ, દેવિકા, સિંધુ, કૌશિકી, તથા ગૌતમી છે અને આ દેવનદી, સર્વ તીર્થોથી યુક્ત, ગગનથી પૃથ્વી પ્રત્યે આવેલી, સર્વ નદી-ઓમાં ઉત્તમ ગંગા છે. આ પ્રમાણે કહી દેવોના દેવ શિવનાં પત્ની, ધર્મધારિયોમાં ઉત્તમ, ધર્મ જેને પ્રિય છે એવા દેવનાં પટરાણી પાર્વતી મંદ હાસ્યપૂર્વક સર્વ નદી-ઓને બોલાવી સ્ત્રી ધર્મમાં કુશળ, ગંગા વગેરે, ઉત્તમ નદીઓને સ્ત્રીનો ધર્મ પૂછવા લાગ્યાં. પાર્વતી બોલ્યાં—હે સાગરમાં જનારિઓ ! ભગવાને સ્ત્રી ધર્મને આશ્રય કરનારો પ્રશ્ન પૂછેલો છે, તે તમારી સાથે વિચારી હું શંકરને કહેવા ઇચ્છું છું. પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં હું કોઇનું પણ વિજ્ઞાન એકથી સિદ્ધ થાય એવું દેખતી નથી માટે તમને માન આપું છું. આ રીતે અતિ પુણ્યરૂપ, સુખકારી સર્વ શ્રેષ્ઠ નદીઓને તેમણે પૂછ્યું ત્યારે ઘણી બુદ્ધિઓથી વૃદ્ધિ પામેલાં, સ્ત્રીઓના ધર્મોને જાણનારાં, પુણ્યવાળાં, પાપના ભયને મટાડનારાં, સુંદર મંદહાસ્યવાળાં, બુદ્ધિવડે વિનયસંપન્ન, બહુ બુદ્ધિથી યુક્ત, સર્વ ધર્મોમાં કુશળ, એવાં દેવતાઓનાં નદી ગંગાને આજ્ઞા કરી અને ગંગા, દેવી શૈલરાજની પુત્રી પ્રત્યે મંદહાસ્ય સહિત આ પ્રમાણે કહેવા લાગ્યાં.

ગંગા બોલ્યાં કે—હે ધર્મપરાયણ, પાપરહિત દેવિ ! તમે સર્વ જગતને માન્ય છતાં નદીને માન આપો છો માટે હું ધન્ય છું. જે પ્રભુ હોય તે જેને પૂછે છે અથવા ફરીને માન આપે છે તે, દોષ રહિત મનવાળો મનુષ્ય પંડિત એવી આખ્યાને અથવા પંડિતના સરખી શોભાને પામે છે. જે જ્ઞાન તથા વિજ્ઞાનથી સંપન્ન, પૂર્વપક્ષ અને સમાધાનમાં કુશળ, ઉત્તમ વક્તાઓને પૂછે છે તે અવશ્ય આપત્તિ પામતો નથી. તે વિના બહુ બુદ્ધિવાળો સભામાં વચન બોલે છે તે અહંકારવાળું બોલનારો બીજી રીતેજ દુર્બળ વચન બોલે છે. હે દિવ્ય જ્ઞાનવાળાં ! સ્વર્ગમાં શ્રેષ્ઠ દિવ્ય પુણ્યો સહિત ઉત્પન્ન થયેલાં દેવિ ! તમેજ અમને સ્ત્રીઓના ધર્મો કહેવા યોગ્ય છો. આ સાંભળ્યા પછી ગંગાએ બહુ ગુણોથી આરાધન કરેલાં સુરસુંદરી સર્વ સ્ત્રી ધર્મને સમગ્રપણાથી કહેવા લાગ્યાં. પાર્વતી બોલ્યાં—સ્ત્રીઓનો ધર્મ મને જેમ ઉત્તમ ભાસે છે તેમ વિધિ પ્રમાણે કહું છું માટે તમે વિનયવાળાં થઇ સાંભળો. આ સ્ત્રી ધર્મ પ્રથમજ વિવાહમાં બંધુઓએ કહેલો તે અને અગ્નિની સમીપમાં સ્ત્રી, ભર્ત્તાના સાથે ધર્મ આચરનારી થાય છે. જે સારા સ્વભાવવાળી, સારાં વચનવાળી, સારાં આચરણ-

વાળી, સુખરૂપ દર્શનવાળી, બીજામાં જેનું ચિત્ત નથી એવી અને સારાં મુખવાળી છે તે ભર્ત્તાની ધર્મચારિણી પતિના ધર્મને આચરનાર થાય છે. જે સારી સ્ત્રી સદા પતિને દેવની તુલ્ય જુવે છે તે ધર્મમાં તત્પર થાય છે અને તે ધર્મના ભાગવાળી થાય છે. જે દેવની પેઠે પતિની સેવા ને ચાકરી કરે છે, બીજા ભાવવાળી નથી, ઉદાસ મનવાળી નથી, સારાં વ્રતવાળી, સુખકર દેખાવવાળી, જે નિરંતર પુત્રના મુખની પેઠે પતિના મુખને જોનારી છે, જે સતી, નિયમિત આહારવાળી છે તે, પતિના ધર્મને આચરણ કરનારી થાય છે. જે શુભ સ્ત્રી પુરૂષના ધર્મને સાંભળી ધર્મમાં તત્પર રહે છે તે નારી ભર્ત્તાના સમાન વ્રતવાળી છે. સતી સ્ત્રી સર્વદા સ્વામીને દેવની પેઠે દેખે છે. આ સ્ત્રી પુરૂષ સાથે ધર્મ પાળવા માટે કરેલો શુભ ધર્મ છે. જે વશ્યપણાના અભાવથી મંત્ર વિગેરેના વશીકરણ વિના દેવની તુલ્ય સેવા તથા ચાકરી કરનારી, સારાં મનવાળી, સારાં આચરણવાળી સુખકારી દેખાવવાળી, બીજામાં જેનું ચિત્ત નથી એવી અને સારાં મુખવાળી છે તે, પતિની ધર્મચારિણી થાય છે. જે નારી પતિએ કઠિન વચન કહેલી અને દુષ્ટ નેત્રથી જોયેલી એવી પણ અતિ પ્રસન્ન મુખવાળી છે તે પતિવ્રતા જાણવી. જે ઉત્તમ આસનવાળી સ્ત્રી, પતિ વિના પુરૂષના નામથી નથી ચન્દ્ર સૂર્યને અને નથી વૃક્ષને પણ જોતી તે, ધર્મને આચરણ કરનારી થાય છે. જે નારી, દરિદ્ર અને માર્ગથી કૃષ થયેલા પતિને સેવે છે તે, ધર્મને ભોગવનારી થાય છે. જે નારી, પ્રયત્નવાળી તથા ડાહી છે અને જે નારી પુત્રવાળી છે તોપણ પતિ જેને પ્રિય છે અને પતિ જેને પ્રાણરૂપ છે તે, ધર્મના ભાગવાળી છે. જે સદા ઉદાસ મન વિના સેવા ચાકરી કરે છે અને સારાં જ્ઞાનવાળી, તથા વિનયવાળી છે તે નારી ધર્મના ભાગવાળી થાય છે. જેની ઇચ્છા જેવી પતિમાં છે તેવી નથી કામોમાં, નથી ભોગોમાં, નથી ઇશ્વરતામાં અને નથી સુખમાં, તે નારી ધર્મના ભાગવાળી છે. જે નિત્ય પ્રાતઃકાળે ઉઠવામાં પ્રીતિવાળી, ઘરની સેવામાં પ્રેમવાળી, ઘરને અતિ શુદ્ધ રાખનાર, ગાયના છાણથી ઘર લીંપનારી, નિરંતર અગ્નિના કાર્યમાં તત્પર, સદા પુષ્પ તથા બલિને આપનારી, દેવતા, અતિથિ અને દાસોને જમાડી પતિની સાથે શેષ રહેલાં અન્નને ન્યાય પ્રમાણે અને વિધિ પ્રમાણે જમનારી અને નિત્ય સંતોષ અને પોષણ પામેલા જનોવાળી છે તે નારી, ધર્મવાળી છે. જે નારી નિત્ય સાસુ સસરાના ચરણોને સેવનારી, ગુણવાળી, અને માતા પિતાની સેવામાં તત્પર છે તે, તપરૂપ ધનવાળી છે. જે નારી, બ્રાહ્મણ, દુર્બળ, અનાથ, દીન, અંધ અને કૃપણ જનોને અન્નથી પોષણ આપે છે તે, પતિવ્રતના ભાગવાળી થાય છે. જે સ્ત્રી નિત્ય શીઘ્ર મર્યાદાને જણાવનારી બુદ્ધિથી દુઃખે કરી આચરણ કરાય એવાં વ્રતને આચરે છે, જે પતિમાં ચિત્તવાળી અને પતિના હિતવાળી છે તે, પતિવ્રતને ભોગવનારી છે. જે નારી પતિમાં તત્પર, અને 'નારીનો પતિજ દેવ છે, પતિજ સગો છે અને પતિજ ગતિરૂપ છે, પતિની બરોબર બીજી ગતિ નથી અને જેવો પતિરૂપ દેવ છે તેવો બીજો દેવ નથી'. નારીને પતિની પ્રસન્નતા અને સ્વર્ગ એ તુલ્ય છે અથવા તમે મહાદેવ પ્રસન્ન ન હોનો હું સ્વર્ગને ઇચ્છતી નથી. જો દરિદ્ર, અથવા વ્યાધિવાળો, કે આપત્તિવાળો, વા શત્રુઓમાં રહેલો, અથવા બ્રાહ્મણના શાપથી પીડા પામેલો પતિ કોઇ રીતે પણ ન કરવા યોગ્ય, કે અધર્મ અથવા પ્રાણ નાશ કરનાર હોય તો આપત્તિના ધર્મોને જોઇ નિઃશંક થઇ સ્ત્રીએ તેમ કરવું આ મેં હે દેવ! સ્ત્રીઓનો ધર્મ તમારા કહેવાથી કહ્યો. આ પ્રમાણે જે નારી વર્તશે તે પતિવ્રતના ભાગવાળી થશે. ભીષ્મ બોલ્યા–

આ રીતે કહેલા તે દેવોના ઇશ્વરે પર્વતની પુત્રીને વખાણી સર્વ સેવકોથી વિંટાએલા લોકોને વિસર્જન કર્યા. પછી મહાદેવને મસ્તકવડે પ્રણામ કરી જેમ આવ્યા હતા તેમ ભૂતગણો, નદીઓ, ગંધર્વ અને અપ્સરાઓ સૌ ગયાં.

ततो ययुर्भूतगणाः सरिताश्च यथागतम् ।
गंधर्वाप्सरसश्चैव प्रणम्य शिरसाभवम् ॥ ६१ ॥

इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे स्त्रीधर्मकथने षट्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४६ ॥

## અધ્યાય ૧૪૭ મો. પુરુષમાહાત્મ્ય, રાજવંશ.

ऋषय ऊचु—पिनाकिन् भगनेत्रघ्न सर्वलोकनमस्कृत ।
माहात्म्यं वासुदेवस्य श्रोतुमिच्छामि शङ्कर ॥ १ ॥

ઋષિઓ બોલ્યા—હે પિનાકવાળા! ભગદેવના નેત્રને હણનાર સર્વ લોકોએ નમન કરેલા વસુદેવના પુત્ર શ્રી કૃષ્ણનું માહાત્મ્ય અમે સાંભળવા ઇચ્છીએ છીએ. મહાદેવ બોલ્યા–નિત્ય પુરૂષ, વાદળાં રહિત આકાશમાં ઉદય પામેલા સૂર્ય હોય તેમ સુવર્ણના સરખી કાંતિવાળા, દુઃખો હરનારા, દશ હાથવાળો, મહા તેજવાળા દેવતાઓના શત્રુઓને સંહારનાર, શ્રી વત્સરૂપ ચિન્હવાળા, ઇંદ્રયોના નિયંતા અને સર્વ દેવોએ પૂજેલા કૃષ્ણ બ્રહ્માથી પણ ઉત્તમ છે, બ્રહ્મા તેના ઉદરથી થયા છે, હું તેના મસ્તકથી થયો છું, તેના કેશોથી નક્ષત્રો થયાં છે, તેનાં રૂવાંથી સુર તથા અસુરો થયા છે, તેના દેહથી થયેલા ઋષિઓ અને નિત્ય રહેનારા લોકો છે, તે સાક્ષાત્ બ્રહ્માના ઘર અને સર્વ દેવતાઓનાં મંદિરરૂપ છે તે, આ સકળ પૃથ્વીના સ્રજનાર, ત્રણ જગત્ના ઇશ્વર, સ્થાવનાર જંગમ, સર્વ પ્રાણીઓના સંહાર કરનાર તેજ દેવોમાં ઉત્તમ, સાક્ષત્ દેવોના નામથી, શત્રુને તપાવનાર. સર્વ જાણનાર, સર્વનું આલિંગન કરી રહેલા સર્વ ઠેકાણે જનાર, સર્વ તરફ મુખવાળા, પરમાત્મા, ઇંદ્રિયોના નિયંતા, સર્વ વ્યાપી અને મોટા ઇશ્વર છે તેથી ત્રણ લોકમાં કશું ઉત્તમ નથી. તે સનાતન, મધુદૈત્યને હરણનાર ગોવિંદ, એ રીતે પ્રસિદ્ધ થએલા છે. દેવના કાર્ય માટે ઉત્પન્ન થએલા, મનુષ્યનાં શરીરને ધારણ કરનારા, માન દેનારા યુદ્ધમાં સર્વ રાજાઓને હણાવશે. જગત્માં દેવોના સમૂહો, કૃષ્ણવિના કરેલા નાયક રહિત થએલા, દેવતાઓનાં કાર્યો કરવા સમર્થ થતા નથી. તે સર્વ પ્રાણિયોના નાયક અને સર્વ દેવોએ નમસ્કાર કરેલા છે. એ દેવોના નાથ, દેવોના કાર્યમાં તત્પર બ્રહ્મરૂપ થએલા, અને બ્રહ્મર્ષિયોના શરણરૂપ કૃષ્ણના શરીરમાં સુખથી ર. હેલા બ્રહ્મા ગર્ભમાં સ્થિતિ કરી વસે છે. તેના શરીરમાં સુખથી રહેલા શિવ, સુખનો આશ્રય કરી રહ્યા છે. તેના શરીરમાં સર્વ દેવતાઓ સુખનો આશ્રય કરી રહ્યા છે તે દેવ, કમળના જેવાં નેત્રવાળા લક્ષ્મી જેના અંકમાં છે એવા, લક્ષ્મીની સાથે રહેલા, શાંર્ગ ધનુષ અને ચક્રરૂપ આયુધવાળ, ખડ્ગવાળા, સર્વ નાગના શત્રુ જેના ધ્વજમાં છે એવા તે ઉત્તમ સ્વાભવ, દમ બહારની ઇંદ્રિયોને નિયમમાં રાખવાપણું, શાંતિ, પરાક્રમ, વીર્ય, શરીર, દર્શન, આસન, પ્રમાણ, ધૈર્ય, સરલતાની સંપત્તિ, અક્રૂરપણું, રૂપ અને બળથી યુક્ત, સર્વ દિવ્ય

અદ્ભુત દેખાવવાળા, અસ્રોથી ઉદય પામેલા, યોગમાયાવાળા, હજાર નેત્રાવાળા નાશ રહિત, મોટાં મનવાળા, વીર, મિત્રજનને વખાણનાર, જ્ઞાતિ તથા બંધુજન જેને પ્રિય છે એવા, ક્ષમાવાન, અહંકારવાળું ન બોલનાર, બ્રાહ્મણને વિષે દયાવાન્, બ્રાહ્મણોના નાયક, ભયથી પીડા પામેલાઓના ભયને હરનાર, મિત્રાના આનંદને વધારનાર, સર્વ પ્રાણિયોના શરણને આપનાર, દીનોને પાળવામાં પ્રીતિવાળા, શાસ્ત્રવાન્, અર્થ સંપન્ન, સર્વ પ્રાણિઓએ નમન કરેલા, આશ્રિતોને વર આપનાર, શત્રુના પણ ધર્મને જાણનાર, નીતિને જાણનાર, નીતિથી સંપન્ન, બ્રહ્મવાદી, જીતેંદ્રિય અને ધર્મથી સંસ્કારવાળા, પ્રજાપતિએ નીમેલા, શુભ, મનુના માર્ગમાં ઉત્તમ બુદ્ધિથી યુક્ત એવા શ્રીકૃષ્ણ દેવાના કલ્યાણ માટે, મહાત્મા મનુના વંશમાં ઉત્પન્ન થશે.

મનુનો પુત્ર અંગ નામે થશે, તે પછી તેનો પુત્ર અંતર્ધામા, અંતર્ધામાનો પુત્ર નિંદા-રહિત, પ્રજાપતિ હવિર્ધામા અને હવિર્ધામાનો મ્હોટો પુત્ર પ્રાચીન બર્હિ થશે, તેના પ્રચેતા વગેરે દશ પુત્રા થશે ને પ્રચેતાના પુત્ર અહિં દક્ષપ્રજાપતિ થશે, તેની સ્ત્રી દાક્ષાયણીથી સૂર્ય અને સૂર્યથી મનુ થશે, મનુના વંશમાં જન્મેલા સદ્યુમ્ન. ઇલા નામે સ્ત્રી થશે તેને બુધ વરશે. બુધથી પુરૂરવા અને તેથી આયુ થશે, આયુથી નહુષ થશે અને તેનો પુત્ર યયાતિ થશે, તેથી મહા બળવાન યદુ અને યદુથી કોષ્ટા થશે, તેનો મ્હોટો પુત્ર વૃજીનીવાન્ થશે, વૃજીનીવાન્નો પરાજય રહિત ઉષંગુ થશે, ઉષંગુનો પુત્ર શુર તથા ચિત્રરથ થશે, તેનો ન્હાનો ભાઇ શુર નામે પુત્ર તે વિખ્યાત પરાક્રમવાળા, ચરિત્ર અને ગુણોથી શોભનારા, અતિ શુદ્ધ યજન કરનારાઓના બ્રાહ્મણોએ માનેલા કુશળમાં શુરો ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ મહા પરાક્રમી, અને મોટા યશવાળો થશે તથા માનને આપનારો તે પોતાના વંશના વિસ્તારને કરનારા વસુદેવ એ રીતે પ્રસિદ્ધ થએલા, આનક દુંદુભિને ઉત્પન્ન કરશે. તેના પુત્ર ચાર બાહુવાળા વાસુદેવ થશે તે, યદુકુળમાં થયેલા દાતા, બ્રાહ્મણોનો સત્કાર કરનાર, બ્રહ્મ-રૂપ થએલા અને દ્વિજ પ્રિય એવા કૃષ્ણ મગધ દેશના રાજા જરાસંધે બંદીખાને નાખેલા રાજાઓને છોડાવશે. વળી પરાક્રમી એવા એ પર્વતની ગુફામાં રહેલા, રાજા જરાસંધને જીતી સર્વ રાજારૂપ રત્નવાળા થશે. પૃથ્વીમાં પરાક્રમે કરી પાછા ન હઠે એવા, પરાક્રમથી સંપન્ન અને સર્વ રાજાઓના રાજા થશે. શૂરસેન દેશમાં જન્મીને દ્વારકામાં વસતા, પ્રભુ અને સદા નીતિને જાણનાર એવા તે દૈવી પૃથ્વીને જીતી પાલન કરશે; તમે સર્વ તેને પામી ઉત્તમ વાણી, પુષ્પ અને પૂજાના સામાનોથી ન્યાય પ્રમાણે સદા રહેનારા, બ્રહ્માની પેઠે તેનું અર્ચન કરો. જે મને તથા પિતામહ બ્રહ્માને દર્શન કરવા ઇચ્છતો હોય તેણે પ્રતાપવાન, ભગવાન, વાસુદેવના પુત્રનું દર્શન કરવું તેમ દર્શન કરવાથી મારૂં દર્શન અથવા દેવોનો ઇશ્વર પિતામહનું દર્શન થાય છે એમાં મને શંકા નથી માટે હે તપોધનો ! તમે પણ એમ સમજો. તે કમળના સરખા નેત્રવાળા જેને પ્રીતિ યુક્ત થશે તેને બ્રહ્મા વગેરે દેવોનો સમુદાય પ્રસન્ન થશે, જગત્માં જે મનુષ્ય કેશવનો આશ્રય કરશે તેની કીર્ત્તિ ને જય સ્વર્ગ સુધી થશે. તે સાક્ષાત્ ધર્મોના ગુરૂ અને ધર્મને સેવનાર થશે માટે ધર્મને જાણનારા, સદા ઉદ્યમવાળા જનોએ તે દેવોના ઇશ્વરને નમસ્કાર કરવા, તે પ્રભુનું અર્ચન કરવાથી ઉત્તમ ધર્મ થાય છે અને હે પુરૂષવ્યાઘ્ર ! તે મહા તેજસ્વી દેવે પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી ધર્મ માટે ઋષિયોના સમૂહોને સજ્યા છે. સરજેલા, તે સનત્કુમાર વગેરે, તપયુક્ત, ઋષિઓની મંડળીઓ ગંધમાદન પર્વતમાં રહે છે માટે હે ઉત્તમ દ્વિજો ! તે ઉત્તમ

વાણી બોલનારા ધર્મને જાણનારા નમવા યોગ્ય છે, સ્વર્ગમાં પણ પ્રભુ હરિ, નારાયણ ભગવાન શ્રેષ્ઠ છે. વંદન કરેલા તે વંદન કરે છે, માન આપેલા માન આપે છે, પુષ્પ, ધુપ વગેરેથી અર્પણ કરેલા અને પૂજેલા પૂજાય છે. પ્રતિદિન દર્શન કરેલા જુવે છે, આશ્રય કરેલા આશ્રય આપે છે અને નિરંતર અર્ચન કરેલા તે દેવ અર્ચન કરે છે. હે શ્રેષ્ઠ દ્વિજો! આ તે નિર્દોષ આદિદેવ વિષ્ણુનું, સદા સજ્જનોએ આચરેલું, ઉત્તમ વ્રત છે. જગત્‌માં દેવોએ પણ નિત્ય સનાતન વિષ્ણુને અર્ચેલા છે માટે તેને અનુસરનારા, યોગ્ય નિર્ભય પામે છે. દ્વિજોએ યત્નવાન્ થઈ સદા કર્મ મન અને વાણીથી દેવકીના પુત્ર કૃષ્ણને નમવું તથા સ્તુતિ કરી દર્શન કરવું. હે શ્રેષ્ઠ મુનિઓ! મેં આ તમને માર્ગ કહ્યો, તે દેવને જોવાથી સર્વ દેવો જોએલા થાય છે. હે સુરશ્રેષ્ઠો! હું પણ નિત્ય, જગતના પતિ, સર્વ લોકોના પિતામહ, મહા વરાહરૂપ થયેલા તે દેવને નમું છું, તેમાં ત્રણ દેવોનું દર્શન થશે એમાં સંશય નથી; કારણ કે અમે સર્વ દેવો તેના દેહમાં વસીએ છીએ. તેના મોટા, ભાઇ હિમાલયના સમૂહના સરખી કાંતિવાળા, હળને ધારણ કરનાર, પૃથ્વીને ધારણ કરનાર તરીકે પ્રસિદ્ધ થશે. તે બળદેવના રથને આશ્રય કરનાર, ત્રણ મસ્તકવાળો, દિવ્ય સુવર્ણમય, તાડનાં ઝાડરૂપ વૃક્ષ ધ્વજ થશે. સર્વ લોકના ઇશ્વર, મોટા બાહુવાળા તે દેવનું મસ્તક મોટી ફણાવાળા મહાત્મા નાગોથી વ્યાપ્ત થશે, વળી તેને સંભારેલા શસ્ત્રો તથા અસ્ત્રો પ્રાપ્ત થશે તેજ દેવ નાશ રહિત, હરિ ભગવાન અનંત કહેલા છે. પરાક્રમથી જે પરમાત્મા, દેવના અંતને દેવોએ, હે પ્રભો! તમે અમને શેષના અંતને દેખાડો. આ રીતે આજ્ઞા કરેલા, કશ્યપના પુત્ર બળવાન્ ગરૂડ જોઇ શક્યા ન હતા તે શેષ ઘણા હર્ષથી યુક્ત ફરે છે. ફણાવડે વસુંધરાને આલિંગન કરી વસે છે. જે વિષ્ણુ છે તેજ પૃથ્વીને ધારણ કરનાર, ભગવાન અનંત છે જે બળરામ છે તેજ ઇંદ્રિયોના નિયંતા કૃષ્ણ છે અને જે અચ્યુત નાશરહિત કૃષ્ણ છે તેજ પૃથ્વીને ધારણ કરે છે, માટે તે બે પુરૂષોમાં ઉત્તમ દિવ્ય, દિવ્ય પરાક્રમવાળા અને ચક્ર તથા લાંગલને ધારણ કરનારા કૃષ્ણ ને બળદેવને માનવા તથા તેઓનું દર્શન કરવું. હે તપરૂપ ધનવાળા! જેથી તમે પ્રયત્નથી યદુશ્રેષ્ઠને પૂજો માટે મેં આ પુણ્યકારી અનુગ્રહ કૃપા રૂપ ઇતિહાસ તમને કહ્યો.

**एष वोऽनुग्रहः प्रोक्तो मया पुण्यस्तपोधनाः ।**
**यद्भवन्तो यदुश्रेष्ठं पूजयेयुः प्रयत्नतः ॥ ६२ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे पुरुषमाहात्म्ये सप्तचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४७ ॥**

## અધ્યાય ૧૪૮ મો. મહાપુરૂષની પ્રશંસા.

**नारद उवाच—अथ व्योम्नि महाञ्छब्दः सविद्युत्स्तनयित्नुमान् ।**
**मेघैश्च गगनं नीलं संरुद्धमभवद्घनैः ॥ १ ॥**

નારદ બોલ્યા—એ પછી આકાશમાં વિજળી સહિત મેઘવાળો મોટો શબ્દ અને ગગન વાદળાંઓથી શ્યામ તથા વ્યાપ્ત થયું. મેઘ વર્ષા કાળમાં વર્ષે તેમ નિર્મળ જળ વર્ષવા લાગ્યો. ઘોર અંધારૂં થયું અને દિશા મલિન બની. તે વખતે મુનિયોએ રમણીય, સનાતન,

પુણ્યરૂપ, દેવગિરિ હિમાચલ વિષે મહાદેવ અથવા ભૂતનાં ટોળાંને દીઠાં નહિ. તે પછી ક્ષણ-વારમાં એકદમ ગગન વાદળાંઓ રહિત થયું. બ્રાહ્મણો તીર્થ યાત્રા પ્રત્યે ગયા અને બીજાઓ જેમ આવ્યા હતા તેમ ગયા. તેઓ તે, અચિંત્ય, અદ્ભુત અને તમારી કથાને આશ્રય કરનારો શંકરનો પાર્વતી સાથે સંવાદ સાંભળી વિસ્મિત થયા હતા. હે પુરૂષોત્તમ! પાર્વતીના શિખરના ઉપર મહાત્માએ જેને માટે અમોને આજ્ઞા કરી હતી તે, સનાતન, બ્રહ્મરૂપ થયેલા તમે છો. હે કૃષ્ણ! બીજું આજે તમારાં તેજે કરેલું આ આશ્ચર્ય જોઇ અમે વિસ્મિત થયા અને તે સ્મૃતિ અમને આવી. હે પ્રભો! હે મહાબાહો! જનાર્દન એવા દેવોના દેવ, જટાના સમૂહને ધારણ કરનારા, પર્વતમાં સુનારા મહાદેવનું માહાત્મ્ય તમને કહ્યું, આ પ્રમાણે તે સમયે તપોવનમાં વસનારાઓએ કહેલા દેવકીના પુત્ર સર્વ ઋષિયોને માન આપવા લાગ્યા. એ પછી અતિ હર્ષ પામેલા ઋષિઓ ફરીને કૃષ્ણને કહેવા લાગ્યા કે, હે મધુસૂદન! વારંવાર અમને આવું દેખાડો. હે વિભો! તમારા દર્શનમાં અમને પ્રીતિ થાય છે તે સ્વર્ગમાં થતી નથી. વળી હે મહાબાહો ભગવાન્! શિવે જે કહ્યું હતું તે સર્વ સત્ય છે. હે શત્રુને કષ્ટ દેનાર! તેમજ અર્થનાં તત્વને જાણનારા જ્યારે અમને પૂછો છો ત્યારે અમે તમારા પ્રિય માટે આ ગુહ્ય કહ્યું. હે વિભો! ત્રણ જગતમાં જન્મ, સર્વે અને જે કશું બીજું કારણ છે તે તમારૂં ન જાણેલું નથી, પણ હે વિભો! અમે ગુહ્ય તે ધારણ કરવાને અશક્ત છીએ તેથી બહુ ચપળપણાથી આપ રહ્યા છો તોયે હલકાઇથી બોલીએ છીએ. આ લોકમાં તમે જેને જાણતા નથી તે, કોઇ પણ આશ્ચર્ય નથી. હે દેવ! સ્વર્ગ અથવા પૃથ્વી તમારૂં સઘળું જાણેલુંજ છે. હે તાત કૃષ્ણ! હવે અમે જઇએ છીએ. તમે બુદ્ધિ તથા પુષ્ટિ પામો, તમને તમથી સમાન અથવા અધિક, મોટા મહિમાથી યુક્ત, દીપ્ત, અને કીર્તિને કરનારો પુત્ર થશે. ભીષ્મ બોલ્યા—આમ કહ્યા પછી દેવોના ઇશ્વર યાદવ એવા પુરૂષોત્તમને પ્રણામ કરી પ્રદક્ષિણા કરી મહર્ષિયો ચાલતા થયા. આ પરમ કાંતિથી યુક્ત, શ્રીમાન્ નારાયણ યથાયોગ્ય વ્રત આચારી પાછા દ્વારકાં પ્રત્યે આવ્યા. હે પ્રભો! જ્યારે દશ માસ પૂરા થગા ત્યારે રૂક્મિણી વિષે માનેલો, શૂર, અને વંશને ધારણ કરનારો, અદ્ભુત પુત્ર જન્મ્યો. હે નૃપ! સર્વ પ્રાણિયોના કામરૂપ તે સર્વના ભાવમાં રહેલા સદા અસુર તથા સુરોના અંતરમાં છે. વળી તે પુરૂષોત્તમ, મેઘના સરખા વર્ણવાળા, ચાર ભુજા-વાળા, પ્રેમથી પાંડવોને આશ્રય કરી રહ્યા છે અને તમે એને આશ્રિત થયા છો. જ્યાં આ ત્રણ પગલાં ભરનારા વિષ્ણુદેવ રહ્યા છે ત્યાં કીર્ત્તિ, લક્ષ્મી, ધૃતિ અને સ્વર્ગનો માર્ગ છે તથા ઇંદ્ર સહિત તેત્રિસ દેવોરૂપ છે, એમાં વિચાર નથી. કૃષ્ણ આદિદેવ, મહાદેવ, સર્વ પ્રાણિઓના આશ્રયરૂપ, આદિ, અંત રહિત, અસ્પષ્ટ, મહાત્મા, મહાતેજસ્વી, મધુદૈત્યને મારનાર છે અને સુરોનાં કાર્યની સિદ્ધિ માટે જન્મ્યા છે. વળી અતિ દુઃખે કરી જણાય એવા અર્થના તત્વને કહેનારા અને કરનારા કૃષ્ણ છે તથા હે પાર્થ! નારાયણના આશ્રયથી તમારો સર્વ જય છે, અતુલ કીર્ત્તિ છે અને આ સઘળી પૃથ્વી તમારી છે. જે આપની ગતિરૂપ અચિંત્ય, નારાયણ નાથ છે. તે તમરૂપ હોતા એ યુદ્ધરૂપ અગ્નિમાં, મોટા યુગના અંત સમયના અગ્નિ સરખા કૃષ્ણરૂપ સ્રુવે કરી રાજાઓને હોમ્યા. આ પુત્ર, ભાઈયો અને સંબંધિયો સહિત દુર્યોધન શોક કરવા યોગ્ય છે કે જેણે અજાણે ક્રોધથી કૃષ્ણ અને ગાંડિવ ધનુષ ધરનારા અર્જુનની સાથે કલેશ કર્યો. જે રીતે વનના અગ્નિમાં પતંગીયાઓ નાશ

પામે તે રીતે ચક્રરૂપ અગ્નિમાં મોટા શરીરવાળા મહાબળવાન્ દૈત્ય અને દાનવો ક્ષય પામ્યા. હે શ્રેષ્ઠ પુરૂષ! સત્વ શક્તિ અને બળ વિગેરેથી હીન મનુષ્યોએ સંગ્રામમાં આની સામું યુદ્ધ કરી શકાય તેમ નથી. હે નૃપ! જયરૂપ, યોગી, યુગના અંત સરખી કાંતિવાળા અને રણના અગ્રભાગમાં જનારા અર્જુને તેજ વડે સર્વ દુર્યોધનના સૈન્યને હણ્યું છે, તેમ હિમાલય ઉપર પોઠિયાના ચિન્હવાળા શંકરે મુનિયોને જે પુરાણ કહ્યું છે તે મારા કહેવાથી સાંભળો. હે વિભો! જેટલી તેની પુષ્ટિ, તેજ, કાંતિ, પરાક્રમ, સમર્થ્ય ઉન્નતિ અને જન્મ છે તેથી ત્રણ ગણું કૃષ્ણમાં છે. જો તે પ્રમાણે છે તો તેને બીજી રીતે કરવામાં કોણ સમર્થ છે? વળી બીજું સાંભળો. જ્યાં ભગવાન કૃષ્ણ છે ત્યાંજ ઉત્તમ પૃષ્ટિ છે. અલ્પ બુદ્ધિવાળા પરતંત્ર અને અતિ વિવશ છીએ કે જ્ઞાનપૂર્વક ક્ષયરહિત એવા મૃત્યુના માર્ગને પામ્યા છીએ. તમે પણ સરલતામાં તત્પર અને પ્રતિજ્ઞા પાળવામાં પ્રીતિમાન છતાં પ્રથમ પ્રતિજ્ઞા કરી રાજાની વૃત્તિને પામતા નથી. હે રાજન્! જગતમાં તમે પોતાના વચનને બહુ માનો છો પણ જે પ્રતિજ્ઞા દીધેલી છે તેને તજવાને અધિક માનતા નથી. હે અરિંદમ! કાળે રણના અગ્રભાગમાં આ સર્વ જનને હણેલા છે. કાળે અમને હણેલા છે અને કાળજ પરમેશ્વર છે માટે કાળને જાણનારો, કાળે સ્પર્શ કરેલો માણસ શોક કરવા યોગ્ય નથી. કાળ રૂધિર સરખાં રાતાં નેત્રવાળો, દંડવાન્ સનાતન કૃષ્ણરૂપ છે માટે હે કુંતીના પુત્ર! તમે અહિં જ્ઞાતિનો શોક કરવા યોગ્ય નથી. હે કૌરવનંદન! તમે નિત્ય શોકરહિત થાઓ, આ માધવનું જે મેં સાંભળેલું માહાત્મ્ય કહ્યું તેજ સઘળું સજ્જનને ઉદાહરણ યોગ્ય સંપૂર્ણ છે. હે મહારાજ! બુદ્ધિમાન્ વ્યાસ અને નારદનું પોતાનું વચન સાંભળી મેં અતિ પૂજ્ય, શ્રી કૃષ્ણનો ને ઋષિયોના સમૂહનો અતિ મોટો મહિમા તથા મહાદેવનો પાર્વતી સાથે થયેલો સંવાદ કહ્યો. હે ભારત! જે મહા પુરૂષથી થએલા આ, ધારણ કરે છે, સાંભળે છે અથવા કહે છે તે ઉત્તમ શ્રેય પામે છે. વળી તેની જે પ્રમાણે ધારી હોય તે પ્રમાણે સર્વ કામનાઓ સિદ્ધ થાય છે અને મરણ પછી સ્વર્ગ મેળવે છે. હે રાજન્! કલ્યાણની કામનાવાળાએ શ્રીકૃષ્ણ જાણવા યોગ્ય છે તથા બ્રાહ્મણોએ આજ અક્ષય શ્રીકૃષ્ણની સ્તુતિ કરેલી છે. હે કુરૂરાજ! જે મહાદેવના મુખથી નિકળેલા ધર્મના ગુણો કહ્યા છે તે તમારે દિવસ રાત્રિ મનમાં ધારણ કરવા. આ પ્રમાણે વર્તનારા, દંડને ધારણ કરનારાને, પ્રજાને પાળવામાં પ્રવીણ થએલા તમને સ્વર્ગલોક પ્રાપ્ત થશે. હે રાજન્! સદા ધર્મથી પ્રજાને પાળવા યોગ્ય છો. જે તેનો મોટો દંડ છે તે ઠીક ધર્મ કહેવાય છે. હે રાજન્! મેં જે આ ધર્મ સહિત શંકર પાર્વતીનો સંવાદ સજ્જનની સમીપમાં કહ્યો તેને જે પોતાની સમૃદ્ધિને ઇચ્છતો હોય તેણે સાંભળીને અથવા સાંભળવાની ઇચ્છા કરનાર થઇ શુદ્ધ ભાવથી પોઠિયો જેના ધ્વજમાં છે, એવા શંકરનું અર્ચન કરવું. હે પાંડવ! જે રીતે તે નિર્દોષ મહાત્મા નારદનો દેવની પૂજા માટે સંવાદ છે, તેને તે રીતે કરો. હે પ્રભો! કુંતીપુત્ર આ અતિ અદ્દભુત, વસુદેવના પુત્ર અને શંકરના સ્વભાવથી થયેલું વૃત્તાંત છે તે, પુણ્યવાળા પાસેજ થાય છે. નિત્ય રહેનારા કૃષ્ણે બદર્યાશ્રમમાં દશ હજાર વર્ષો સુધી ગાંડીવ ધનુષવાળા સાથે મોટું તપ કર્યું હતું. હે પૃથ્વીપતે! મેં આ ત્રણ યુગવાળા, કમળના સરખાં નેત્રવાળા, વાસુદેવ પુત્ર કૃષ્ણ અને ધનંજય અર્જુનને નારદ તથા વ્યાસથી જાણેલા છે. બાળક છતાં કમળના જેવાં નેત્રવાળા, મોટા બાહુવાળા કૃષ્ણે જ્ઞાતિની રક્ષારૂપ કામના કારણથી કંસનું નિકંદન કર્યું હતું. હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! હું નિત્ય અને સનાતન પુરૂષ કૃષ્ણના અંતને કર્મવડે ગણવા કે કહેવા ઉત્સાહ પામતો નથી.

હે તાત ! જરૂર તમારૂં અતિ ઉત્તમ શ્રેય થશે, કેમકે આપના સખા પુરૂષોત્તમ કૃષ્ણ છે. હું મરણ પછીના લોકમાં પણ દુષ્ટ મતિવાળા દુર્યોધનનો શોક કરૂં છું, કે જેને લીધે ઘોડા અને હસ્તિઓ સહિત પૃથ્વી નાશ પામી, તેમ દુર્યોધનના અપરાધથી અને કર્ણ, શકુનિ અને ચોથો દુઃશાસન, એ ચારના અપરાધથી કુરૂઓ નાશ પામ્યા છે. વૈશંપાયન બોલ્યા—જ્યારે આ પ્રમાણે ગંગાના પુત્ર, પુરૂષોમાં શ્રેષ્ઠ ભીષ્મ ભાષણ કરતા હતા ત્યારે મહાત્માઓના મધ્યમાં કુરૂકુળમાં થયેલા યુધિષ્ઠિર બોલતા બંધ થયા, તે સાંભળીને ધૃતરાષ્ટ્ર વગેરે રાજાઓ વિસ્મય પામ્યા અને મનથી કૃષ્ણને વખાણી સર્વ બે હાથ જોડી તેમને નમ્યા, તે વખતે નારદ વગેરે સર્વ ઋષિયો પણ તેના વાક્યને ગ્રહણ કરી પ્રસન્ન થયા. આ રીતે આ સઘળું ભીષ્મની શિખામણરૂપ, પુણ્યવાળું મોટું આશ્ચર્ય સર્વ પાંડવોની સાથે સાંભળનારા મહા બુદ્ધિવાળા, પૃથ્વીનાં પતિ યુધિષ્ઠિર ઘણી દક્ષિણા દેનારા, વિશ્રામ પામેલા ગંગાના પુત્ર ભીષ્મને ફરીને પણ પૂછવા લાગ્યા.

युधिष्ठिरस्तु गाङ्गेयं विश्रान्तं भूरिदक्षिणम् ।
पुनरेव महाबुद्धिः पर्यपृच्छन्महीपतिः ॥ ६६ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे महापुरुषप्रस्तावेअष्टचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४८ ॥



## અધ્યાય ૧૪૯ મો. વિષ્ણુસહસ્ર નામ.

वैशंपायन उवाच—श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः ।
युधिष्ठिरः शान्तनवं पुनरेवाभ्यभाषत ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—યુધિષ્ઠિર સમગ્રપણાથી સર્વ ધર્મોને તથા પવિત્ર આખ્યાનોને સાંભળી ફરીને શંતનુના પુત્ર ભીષ્મને પૂછવા લાગ્યા કે, જગતમાં કોણ ઉત્તમ દેવ છે? અથવા શું એક ઉત્તમ આશ્રય રૂપ છે ? અને કોને કોને સ્તુતિ કરનારા, અર્ચનારા માનવો કલ્યાણ પામે છે ? સર્વ ધર્મોમાં કયો ધર્મ ઉત્તમ માનેલો છે અને શું જપનારો જીવ જન્મ સંસારના બંધનથી છુટે છે ? ભીષ્મ પિતામહ બોલ્યા-નિરંતર ઉઠીને સહસ્ર નામથી જગતના પ્રભુ, દેવોના દેવ, અનંત એવા પુરૂષોત્તમની સ્તુતિ કરનાર, અવિનાશી પુરૂષનેજ નિત્ય અર્ચનાર, ધ્યાન કરનાર, સ્તુતિ કરનાર, નમનાર અને તેનેજ યજનાર, પુરૂષ નિત્ય આદિ તથા અંતરહિત સર્વ લોકોના મોટા ઇશ્વર અને લોકોના અધ્યક્ષ એવા વિષ્ણુની સ્તુતિ કરવાથી સર્વ દુઃખોને તજનાર થાય છે. જે ભક્તિથી સદા નર, બ્રહ્મણ્ય, સર્વ ધર્મને જાણનાર, લોકોની કીર્તિને વધારનાર, લોકોના નાથ, મોટા ભૂતરૂપ, સર્વ પ્રાણિયોની ઉત્પત્તિના કારણરૂપ, કમળના જેવાં નેત્રવાળા કૃષ્ણનું આ સ્તોત્રથી અર્ચન કરવું એજ મેં સર્વ ધર્મોમાં અતિ અધિક ધર્મ માનેલો છે. હે ભૂપતે ! જે અતિ મોટું તેજ છે, જે અતિ મોટું તપ છે, જે અતિ મોટું બ્રહ્મ છે, જે પરમ આશ્રય સ્થાનરૂપ છે, જે પવિત્રોમાં પવિત્ર, મંગળોનાં મંગળરૂપ, દેવોના દૈવતરૂપ અને પ્રાણિયોના અવિનાશી પિતા છે, જેથી આદિયુગના આરંભમાં સર્વ પ્રાણિયો થાય છે અને પાછાં જેમાં યુગોના ક્ષય વખતે પ્રલય પામે છે, તે લોકોના પ્રધાનરૂપ, જગતના નાથ

વિષ્ણુનાં જે હજાર નામ પાપના ભયને હણનાર છે તે મારાથી તમે સાંભળો. ઋષિઓએ વિખ્યાત થયેલાં ગૌણ નામો કહેલાં છે તે તમને સંભળાવું છું.

## વિષ્ણુસહસ્ત્ર નામ સ્તોત્ર.

विश्वं विष्णुः वषट्कारो भूतभव्यभवत्प्रभुः ॥ भूतकृत् भूतभृत् भावो, भूतात्मा भूतभावनः ॥ १ ॥ पूतात्मा परमात्मा च, मुक्तानां परमांगतिः अव्ययः पुरुषः साक्षी क्षेत्रज्ञो क्षर एवच ॥ २ ॥ योगो योगविदां नेता प्रधानपुरुषेश्वरः ॥ नारसिंहवपुः श्रीमान् केशवः पुरुषोत्तमः ॥ ३ ॥ सर्वः शर्वः शिवः स्थाणु र्भूतादि र्निधि रव्ययः ॥ सम्भवो भावनो भर्त्ता प्रभवः प्रभु रीश्वरः ॥ ४ ॥ स्वयंम्भूः शम्भु रादित्यः पुष्कराक्षो महास्वनः॥ अनादिनिधनो धाता विधाता धातु रुत्तमः ॥ ५ ॥ अप्रमेयो हृषीकेशः पद्मनाभो मरप्रभुः ॥ विश्वकर्मा मनु स्त्वष्टा स्थविष्ठः स्थविरो ध्रुवः ॥ ६ ॥ अग्राह्यः शाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः ॥ प्रभूत स्त्रिककुब्धाम पवित्रं मङ्गलं परम् ॥ ७ ॥ ईशानः प्राणदः प्राणो ज्येष्ठः श्रेष्ठः प्रजापतिः ॥ हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः ॥ ८ ॥ ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमः क्रमः ॥ अनुत्तमो दुराधर्षः कृतज्ञः कृति रात्मवान् ॥ ९ ॥ सुरेशः शरणं शर्म विश्वरेताः प्रजाभवः अहः सम्वत्सरो व्यालः प्रत्ययः सर्वदर्शनः ॥ १० ॥ अजः सर्वेश्वरः सिद्धः सिद्धिः सर्वादि रच्युतः ॥ १०० ॥ वृषाकपि रमेयात्मा सर्वयोगविनिःसृतः ॥ ११ ॥ वसु र्वसुमनाः सत्यः समात्मा सम्मितः समः ॥ अमोघः पुण्डरीकाक्षो वृषकर्मा वृषाकृतिः ॥ १२ ॥ रुद्रो बहुशिरा बभ्रु र्विश्वयोनिः शुचिश्रवाः अमृतः शाश्वतः स्थाणु र्वरारोहो महातपाः ॥ १३ ॥ सर्वगः सर्ववि द्भानु र्विश्वक्सेनो जनार्दनः ॥ वेदो वेदविदव्यङ्गो वेदाङ्गो वेदवि त्कविः ॥ १४ ॥ लोकाध्यक्षः सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः ॥ चतुरात्मा चतुर्व्यूह श्चतुर्दंष्ट्र श्चतुर्भुजः ॥ १५ ॥ भ्राजिष्णु र्भोजनं भोक्ता सहिष्णु र्जगरादिजः ॥ अनघो विजयो जेता विश्वयोनिः पुनर्वसुः ॥ १६ ॥ उपेंद्रो वामनः प्रांशु रमोघः शुचि रूर्जितः अतीन्द्रः संग्रहः सर्गो धृतात्मा नियमो यमः ॥ १७॥ वेद्यो वैद्यः सदायोगी वीरहा माधवो मधुः ॥ अतीन्द्रियो महामायो महोत्साहो महाबलः ॥ १८ ॥ महाबुद्धि र्महावीर्यो महाशक्ति र्महाद्युतिः अनिर्देश्यवपुः श्रीमान नमेयात्मा महाद्रिधृक् ॥ १९ ॥ महेश्वासो महीभर्त्ता

તથા તેનું ગૌરવ જાણી માનસસર પ્રત્યે યત્ન કરવા લાગ્યા તે સર્વ યજન કરનારાઓને દુર્બળ થયેલા જોઇ શૈલના સરખી કાંતિવાળા ખલિન નામે દાનવો હણવાને ઇચ્છવા લાગ્યા. તેઓની સમીપ બ્રહ્માએ વર આપેલું સર હતું તેમાં વારંવાર નાશ પામેલા દાનવો નાહીને જીવતા થતા હતા. તેઓ મ્હોટા ઘોર પર્વતો તથા મુદ્ગરોને લઇ સો યોજનમાં ઉત્પન્ન થયેલાં જળને ક્ષોભ પમાડતા, દશ હજાર દાનવો દેવો પ્રત્યે દોડયા ત્યારે તેઓએ પીડેલા દેવો ઇંદ્રને શરણ ગયા. તેઓ સહિત વ્યથા પામેલા ઇંદ્ર વસિષ્ઠને શરણ ગયા. તે વખતે ભગવાન ઋષિ વસિષ્ઠે અભય આપ્યું. તેઓને દુઃખવાળા જોઇ અક્રૂરપણામાં તત્પર થયેલા મુનિએ યત્ન વિના પોતાના તેજથી સર્વ ખલિન દાનવોને બાળ્યા. આ રીતે મહાત્મા વસિષ્ઠે ઇંદ્ર સહિત દેવોની રક્ષા કરી. મહા તપસ્વી તે ઋષિએ કૈલાસ પ્રત્યે ચાલેલી ગંગા નદીને આણી, તેણે તે દિવ્ય સરને ભેદ્યું, તે નદીએ ભેદેલું જે સર હતું તે ત્યાંથી સરયૂ નદી થઇ. જ્યાં ખલિન દાનવો નાશ પામ્યા તે દેશ ખલિન થયો. આ રીતે મહાત્મા વસિષ્ઠે બ્રહ્માએ જેને વરદાન આપેલું છે એવા દૈત્યોને હણ્યા તથા ઇંદ્ર સહિત દેવોની રક્ષા કરી. હે નિષ્પાપ ! આ પ્રમાણે મેં વસિષ્ઠનું કર્મ કહ્યું અને હું કહું છું અથવા તમે વસિષ્ઠથી ઉત્તમ ક્ષત્રિય કહો.

**एतत्कर्मवसिष्ठस्य कथितं हि मयानघ ।**
**ब्रवीम्यहं ब्रूहि वा त्वं वसिष्ठात्क्षत्रियं वरम् ॥ २६**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे पवनार्जुनसंवादे शतोपरिषट्पंचाशत्तमोऽध्यायः ॥ १५६ ॥**

## અધ્યાય ૧૫૭ મો. અશ્વિનીઓને સોમપાન.

**भीष्म उवाच—इत्युक्तस्त्वर्जुनस्तूष्णीमभूद्वायुरतमब्रवीत् ।**
**शृणु मे हैहयश्रेष्ठ कर्मात्रेः सुमहात्मनः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા—હે હૈહય શ્રેષ્ઠ ! આ રીતે કહેલો અર્જુન મૌનવ્રતવાળો થયો ત્યારે વાયુએ તેને કહ્યું—હે હૈહય શ્રેષ્ઠ ! અતિ મહાત્મા અત્રિનું કર્મ સાંભળો. ભેગા થએલા દેવ દાનવો ઘોર અંધકારમાં યુદ્ધ કરતા હતા તેમાં રાહુએ બાણોથી ચંદ્રમા તથા સૂર્યને ભેદ્યા. હે નૃપતિશાર્દૂલ ! એ બળવાન્ દાનવોએ અંધકારથી ગ્રસ્ત થએલા દેવોને માથે હણવા માંડયા. અસુરોએ હણાતા, ક્ષીણ બળવાળા દેવોએ તપ કરતા, તપરૂપ ધનવાળા, બ્રાહ્મણ અત્રિને જોયા. એ પછી દેવો જીતેંદ્રિય અને શાંતક્રોધવાળા ઋષિને કહેવા લાગ્યા કે હે પ્રભો ! અસુરોએ બાણોથી આ બે ચંદ્ર સૂર્યને વિંધ્યા છે અને અમે પણ અંધકારવાળા ભાગમાં શત્રુઓથી વધ પામીએ છીયે તથા શાંતિ પામતા નથી માટે ભયથી અમને બચાવો. અત્રિ બોલ્યા—તમારૂં કેમ રક્ષણ કરૂં ? તેઓએ કહ્યું અમારા અંધકારને હણનાર તથા શત્રુને મારનાર ચંદ્રમા ને સૂર્ય થાઓ. જ્યારે આમ કહ્યું ત્યારે અત્રિ અંધારાને ટાળનાર ચંદ્રમા થયા તથા ચંદ્રની પેઠે પ્રિય દર્શનવાળા સૌમ્ય ભાવથી જોવા લાગ્યા. હે પાર્થિવ ! અત્રિએ નથી અતિ કાંતિ જેની એવા સૂર્ય તથા ચંદ્રમાને જોઇ યુદ્ધમાં પોતાના તપથી પ્રકાશ કર્યો. તે સમયે જગતને અંધકારરહિત તથા પ્રદીપ્ત કર્યું અને પોતાના તેજથી શત્રુઓના

સમૂહોને જીત્યા. અત્રિએ ઠીક રક્ષણ કરેલા દેવતાઓ પણ તે મોટા અસુરોને અત્રિએ બાળતા જોઇ પરાક્રમથી તે વખતે હણવા માંડ્યા. સૂર્ય પ્રકાશિત થયો, દેવોની રક્ષા કરી અને અસુરોને હણ્યા. હે રાજર્ષે ! જેને અગ્નિ સહાય છે એવા, ચર્મરૂપ વસ્ત્રવાળા, ઉત્તમ તેજવાળા જપ કરનારા બ્રાહ્મણે જે સામાર્થ્ય કર્યું તે ફળને ખાનારા અત્રિએ કરેલું કર્મ જુવો. અતિ મહાત્મા અત્રિનું કર્મ પણ વિસ્તારથી કહ્યું. હજી હું કહું છું અથવા તમે અત્રિથી ઉત્તમ ક્ષત્રિયને કહો. આ પ્રમાણે કહેલો સહસ્રાર્જુન મૌનવાન્ થયો. પછી વાયુ બોલ્યો—હે રાજન્ ! મહાત્મા ચ્યવનનું મોટું કર્મ સાંભળો. દેવો સહિત ચ્યવને અશ્વિનીકુમારોની પાસે પ્રતિજ્ઞા કરી ઇંદ્રને કહ્યું કે તમે અશ્વિનીકુમારોને સોમવલ્લી પીતા કરો. ઇંદ્ર બોલ્યા—અમે નિંદેલા આ બે કેમ સોમવલ્લીને પીનાર થાય ? એ બે દેવોની તુલ્ય નથી માટે અમને એમ ન કહો. હે મહાવ્રત વિપ્ર ! અશ્વિનીકુમારોની સાથે સોમવલ્લી પીવા ઇચ્છતા નથી, બીજું જે કહેશો તે કરીશું. ચ્યવન બોલ્યા—હે સુરેશ્વર ! આ બે અશ્વિનીકુમારો તમારા સહિત સોમપાન કરો, હે દેવો ! જે રીતે કહ્યું તે રીતે મારું વચન કરો. આ કરવાથી તમારું શ્રેય થશે અને નીકર તમારું શ્રેય નહિ થાય. ઇંદ્ર બોલ્યા—હે દ્વિજોત્તમ ! અશ્વિનીકુમારોની સાથે સોમ પીશું નહિ, બીજાઓ ઇચ્છા પ્રમાણે પીયો, હું અહિં પીવા ઉત્સાહ પામતો નથી. ચ્યવન બોલ્યા— હે બળને મારનાર ! જો મેં કહેલું વચન કરશો, નહિ તો ઝટ મેં પરાભવ પમાડેલા યજ્ઞમાં સોમવલ્લી પીવરાવશો. વાયુ બોલ્યો—તે પછી ઝટ ચ્યવને અશ્વિનીકુમારોના હિત સારૂ કર્મ આરંભ્યું અને દેવતાઓ મંત્રોથી પરાભવ પામેલા થયા. આરંભેલાં કર્મને જોઇ જેનો કોપ વધેલો છે એવો ઇંદ્ર મ્હોટા પર્વતને ઉગામી ચ્યવન પ્રત્યે દોડ્યો. તેવી રીતે ક્રોધથી આકુળ નેત્રવાળા ભગવાન ઇંદ્ર આવ્યા તેને આવતા જોઇ તપવાળા ચ્યવને જળથી વજ્રસહિત અને પર્વતસહિત તેને છાંટી સ્થિર કર્યો. પછી મહામુનિયે ઇંદ્રની ઉપર મહા ઘોર, આહુતિમય, મદનામે ઉઘાડાં મુખવાળો શત્રુ ફેંક્યો, તેને સો યોજન વિસ્તારવાળા હજાર દાંત હતા, તેને પરમ દારૂણ બસો યોજનમાં દાઢ હતી, તેની દાઢી ભૂમિ વિષે ગયેલી હતી, એનું મુખ આકાશને અડતું હતું, ઇંદ્ર સહિત સર્વ દેવો તેની જીભના મૂળમાં જેમ મહાસાગરમાં માછલાંઓ તિમિ મગરના મુખને પામે તેમ રહ્યા હતા. એ પછી એ મદની સમીપ ગયેલા, તે દેવો ભેગા થઇ ઇંદ્રને કહેવા લાગ્યા કે તમે આ બ્રાહ્મણને નમો, અમે નિશ્ચિંત થઇ અશ્વિનીકુમારોની સાથે સોમવલ્લી પીએ છીએ આ સાંભળ્યા પછી પ્રણામ કરનારા ઇંદ્રે ચ્યવનને નમન કર્યું. ચ્યવને એઓને તથા અશ્વિનીકુમારોને સોમ પીનારાકર્યા. પછી મુનિએ તે કર્મને સમાપ્ત કર્યું અને વીર્યવાન્ એવા તેણે મદને અક્ષ, મૃગયા, તથા સ્ત્રીઓમાં વેંચી દીધો. હે રાજન્ ! નરો આ દોષોથી ક્ષય પામશે એમાં સંશય નથી માટે નિત્ય નરે આ દોષોને દૂરથી તજવા. હે રાજન ! તમને ચ્યવનનું પણ કર્મ કહ્યું, હજી હું કહું છું અથવા તમે બ્રાહ્મણથી ઉત્તમ ક્ષત્રિય કહો.

**एतत्ते च्यवनस्यापि कर्मराजन् प्रकीर्त्तितम ।**
**ब्रवीम्यहं ब्रूहि वा त्वं क्षत्रियं ब्राह्मणाद्वरम् ॥ ३१ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे सप्तपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५७ ॥**

# અધ્યાય ૧૫૮ મો. કપોનો વિનાશ.

ीष्म उवाच—तूष्णीमासीदर्जुनस्तु पवनस्त्वब्रवीत्पुनः ।
शृणु मे ब्राह्मणेष्वेव मुख्यं कर्मजनाधिप ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—હે જનાધિપ ! સહસ્રાર્જુન મૌન થયો એટલે પવન ફરીને બોલ્યો કે, ાહ્મણોમાંજ મારૂં મુખ્ય કર્મ સાંભળો. જ્યારે ઇંદ્ર સહિત દેવો મદના મુખને પામ્યા ત્યારે વને તેઓની પૃથ્વી હરી. એ લોકોને હરણ કરેલા માની દેવતાઓ દુઃખી થયા તથા કથી પીડા પામેલા તેઓ મહાત્મા, બ્રહ્માને શરણ ગયા. દેવતાઓ બોલ્યા કે હે લોક પૂજિત મો ! ચ્યવને મદના મુખમાં આસક્ત થયેલા અમ લોકોની પૃથ્વી હરી અને કપ નામના ાએ સ્વર્ગ હરણ કર્યું. બ્રહ્મા બોલ્યા કે ઇંદ્રસહિત હે દેવતાઓ ! તમે ઝટ બ્રાહ્મણોને શરણ જાઓ, ોને પ્રસન્ન કરવાથી પ્રથમની પેઠે એ લોકોને પામશો. તેઓ બ્રાહ્મણોને શરણ ગયા તથા કોને ીએ, આ રીતે કહેલા તેઓ બ્રાહ્મણો પ્રત્યે કપોને જીતો, એમ બોલ્યા. બ્રાહ્મણો બોલ્યા—અમે ીમાં રહેલાઓને જીતીશું. તે પછી બ્રાહ્મણોએ કપને નાશ પમાડનારૂં કર્મ આરંભ્યું. તે ાગી કપોએ બ્રાહ્મણો પ્રત્યે ધની નામે દૂત મોકલ્યો, તે ધનિએ જેમ કપનું વચન હતું । તે બ્રાહ્મણોને કહ્યું. સર્વ કપો તમારા સરખા છે, સર્વ વેદને જાણનારા પંડિત, સર્વ ાથી યજન કરનારા, સર્વ સત્ય વ્રતવાળા અને સર્વ મહર્ષિયોની તુલ્ય છે. લક્ષ્મી તેઓ ે ક્રીડે છે અને તેઓ લક્ષ્મીને ધારણ કરે છે. ગુરૂના વચનમાં રહેલા તેઓ વૃથા સ્ત્રીઓની ે જતા નથી, વૃથા માંસ ખાતા નથી, અને દીપ્ત અગ્નિમાં હોમે છે, સર્વ નિયમિત વાળા, બાલકોના સંવિભાગ કરનારા, ધીરેથી આવીને જાય છે. રજસ્વલાને નથી સેવતા તે શુભ કર્મવાળા સ્વર્ગની ગતિ પામે છે. ગર્ભિણી તથા વૃદ્ધ વગેરેના જમ્યા વિના મતા નથી. પૂર્વાન્હ ભાગોમાં ક્રીડતા નથી તથા દિવસે સુતા નથી. આ અને બીજા, બહુ ુથી યુક્ત કપોને કેમ જીતશો માટે નિવૃત્ત થાઓ. નિવૃત્ત થએલા તમોને સુખ થશે. ે નામે દૂત કપોને કહેવા લાગ્યો—બ્રાહ્મણો તમારૂં પ્રિય કરનારા નથી, એથી સર્વ કપો ો લેઇ બ્રાહ્મણો પ્રત્યે દોડયા. સર્વ બ્રાહ્મણો ઉંચા અગ્રભાગવાળી ધ્વજાથી યુક્ત કપોને ર્ જળતા. કપોના પ્રાણને નાશ પમાડનાર અગ્નિ ફેંકયો. હે નરાધિપ ! સનાતન બ્રાહ્મ- એ સર્જેલા અગ્નિ કપોને હણી જેમ આકાશમાં વાદળાં શોભે તેમ શોભવા લાગ્યા. તે સર્વ એ યુદ્ધમાં મળી દાનવોને હણ્યા તે વખતે બ્રાહ્મણોએ હણેલા કપોને જાણ્યા નહિ. એ પછી । તેજસ્વી નારદે આવી હે વિભો ! જે રીતે મહા ભાગ્યવાળા બ્રાહ્મણોએ તેજથી કપોને યા તે વાત કહી. નારદનું વચન સાંભળી પ્રસન્ન થયેલા સર્વ દેવો દ્વિજો, યશસ્વી બ્રાહ્મ- ને પણ વખાણવા લાગ્યા. દેવોનું તેજ તથા પરાક્રમ વધવા લાગ્યું અને તેઓ ત્રણ લોકમાં ેલા અમરપણાને પામ્યા. આ રીતે વચન કહેનારા વાયુને સહસ્રાર્જુને જે કહ્યું તે હે મહા- ાહો ! સાંભળો. સહસ્રાર્જુન બોલ્યો—હે પ્રભો ! હું નિરંતર સર્વ પ્રકારે બ્રાહ્મણો અર્થે । છું તથા બ્રાહ્મણો વિષે આસ્થાવાન્ થઇ નિત્ય બ્રાહ્મણોને નમું છું. મેં દત્તાત્રેયની પ્રસ- ાથી આ બળ પ્રાપ્ત કરેલું છે, લોકમાં પરમ કીર્ત્તિ મેળવેલી છે અને મોટો ધર્મ આ- ેલો છે. અહો ! ભારત ! મેં પ્રયત્નવાળા આપે સમગ્રપણાથી કહેલાં બ્રાહ્મણોનાં કર્મ સાંભળ્યાં. બોલ્યા—તમે ક્ષત્રિયના ધર્મથી બ્રાહ્મણો તથા ઇંદ્રિયોને પાળો, ભૃગુઓથી તમને કાળે ઘોર ભય થશે.

ब्राह्मणान् क्षात्रधर्मेण पालयस्वेन्द्रियाणि च ।
भृगुभ्यस्ते भयं घोरं तत्तु कालाद्भविष्यति ॥ २७ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे पवनार्जुनसंवादे अष्टपञ्चाशदधिकशततमोऽध्यायः ॥ १५८ ॥

## અધ્યાય ૧૫૯ મો. બ્રાહ્મણોની પૂજાનું ફળ.

युधिष्ठिर उवाच—ब्राह्मणानर्चसे राजन् सततं संशितव्रतान् ।
कं तु कर्मोदयं दृष्ट्वा तानर्चसि जनाधिप ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે જનાધિપ રાજન ! શું કર્મોના ઉદયને દેખી નિરંતર ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણોને પૂજો છો ? હે મહાવ્રત ! મહાબાહો ! બ્રાહ્મણોની પૂજામાં શું ફળ દેખી તેઓને પૂજો છો, એ સર્વ મને કહો ? ભીષ્મ બોલ્યા—મહાબુદ્ધિવાળા, મોટાં વ્રતવાળા, જેણે કર્મ ફળ જોયેલું છે એવા કેશવ તમને સર્વ કર્મનો ઉદય કહેશે. બળ, કાન, વાણી, મન નેત્ર તથા વિશુદ્ધતા સહિત જ્ઞાન મને આજ થયું છે, અને અતિ ઘણા કાળમાં મેં દેહનો ત્યાગ માનેલો છે, આજ બહુજ થોડા કાળમાં સૂર્ય આવશે. હે રાજન ! પુરાણમાં જે મોટા ધર્મો, બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય, અને શૂદ્રોના કહ્યા છે, જેઓ ધર્મોને સેવે છે તે અને શેષ કૃષ્ણથી શિખો. હે કૌરવેંદ્ર ! હું તત્વે કરી કૃષ્ણને જાણું છું. જે એ છે અને જે એમનું જુનું બળ છે. કેશવ ન માપી શકાય તેવા બળવાળા છે તે આ સંશયોમાં ધર્મ કહેશે. કૃષ્ણે પૃથ્વીને આકાશને તથા સ્વર્ગને સર્જ્યાં, કૃષ્ણના દેહથી પૃથ્વી થઇ, આ ભયંકર બળવાળા જુના વરાહ છે તેણે પર્વતોને તથા દિશાઓને સજી, એની નીચે અંતરિક્ષ, સ્વર્ગ, ચાર દિશાઓ, ચાર ખુણા તથા આ સૃષ્ટિ પાછળ થઇ. તેમણે પુરાણ વિશ્વને ઉપજાવ્યું એમની નાભીમાં કમળ થયું જેમાં પોતે ઘણા બળવાળા બ્રહ્મા થયા. હે પાર્થ ! જેણે ઘોર અંધકારને ચોતરફથી ભેદ્યું, જે અંધારૂં સમુદ્રને તરછોડતું રહ્યું છે. સત્ય યુગમાં હે પાર્થ ! સમગ્ર ધર્મ હતો, ત્રેતા યુગના સમયમાં જ્ઞાનને પામેલો ધર્મ હતો, દ્વાપરમાં બળ હતું અને કલિમાં કાળો અધર્મજ પૃથ્વીપર પ્રસર્યો છે. તે જ આદિ દેવે પ્રથમ દૈત્યોને હણ્યા, તેજ આદિ દેવ સમ્રાટ્ થયા, તે પ્રાણિયોના ઉત્પન્ન કરનાર, ભૂત ભવિષ્યરૂપ આ સર્વ જગતના કર્તા છે. દેવોના વંશમાં ધર્મ ગ્લાનિ પામે છે ત્યારે મનુષ્યોમાં કૃષ્ણ જન્મે છે તથા તે સત્તા યુક્ત મનવાળા ધર્મમાં રહીને પર તથા અપર લોકને પાળે છે. હે પાર્થ ! તજવા યોગ્ય વસ્તુને તજી અસુરોના વધ માટે કાર્ય, અકાર્ય અને કારણરૂપ દેવ કરેલા છે, કરવા રૂપ છે અને કરાય છે તમે એને રાહુ ચંદ્ર તથા ઇંદ્રરૂપ જાણો. તે સર્વ કર્મવાળા છે, તે સર્વ રૂપવાળા છે. તે વિશ્વને ભોગવનાર, વિશ્વને સર્જનાર અને વિશ્વને જીતનાર છે. તે શૂળને ધારણ કરનાર, રૂધિરને ધારણ કરનાર અને વિકરાળ છે. લોકો કર્મોથી જાણેલા તેની સ્તુતિ કરે છે, નિત્ય દેવો ગંધર્વો અને અપ્સરાઓ તેની સ્તુતિ કરે છે, રાક્ષસો તેની સ્તુતિ કરે છે. ધનના પોષક અને જીતનાર છે. યજ્ઞમાં વખાણ કરનારો તેની સ્તુતિ કરે છે, સામાને જાણનારા રથંતરમાં સ્તુતિ કરે છે, બ્રાહ્મણો તેને વેદના મંત્રોથી સ્તવે છે, અધ્વર્યુ તેને ઘૃત અર્પે છે.

ભારત ! જુની બ્રહ્મગુફા પ્રત્યે પેઠેલા તેણે પૃથ્વીનું છેદન મંથન કર્યું. તે ઉત્તમ કર્મવાળા
દૈત્ય, નાગ તથા દાનવોને ક્ષોભ પમાડી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. હે ભારત ! પ્રંદ્રો ઋષિ
વાણીથી તેની સ્તુતિ કરે છે, તે પણ એક પશુઓનો ઇશ્વર છે, તેનાં જૂદાં જૂદાં
ાને જાણે છે અને યુદ્ધનાં વાહનને જાણે છે. તે નિત્ય રહેનારા દેવોના વશમાં, અંતરિક્ષ
ી, સ્વર્ગ તથા સર્વ રહ્યું છે. તેણે દેવોના કુંભમાં વીર્ય નાંખ્યું, જેમાં ઉત્પન્ન થયેલા
ષ્ઠ ઋષિ છે. તે વાયુ છે. તે ઘોડાના વેગવાળા વિભુ છે, તે રાશવાળા છે, તે આદિદેવ
છે, તેણે સર્વ અસુરોને જીતેલા છે, તેનાં પગલાંઓથી ત્રણ જગત્ જીતેલાં છે, તે દેવ,
ષ્ય અને પિતૃના આત્મારૂપ છે, તેનેજ યજ્ઞને જાણનારાઓના વિતાનરૂપ કહે છે. તેજ
ાનો વિભાગ કરતાં ઉદય પામે છે. તેનું ઉત્તર તથા દક્ષિણ બે અયન છે. પૃથ્વીને શોભાવ-
ાં કિરણો ને વેદને જાણનારા બ્રાહ્મણો તેને સેવે છે. સૂર્ય તેની કાંતિનો ઉપયોગ કરી શોભે
મહિને મહિને યજ્ઞને કરનાર યજ્ઞ કરે છે, વેદને જાણનારાઓ યજ્ઞમાં તેનો પાઠ કરે છે
આ ત્રણ નાભિવાળા, સાત ઘોડાઓથી યુક્ત, ત્રણ ધામવાળાં ચક્રને ધારણ કરે છે.
વીરપાર્થ ! જે રીતે મહા તેજસ્વી, સર્વ વ્યાપક સર્વના સિંહરૂપ એકલા કૃષ્ણ લોકોને
રણ કરે છે તે રીતે અંધારાને હણનાર, સૂર્યરૂપ તેજ કૃષ્ણને સદા કર્તાને પ્રસન્ન
ીલા, મહાત્મા પ્રભુ એક વખતે ખડમાં ગયેલા તથા ખાંડવ વનમાં અગ્નિરૂપ થયા હતા,
રાક્ષસો તથા નાગોને જીતી સર્વ ઠેકાણે ગયેલા અગ્નિમાં સર્વ હોમે છે. તેણેજ કુંતીના-
ને ધોળો ઘોડો આપ્યો હતો, તેણેજ સર્વ ઘોડાઓને કર્યા હતા, તે સંસારરૂપ રથને
કનાર છે, તેનો રથ ત્રણ ચક્રવાળો, ત્રણ મસ્તક એટલે ઉંચી મધ્ય અને નીચી ગતિરૂપ
ફળવાળો, ચાર કાળ, અદૃષ્ટ, ઇશ્વરેચ્છા અને પોતાના સંકલ્પરૂપ ઘોડાવાળો તથા ત્રણ
ભ એટલે શુકલ, કૃષ્ણ અને શુકલકૃષ્ણ; ત્રણ પ્રકારનાં કર્મ જેના ગર્ભમાં છે એવો હોઇ
આકાશને કર્યું. પંચભૂતોના આશ્રયરૂપ તેણે પૃથ્વી, સ્વર્ગ તથા અંતરિક્ષને નિર્માણ કર્યું.
ઘણાં દીપ્ત અગ્નિનાં તેજ સરખાં તેજવાળા ઋષીકેશ ભગવાને અરણ્યો તથા પર્વતોને સ-
ાં. તેણે નદીઓને ઉલંઘી હણવાની ઇચ્છાથી વજ્રને પ્રહાર કરનારા ઇંદ્રને પરાભવ પમાડ્યો.
ા યજ્ઞમાં બ્રાહ્મણો જુની હજારો ઋચાઓથી મહેંદ્રની સ્તુતિ કરે છે. હે રાજન ! ઘરમાં
અને બીજાએ મોટા બળવાળા દુર્વાસાને વસાવી શકાય તેમ નથી. તેનેજ એક પુરાણ
ષ કહે છે, અને વિશ્વને કરનાર આત્માના ભાવોને કરે છે જે અધિ દેવ ચારે વેદોને જાણે
જે પુરાણ વિધિઓનો આશ્રય કરે છે, કામ ઇચ્છામાં, વેદમાં અને લૌકિકમાં જે ફળ
તે સર્વ કૃષ્ણરૂપ જાણો. સર્વ લોકમાં શુદ્ધ જ્યોતિ ત્રણ લોક, ત્રણ લોકપાલ, ત્રણ અગ્નિ,
વ્યાહૃતિઓ અને સર્વ દેવો દેવકીના પુત્રરૂપજ છે. તે વર્ષરૂપ, ઋતુરૂપ, અર્ધ માસરૂપ,
રાત્રરૂપ, કાળરૂપ દિશારૂપ માત્રા મુહૂર્ત લવ અને ક્ષણો એ સર્વ, કૃષ્ણરૂપ જાણો. હે
! ચંદ્ર, સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા સર્વ દર્શો, પૌર્ણ માસ, નક્ષત્રના યોગો, ઋતુઓ વગેરે
કૃષ્ણથી થયેલાં છે. રૂદ્ર, આદિત્ય વસુ, અશ્વિનીકુમાર, સાધ્ય, વિશ્વદેવ, મરૂદ્ગણો, પ્રજા-
ા, દેવમાતા અદિતિ, અને સાત ઋષિઓ, સર્વ કૃષ્ણથી થએલાં છે. વાયુ થઇને જગતને
પમાડે છે, અગ્નિ થઇને સર્વ રૂપવાળાને બાળે છે, જળ થઇને સર્વને બુડાડે છે, બ્રહ્મા
ને જગતના સમૂહોને સૃજે છે. જે વેદમાં સિદ્ધ કરેલું જાણવા યોગ્ય છે જે વિધિ
ઓનો આશ્રય કરે છે, જે વેદમાં અને બળમાં છે તે તથા ચરાચર સર્વ તમે કેશવ રૂપ
જો. પરમ જોવા તે જ્યોતિ રૂપ થએલા પાસે પ્રકાશે છે. જે કાંતિવડે વિશ્વરૂપ છે, સર્વ

પ્રાણિયોના આત્માના કારણરૂપ થયેલા તેમણે જળને સૃજી પૂર્વે સર્વ જગત્ કરેલું છે. તેમ ઋતુ, જૂદા જૂદા ઉત્પાતો, જૂદાં જૂદાં અદ્ભુતો, મેઘ વિજળી, સર્પ, ઐરાવત, રૂપ, સર્વ સ્થાવર જંગમ કૃષ્ણથી થયેલું છે તથા વિશ્વાત્મા વિષ્ણુરૂપ એને જાણો. વિશ્વના આત્મસ્વરૂપ, નિર્ગુણ, વસુદેવના પુત્રને સંકર્ષણ ને જીવરૂપ થયેલા કહે છે. મહાત્મા બ્રહ્મા પ્રદ્યુમ્ન ને ચોથા અનિરુદ્ધ રૂપ પણ તેમનેજ જાણો. હે પાર્થ! પાંચ પ્રકારે દેવ, અસુર, મનુષ્ય, શ્વાપદ અને તિર્યક્‌રૂપે પાંચ ભૂતોથી થયેલા જગત્‌ને સૃજવાને ઇચ્છનારા પ્રેરક છે. પૃથ્વી, વાયુ આકાશ, તેજ તથા જળ કરેલું છે. સ્થાવર સહિત જંગમ, ચાર પ્રકારના આ લોકને કરી તે પછી પાંચના બીજ કારણરૂપ થયેલા પૃથ્વીમાં બીજું જગ કર્યું. હે રાજન! તેમણે જગતને કરેલું છે તે આત્માના કારણરૂપ આત્માવડે છવાડે છે. દેવ અસુર, મનુષ્યો લોક, ઋષિ, પિતૃ, પ્રજા તથા સર્વ પ્રાણી લોકોને સમાસે કરી વિધિ પ્રમાણે સદા પ્રાણિયોના પતિ સૃજવા ઇચ્છે છે. તમે શુભ, અશુભ, સ્થાવર, જંગમ, સર્વ કૃષ્ણથી થયેલું જાણો જે વર્તે છે અને થશે એ સર્વ તમે કૃષ્ણરૂપ જાણો. પ્રાણિના અંત વખતે સાક્ષાત્ કૃષ્ણ મૃત્યુરૂપ છે. નિત્ય ધર્મને ધારણ કરનાર છે. જે થયેલું છે ને કશું બીજું ન સમજે. પણ સર્વ કૃષ્ણથી થયેલું જાણો. લોકમાં ઉત્તમ પુણ્ય છે, જે શુભ તથા અશુભરૂપ છે તે સર્વ અચિંત્ય કૃષ્ણરૂપ છે, એથી બીજું કલ્પાય છે તે વિપરીત છે. એવા કૃષ્ણ એથી બહુરૂપ, પરમ, નાશ રહિત નારાયણ છે, તે સ્થાવર તથા જંગમના મધ્ય અને આદિરૂપ છે, કલ્યાણને ઇચ્છનારાઓના જન્મ તથા નાશ રૂપ છે.

**एतादृशः केशवो तश्चभूयो नारायणः परमश्चाव्ययश्च ।**
**मध्याद्यं तस्य जगतस्तस्थुषश्च बुभूषतां प्रभवश्चाव्ययश्च ॥ ४६ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मेमहापुरुषमाहात्म्ये एकोनषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १५९ ॥**



## અધ્યાય ૧૬૦ મો. દુર્વાસાને ભિક્ષા દાન.

**युधिष्ठिर उवाच—ब्रूहि ब्राह्मणपूजायां व्युष्टिं त्वं मधुसूदन ।**
**वेत्तात्वमस्य चार्थस्य वेदत्वां हि पितामहः ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે મધુદૈત્યને હણનાર! તમે બ્રાહ્મણની પૂજામાં ફળનો ઉદય કહો? તમે આ અર્થના જાણનારા છો અને બ્રહ્મા તમને જાણે છે. વસુદેવના પુત્ર બોલ્યા કે હે ભરતશ્રેષ્ઠ! કુરૂઓમાં શ્રેષ્ઠ રાજન! તત્વેકરી યથાયોગ્ય બ્રાહ્મણોના ગુણોને મારા કહેવાથી સાવધાન થઇ સાંભળો. હે કુરૂપુત્ર! પૂર્વે બ્રાહ્મણોએ કોપયુક્ત કરેલા પ્રદ્યુમ્ન દ્વારકાંમાં બેઠેલો હું તેને પૂછવા લાગ્યા. હે મધુદૈત્યને મારનાર! બ્રાહ્મણોની પૂજામાં શું ફળ છે? પરલોકમાં એઓનું ઇશ્વરપણું ક્યાંથી છે? હે માનને દેનાર! સદા બ્રાહ્મણોને પૂજવા તેમાં શું ફળ છે? એ સર્વ મને સ્પષ્ટ કહો? એમાં મને મ્હોટો સંશય છે. હે મહારાજ! આ રીતે પ્રદ્યુમ્ને કહ્યું ત્યારે મેં સાચું જે કહ્યું તે હે મહારાજ! સાવધાન થઇ સાંભળો. હે રૂક્મિણીના પુત્ર! બ્રાહ્મણોની પૂજામાં ફળનો ઉદય છે તે મારાથી જાણો. આ સોમ રાજા સુખ દુઃખોના

ઇશ્વર છે. હે રૂકિમણીથી થએલા પુત્ર ! આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણ જેમાં મુખ્ય છે એવું સૌમ્ય મુખ છે એમાં મને વિચાર નથી. બ્રાહ્મણોની મૂર્તિના પૂજનથી આયુષ્ય, કીર્તિ, યશ અને બળ પ્રાપ્ત થાય છે. લોક તથા સર્વ લોકોના ઇશ્વરો બ્રાહ્મણોને પૂજનાર છે. ધર્મ, અર્થ, કામ, યશ, લક્ષ્મી, રોગની શાંતિ, દેવતા અને પિતૃના પૂજન માટે આપણે બ્રાહ્મણોને ખૂબ સંતુષ્ટ કરવા. હે મહાબાહો પુત્ર ! હું ઇશ્વર છું માટે તેને કેમ ન આદરૂં ? તમને અહિં બ્રાહ્મણો પ્રત્યે ક્રોધ ન થાઓ. આ લોક તથા પરલોક માંવિદ્વાન બ્રાહ્મણો મ્હોટાં ભૂતરૂપ છે. પ્રત્યક્ષ દેખાડનારા ક્રોધ પામેલા આ જગતને ભસ્મ કરે છે. જેઓ લોક તથા લોકેશ્વરો બીજા પણ સૃજી શકે છે તેઓમાં સારા તેજસ્વિયો ઠીક જ્ઞાનથી કેમ ન વર્તે ? હે તાત ! ચીર વસ્ત્રવાળો, બિલ્વના દંડને ધારણ કરનાર, મોટી દાઢીવાળો, કૃશ અને મહાન હરિપિંગલ નામે બ્રાહ્મણ મારે ઘેર વસતો હતો,, જે દીર્ઘ મનુષ્યોથી પ્રમાણે કરી પૃથ્વીમાં અધિક હતો. તે જે દિવ્ય તથા મનુષ્યના લોકો છે તે લોકો પ્રત્યે પોતાની મેળે ફરતો. વળી ચૌટા તથા સભાઓમાં આ વાત કહેતો કે જે સર્વ પ્રાણિયોમાં સૂક્ષ્મ અપકાર થાય તોપણ રોષ કરનાર છે તે બ્રાહ્મણ દુર્વાસાને ઘરમાં સત્કાર કરેલા કોણ વસાવે ? આ મારી પરિભાષાને સાંભળી કોણ આશ્રય આપે છે ? જે કોઇ પણ મને વસાવે તેણે મને કોપાવવો નહિ. તેમ કોઇ મને આદર ન આપે ત્યાં હું વસવાનો નથી. દુર્વાસા એક વખતે હજારોનું અન્ન ખાય છે તથા એક વખત થોડું ખાય છે તથા ફરીને ઘેર નથી આવતા. અકસ્માત્ હસે છે અને અકસ્માત્ રૂવે છે, તે સમયે પૃથ્વીમાં કોઇ પણ વયથી તેની તુલ્ય ન હતો, આમ કહ્યા પછી પોતાને સ્થાન જઇ શય્યાસહિત આસ્તરણો અને શણગારેલી કન્યાઓને બાળી પછીથી ચાલતો થયો. એ પછી ઉત્તમ વ્રતવાળો તે મુનિ મને હે કૃષ્ણ ! હું સત્વર દુધપાક ખાવા ઇચ્છું છું એમ બોલ્યા. તેજ વખતે તેને ઘેર મેં તેના ચિત્તને જાણી માણસ સાથે સર્વ અન્નપાન, તથા ભક્ષ્ય પદાર્થો, 'તેણે અહિં આ પદાર્થો સત્કારથી મોકલ્યા' એમ પ્રેરણા કરી હતી તેવી મોકલ્યા. પછી મેં ઉનો દૂધપાક નિવેદન કર્યો, તેને ખાઇને તે તો ઝટ આવું વચન બોલ્યા કે ઝટ તમે દૂધપાકથી મારા અંગોને લિંપો છો કે નહિ ? ત્યારે મેં તેના કહેવા પ્રમાણે વિચાર્યા વિનાજ કર્યું. તે ઉચ્છિષ્ટથી અંગો તથા મસ્તકને લેપ કર્યો. તે વખતે સમીપમાં તેણે શુભ મુખવાળી તમારી માતાને દીઠી, તેણે હસતાં એવાં તેને દૂધપાકથીલેપ કર્યો મુનિએ ઝટ દૂધપાકથી લિપ્ત થયેલાં અંગવાળા તેને રથ પ્રત્યે જોડ્યાં અને તે રથ પ્રત્યે બેસી તે મારા ઘરથી નીકળ્યા. અગ્નિની તુલ્ય વર્ણવાળા પ્રકાશિત, બુદ્ધિમાન્ બ્રાહ્મણ રથની ધોંસરીને ધારણ કરનારની પેઠે મારા જોતાં છડીથી અથવા ચાબખાથી સોળ વર્ષનાં રૂકિમણીને દુઃખ દેવા લાગ્યા. તે વખતે મને થોડું પણ ઇર્ષ્યાથી કરેલું દુઃખ ન થયું, તેમ તે મોટા રાજમાર્ગથી બહાર નીકળ્યા, તે મોટું આશ્ચર્ય જોઇ યાદવોને ક્રોધ પેદા થયો. ત્યાં કેટલાક એક બીજાને બોલતી માંહોમાંહે બોલવા લાગ્યા કે બ્રાહ્મણોજ એક પેદા થયા છે, બીજો વર્ણ કોઇ રીતે નથી થયો. આ રથ પ્રત્યે બેસી બીજો કોણ પુરૂષ જીવે ? જે તીક્ષ્ણ એવું સર્પનું ઝેર છે તેથી પણ બ્રાહ્મણ અતિ તીક્ષ્ણ છે, બ્રાહ્મણરૂપ સર્પથી દગ્ધ થયેલાનો કોઇ પણ ઉપાય કરનાર નથી. દુઃખે પરાભવ પમાડાય એવો તે જતો હતો ત્યારે માર્ગમાં રૂકિમણી પડયાં, તે શ્રીમાનથી સહન ન થયું ત્યારે શીઘ્ર પ્રેરવા લાગ્યા. પછી પરમ ક્રોધ પામેલા બ્રાહ્મણ રથમાંથી ઠેકી પગે ચાલી અવળા માર્ગથી દક્ષિણ દિશા તરફ મુખ કરી દોડયા. હું આડા માર્ગથી દોડતા ઉત્તમ બ્રાહ્મણની પાછળ દોડ્યો અને હે ભગવાન ! તે રીતેજ દૂધથી લિપ્ત થયેલા પ્રસન્ન થાઓ એમ બોલ્યો

ત્યાર પછી તેજસ્વી મને જોઇ કહેવા લાગ્યો કે હે મહાભુજ કૃષ્ણ ! પ્રકૃતિથીજ તમે ક્રોધ જીત્યો, હે સુવ્રત ! હું આમાં તમારો અપરાધ દેખતો નથી, હે ગોવિંદ ! હું તમને પ્રસન્ન થયો છું માટે ઇચ્છા હોય તેમ કામનાઓને માગો. હે તાત ! હું પ્રસન્ન છું માટે તમે વિધિ પ્રમાણે મારા ફળના ઉદયને જુઓ. જ્યાં સુધી મનુષ્યોનો અન્નમાં ભાવ થશે ત્યાં સુધી જેમ અન્નમાં તેમ તમારામાં ભાવ થશે. જ્યાં સુધી લોકમાં પુણ્યરૂપ તમારી કીર્ત્તિ થ ત્યાં સુધી ત્રણ જગતમાં વિશેષપણાને પામશે. હે જનાર્દન ! તમે સર્વ લોકોને અતિ પ્રિ થશો. હે કૃષ્ણ ! તમે જે ભેદેલું છે, જે બાળેલું છે અને જે કશું નાશ કરેલું છે તે સ તેવુંજ અથવા અધિક થયેલું જોશો. મધુ દૈત્યને મારનારા કૃષ્ણ જ્યાં સુધી તમારાં અંગો લિપ્ત થયેલ છે આથી જ્યાં સુધી ઇચ્છો ત્યાં સુધી તમને મૃત્યુનો ભય નથી. ત પછી મેં કહ્યું—શા માટે આજ તમારાં પગનાં તળાં લિપ્ત નથી ? ત્યારે હે પુત્ર ! આ ત પ્રિય નથી એમ પ્રસન્ન થયેલા તે મને કહેવા લાગ્યા. આ રીતે કહ્યા પછી હું પોતા શરીરને લક્ષ્મીથી યુક્ત જોવા લાગ્યો અને પ્રસન્ન થયેલો રૂકિમણી પ્રત્યે બોલ્યો—હે શોભ તમે સર્વ સ્ત્રીઓમાં ને જગત્ વિષે ઉત્તમ યશ, ઉત્તમ કીર્ત્તિ પામશો. હે ભાવવાળી ! ત જરા અથવા રોગ કે ખરાબ વર્ણપણું સ્પર્શ કરશે નહિ, પુણ્ય ગંધવાળાં તમે કૃષ્ણને વશો, કૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓમાં તમે અતિ ઉત્તમ કૃષ્ણની સમાન લોકવાળાં થશો. ર રીતે તમારી માતાને કહ્યા પછી ફરી ચાલતા થયેલા, અતિ મોટાં તેજવાળા, દુર્વાસા અગ્નિની પેઠે પ્રકાશતા તે મને કહેવા લાગ્યા કે હે કેશવ ! આ તમારી બુદ્ધિ બ્રાહ્મણો પ્ર થાઓ, આ રીતે કહીને હે પુત્ર ! ત્યારે તે ત્યાંજ અંતર્ધાન થયા. તે અંતર્ધાન પામ્યા ત્ય હું મોટું વ્રત કરવા લાગ્યો કે હે પ્રભો ! જે કંઇ બ્રાહ્મણ બોલે તે સર્વ કરવું, આ પ્રમ હે પુત્ર ! હું તમારી માની સાથે વ્રત કરી અતિ હર્ષિત મનવાળો થઇ ઘરમાં પેઠો. ઘરમાં પેસતાં હે પુત્ર ! બ્રાહ્મણે ભેદેલું અને જે બાળેલું હતું તે સર્વ નવું જોવા લાગ્યો. પછી સર્વ દૃઢ અને નવું જોઇ વિસ્મય પામેલો હું મનથી બ્રાહ્મણોને પૂજવા લાગ્યો. આ ર હે ભરતશ્રેષ્ઠ ! રૂકિમણીના પુત્ર પ્રદ્યુમ્નના પુછવાથી મેં તે વખતે ઉત્તમ બ્રાહ્મણનું ર માહાત્મ્ય કહ્યું. હે કુંતીપુત્ર ! હે પ્રભો ! તમે પણ નિરંતર વાણી તથા દાનોથી મહા ભાગ વાળા બ્રાહ્મણોને પૂજો. આ રીતે હે ભરતશ્રેષ્ઠ ! હું બ્રાહ્મણની પ્રસન્નતાથી થયેલી કર્મ ફળથી વૃદ્ધિને પામ્યો છું માટે આ ભીષ્મ મને જે કહે છે તે સત્ય છે.

एवं व्युष्टिमहं प्राप्तो ब्राह्मणस्य प्रसादजाम् ।
यच्च मामाह भीष्मोऽयं तत्तथ्यं भरतर्षभ ॥ ५६ ॥

इति श्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे दुर्वासोभिक्षानाम षष्टयधि शततमोऽध्यायः ॥ १६० ॥

## અધ્યાય ૧૬૧ મો. ઇશ્વરની પ્રશંસા.

युधिष्ठिर उवाच—दुर्वाससः प्रसादात्ते यत्तदा मधुसूदन ।
अवाप्तमिह विज्ञानं तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે મધુસૂદન ! દુર્વાસાના પ્રસાદથી ત્યારે તમને જે વિજ્ઞાન પ્રાપ્ત થયું છે તે મને તમે કહેવા યોગ્ય છો. હે મતિમતાંવર ! તે મહાત્માનું જે મોટું ભાગ્ય તથા નામો છે તે સર્વ હું તત્વથી જાણવા ઇચ્છું છું. વાસુદેવ પુત્ર બોલ્યા—હે રાજન્ ! મેં જે શ્રેય મેળવેલો છે અને જે યશ સંપાદન કરેલો છે તે હું જટા જુટવાળાને નમસ્કાર કરી તમને કહું છું. હે વિશાંપતે ! પ્રાતઃકાલમાં ઉઠીને બે હાથ જોડી યત્નથી જે અધ્યયન કરૂં છું કે મારા કહેવાથી શત રૂદ્રનો જપ સાંભળો. તપની અને મહા તપસ્વી પ્રજાપતિએ તે સ્રજેલો છે. ને હે તાત ! શંકરે સ્થાવર જંગમ પ્રજા સજી છે. હે વિશાંપતે ! મહાદેવથી કશું પણ બીજું ભૂત નથી. ત્રણ જગતમાં શંકર એજ પ્રાણિયોની ઉત્પત્તિરૂપ છે, કોઇપણ તે મહાત્માની આગળ રહેવા ઉત્સાહ પામતો નથી, ત્રણ જગતમાં તેની સમાન પ્રાણી નથી. યુદ્ધમાં ક્રોધ પામેલા શિવના ગણથી પણ શત્રુઓ સંજ્ઞા રહિત અને હણાએલા જેવા થઇ કંપે છે તથા તથા પડે છે. યુદ્ધમાં મેઘના નાદની ઉપમા અપાય એવા તેમના—શિવના ઘોર શબ્દને સાંભળી દેવોનું હૃદય પણ ફાટે છે. ક્રોધ પામેલા પિનાકધારી શિવ ઘોરરૂપ ધારણ કરી જેઓને જુએ અને તે કોપે ત્યારે તે નથી સુર, નથી અસુર, નથી ગંધર્વો કે નથી સર્પો. લોકમાં ગુફા વિષે રહેલા પણ અત્યંત સુખ હોય તેમ વધતા, જ્યારે વિસ્તાર પામેલા મોટા યજ્ઞમાં દક્ષપ્રજાપતિ યજન કરતા હતા ત્યારે કોપ પામેલા મહાદેવે યજ્ઞને નાશ પમાડયો હતો, નિર્ભય થયા હતા અને ધનુષ્યથી શબ્દ સહિત બાણ ફેંકી નાદ કરતા હતા. ઝટ યજ્ઞને હણવાથી તથા મહાદેવના કોપવાથી દેવતાઓ કોટથી પણ સુખને શાંતિ પામતા ન હતા તથા ખેદ પામતા હતા. હે પાર્થ ! તે પ્રત્યંચાના શબ્દથી આકુળ થયેલા સર્વ લોકો પરવશ થયા હતા અને સુર તથા અસુરો ખેદ પામતા હતા, જળ કંપતુ હતું, પૃથ્વી કંપતી હતી, પર્વતો કંપતા હતા અને સર્વ તરફથી આકાશ કંપતુ હતું, અંધારાથી વિંટાએલા લોકો શોભતા નહતા અને હે ભારત ! સૂર્ય સહિત જ્યોતિષની કાંતિ નાશ પામી હતી. તે પછી અતિ ભીતિ પામેલા, સર્વ પ્રાણિયોના તથા પોતાના હિતને ઇચ્છનારા ઋષિયો શાંતિ અને કલ્યાણના સ્થાનરૂપ ઉપયોગ કરવા લાગ્યા. ત્યાર પછી ભયંકર પરાક્રમવાળા, ક્રોધ પામેલા શિવ દેવો પ્રત્યે દોડયા અને પ્રહારથી ભગનાં નેત્ર નાશ પમાડયાં. ક્રોધ યુક્ત થઇ પગથી પૂષણ પ્રત્યે દોડયા, પુરોડાશનું ભક્ષણ કરનારાના દાંત પાડી નાંખ્યા ત્યારે કંપતા એવા દેવો શંકરને નમવા લાગ્યા, તેથી ફરી શિવે અતિ તીક્ષ્ણ દીપ્ત બાણ સાંધ્યું. રૂદ્રનું પરાક્રમ જોઇ ઋષિઓ સહિત બીનેલા તે દેવતાઓમાં ઉત્તમ દેવો શિવને પ્રસન્ન કરવા લાગ્યા. વળી તે વખતે દેવતા બે હાથ જોડી શતરૂદ્રનો જપ કરવા લાગ્યા. દેવોએ સ્તુતિ કરેલા મહાદેવ પ્રસન્ન થયા. હે રાજન ! તેઓએ યજ્ઞમાં શિવનો વિશેષ ભાગ કલ્પ્યો અને ભયથી દેવો શરણ પામ્યા. તેમના પ્રસન્ન થવાથી યજ્ઞ સંધાયેલો થયો. તેમાં જે જે હરણ કરેલું હતું તેને તે રીતેજ જીવતું કર્યું. સ્વર્ગમાં પરાક્રમી અસુરોનાં લોઢાનું, રૂપાનું, અને બીજું સોનાનું આ રીતે ત્રણ પુરો હતાં, ઇંદ્ર સર્વ આયુધોથી તેઓને જીતવા શક્તિમાન ન હતો, એ પછી બીક પામેલા સર્વ દેવો રૂદ્રને શરણે ગયા. પછી તે પાસે આવેલા મહાત્મા સર્વ દેવતાઓ બોલ્યા—હે રૂદ્ર ! સર્વ કર્મોમાં રૂદ્રનાં પશુઓ થશે માટે હે માનદ ! પુરો સહિત દાનવોને હણો તથા ત્રણ લોકોનું રક્ષણ કરો, આ રીતે કહેલા તે ઠીક એમ કહીને વિષ્ણુને ઉત્તમ બાણરૂપ કરી અગ્નિને શલ્યરૂપ કરી, સૂર્યના પુત્ર યમને પુંખરૂપ કરી, વેદોને સર્વ ધનુષ્યરૂપ કરી, પ્રત્યંચાને ઉત્તમ સાવિત્રીરૂપ કરી, બ્રહ્માને સારથિ કરી, સર્વ તરફથી વનકી તેણે ત્રણ પર્વતવાળા ત્રણ શ-

હાથી તે પુરોને મેઘાં. હે ભારત ! કાળાગ્નિની સમાન તેજવાળા સૂર્યના સરખા વર્ણવાળા બાણે કરી ફરી પુરો સહિત તે સુરોને બાળ્યા. પછી તેને સમીપ રહેલા પાંચ શિખાવાળા બાળકરૂપ જોઇ જાણવાને ઇચ્છનારાં પાર્વતી આ કોણ છે ? એમ બોલ્યાં. તે વખતે વજ્રથી પ્રહાર કરનારા અસૂયાવાળા, ઇંદ્રના ભૂગળની ઉપમા અપાય એવા વજ્ર સહિત હાથને સ્થિર કરી દીધો. દેવતાઓએ તે જગતના પતિને જાણ્યા નહિ અને તે ઇશ્વરમાં પ્રજાપતિ સહિત સર્વ દેવો મોહ પામ્યા, તે પછી ભગવાન બ્રહ્મા ઘણા બળવાળા તે દેવનું ધ્યાન કરી આ શ્રેષ્ઠ છે, એમ જાણીને પાર્વતીના પતિને વંદન કરવા લાગ્યા. ત્યાર પછી તે સુરો પાર્વતી તથા શંકરને પ્રસન્ન કરવા લાગ્યા. તે સમયે બલિને હણનારા ઇંદ્રનો હાથ પ્રથમની પેઠે થયો. તે પણ પરાક્રમી દુર્વાસા નામે બ્રાહ્મણ થઇ દ્વારકામાં મારે ઘેર ઘણો કાળ વસ્યા, તે મારા ઘરમાં બહુ અપમાન કરતા હતા, તે અતિ દુઃસહ તિરસ્કારોને હું ઉદારતાથી સાંખતો હતો. તે રૂદ્ર, તે શિવ, અગ્નિ સર્વને જીતનાર, તેજ ઇંદ્ર, વાયુ, અશ્વિનીકુમાર, વિજળીઓ, ચંદ્ર, ઇશ્વર, સૂર્ય, વરૂણ, કાળ, અંતક મૃત્યુ, યમ, રાત્રિ, દિવસ, માસ, અર્ધ માસ, ઋતુઓ, બે સંધ્યા, વર્ષ, ધાતા, વિધાતા, વિશ્વકર્મા, સર્વજ્ઞ, નક્ષત્રો, ગ્રહો, દિશાઓ, વિદિશાઓ, સર્વ મૂર્તિરૂપ, અમેય આત્માવાળા તથા પરમ કાંતિવાળા ભગવાન છે, તેજ એક પ્રકારે, બે પ્રકારે, બહુ પ્રકારે, સો પ્રકારે, હજાર પ્રકારે તથા લાખ પ્રકારે આવા મહાદેવ ભગવાનનાં સ્રુતિ બહુરૂપ છે, એથી ઘણી સંખ્યાવાળાં સો વર્ષોએ પણ તેમના ગુણો કહી શકાય એવા નથી.

**ईदृशः स महादेवो भूयश्च भगवानतः ।**
**नहि शक्यागुणावक्तुमपि वर्षशतैरपि ॥ ४४ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे ईश्वरप्रशंसानाम एकषष्ट्य-धिकशततमोऽध्यायः ॥ १६१ ॥**

## અધ્યાય ૧૬૨ મો. મહાદેવની સ્તુતિ.

**वासुदेव उवाच—युधिष्ठिर महाबाहो महाभाग्यं महात्मनः ।**
**रुद्राय बहुरूपाय बहुनाम्ने निबोध मे ॥ १ ॥**

વાસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ બોલ્યા—હે મહાબાહો યુધિષ્ઠિર ! બહુરૂપવાળા અને બહુ નામવાળા રૂદ્રને માટે મહાત્માનું મહા ભાગ્ય મારાથી જાણો. મહાદેવને, અગ્નિ, સ્થાણુ, મહેશ્વર, એકાક્ષ, ત્ર્યંબક ત્રિનેત્ર, વિશ્વરૂપ તથા શિવ કહે છે. વેદને જાણનારા બ્રાહ્મણો તે દેવનાં બે શરીર ગણે છે. એક ઘોર ભયંકર અને બીજું કલ્યાણરૂપ. તે બે ફરીને બહુ પ્રકારે છે. એમનું ઉગ્ર ને ઘોર શરીર છે તે અગ્નિ છે, વિજળી છે, સૂર્ય છે, જે એમનું શિવરૂપ અને સૌમ્ય શરીર છે તે ધર્મ, જળ અને ચંદ્રરૂપ છે. આત્માનું અર્ધ અગ્નિ તથા ફરીને અર્ધ ચંદ્રરૂપ છે. એનું એક શિવરૂપ શરીર બ્રહ્મચર્ય આચરે છે, જે એનું અતિ ઘોર શરીર છે તે જગતનો સંહાર કરે છે. ઇશ્વરપણાથી તથા મોટાઇથી મહેશ્વર એમ કહેલા છે. જેથી બાળે છે, જેથી તીક્ષ્ણ છે, જેથી ઉગ્ર છે, જેથી પ્રતાપી છે અને જેથી માંસ રૂધિર અને મજ્જાનું ભક્ષણ કરે છે તેથી રૂદ્ર કહેવાય છે. દેવોમાં જેથી અતિ મહાન છે, જેથી એનો

વિષય મહાન છે અને જેથી મોટા જગતને પાળે છે તેથી મહાદેવ કહેવાય છે. એનું ધૂમ્ર સરખા વર્ણવાળું રૂપ છે એથી ધૂર્જટી કહેવાય છે. જેથી નિત્ય કલ્યાણ વા સુખને ઇચ્છી સર્વ કર્મોથી સર્વને વધારે છે તેથી શિવ કહેવાય છે. ઉંચા રહેલા તે, મનુષ્યોના પ્રાણોને બાળે છે, જેથી સ્થિર છે અને જેથી નિત્ય સ્થિર લિંગવાળા છે તેથી સ્થાણુ એમ કહેવાય છે. એનું ભૂત, ભવિષ્ય અને વર્તમાન બહુ પ્રકારે, સ્થાવર તથા જંગમરૂપ છે તેથી તે બહુ રૂપવાળા કહેવાય છે. જેથી તેમાં વિશ્વેદેવો છે તેથી વિશ્વરૂપ કહેવાય છે. હજાર નેત્રવાળા અથવા દશ હજાર નેત્રવાળા કે નેત્રમય છે, એમનાં નેત્રનું તેજ સમર્થ છે તથા નેત્રોનો અંત નથી જેથી સર્વ પ્રકારે પશુઓને પાળે છે, જેથી તેઓ સાથે રમે છે, જેથી તેઓના અધિપતિ છે તેથી પશુપતિ કહેવાય છે. એમનું લિંગ નિત્ય બ્રહ્મચર્યથી રહેલું છે; એમને લોક પૂજનાર છે ને મહાત્માને એ પ્રિય છે. જે મહાત્માનાં શરીરને અથવા લિંગને પૂજે છે, વળી જે નિત્ય લિંગને પૂજનાર છે તે મોટી લક્ષ્મી પામે છે. જે ઉંચું રહેલું છે તે લિંગને ઋષિઓ, દેવતાઓ, ગંધર્વો અને અપ્સરાઓ પૂજે છે તેને પૂજવાથી મહેશ્વર પ્રસન્ન થાય છે અને પ્રસન્ન મનવાળા ભક્તવત્સલ ભક્તોને સુખ આપે છે. એજ દેવ સ્મશાનોમાં દહન કરતા થકા વસે છે. ત્યાં જેઓ યજન કરે છે તેઓ વીરસ્થાનને સેવનારા થાય છે. આ લોકમાં વિષયોમાં રહેલા પ્રાણિયોનાં શરીરોમાં મૃત્યુરૂપ છે તે પ્રાણ તથા અપાન યુક્ત પ્રાણિયોનાં શરીરમાં વાયુરૂપ છે. જગતમાં તેમનાં ઘોર, ને દીપ્ત રૂપો છે તથા એ જે રૂપો પૂજાય છે તેઓને વિદ્વાન બ્રાહ્મણો સમજે છે. એમનાં યથાર્થ હોય તેમ દેવતાઓમાં મોટાઇથી, વિભુપણાથી તથા કર્મોથી બહુ નામો કહેવાય છે. બ્રાહ્મણો વેદમાં એમનાં ઉત્તમ શત રૂદ્રીયને જાણે છે. વ્યાસે પણ મહાત્માનું જે ઉપસ્થાન છે તે વર્ણવેલું છે. આ સર્વ લોકના દાતા છે, મોટા વિશ્વરૂપ કહેવાય છે. બ્રાહ્મણો તથા બીજા ઋષિઓ, એમને જ્યેષ્ઠરૂપ થયેલા કહે છે. દેવોના પ્રથમ એવા એમણે મુખથી અગ્નિને ઉત્પન્ન કરેલો, તે બહુ પ્રકારના ગ્રહોથી રોકેલો પ્રાણીને છોડે છે. પુણ્યાત્મા, શરણને આપનારા, શરણાગતોને તજતા નથી. તે મનુષ્યોને આયુષ, આરોગ્ય, ઐશ્વર્ય, ધન અને ઘણી કામનાઓ આપે છે અને પાછી દૂર કરે છે. ઇન્દ્ર વગેરે દેવોમાં તેની ઇશ્વરતા ગવાય છે. તેજ નિત્ય ત્રણ જગતના શુભ તથા અશુભમાં વ્યાપારવાળા છે અને કામનાઓના ઇશ્વરપણાથી પાછા ઇશ્વર છે એમ કહેવાય છે. તે મોટા લોકોના ઇશ્વર છે તેથી મહેશ્વર કહેવાય છે. તે દેવનાં બહુ જૂદા જૂદા પ્રકારનાં રૂપોથી આ સર્વ જગત્ વ્યાપ્ત છે. વળી સમુદ્રમાં તેનું મુખ હોવાથી વડવામુખ કહેવાય છે.

बहुभिर्विविधैरूपैर्विश्वं व्याप्तमिदं जगत् ।
तस्य देवस्य यद्वक्त्रं समुद्रे वडवामुखम् ॥ २९ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे महादेवमाहात्म्ये द्विषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६२ ॥

## અધ્યાય ૧૬૩ મો. ધર્મ પ્રમાણ.

वैशंपायन उवाच—इत्युक्तवति वाक्ये तु कृष्णे देवकीनन्दने ।
भीष्मं शान्तनवं भूयः पर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—આ રીતે દેવકીના પુત્ર કૃષ્ણ બોલ્યા ત્યારે ફરીને યુધિષ્ઠિર શાંતનુના પુત્ર ભીષ્મને પૂછવા લાગ્યા કે હે સર્વ ધર્મજ્ઞોમાં ઉત્તમ, મહા બુદ્ધિવાળા ! નિર્ણય વિષે પ્રત્યક્ષ અથવા શાસ્ત્ર, તે બેમાં શું કારણ હોય છે ? ભીષ્મ બોલ્યા—હે પ્રાજ્ઞ ! કોઇ પણ સંશય નથી એવી મારી બુદ્ધિ છે, તમે મને ઠીક પૂછો છો, હું તમને કહું છું તે સાંભળો. તેમાં સંશય કરવો સુગમ છે પણ તેનો નિર્ણય કરવો કઠિન છે. જેમાં સંશયનું દેખાવું છે તે પ્રત્યક્ષ તથા શાસ્ત્ર અનંત છે, પણ પ્રત્યક્ષ કારણને જોઇ આત્માને પંડિત માનનારા હેતુકુશળ તાર્કિકો સત્ય નથી એવો નિશ્ચય કરે છે બીજાઓ તેમાં સંશય કરે છે. આત્માને પંડિત માનનારા બાળકો જે નિશ્ચય કરે છે તે અયોગ્ય છે. હવે તમે જો એ કારણ શું છે એમ જો માનો છો તો હે ભારત ! અનેક પ્રાણ યાત્રા કરનાર અને તંદ્રારહિત માણસે ઘણે કાળે યોગથી જાણી શકાય એવા બીજાએ એનું—બ્રહ્મનું દર્શન કરી શકાય એમ નથી. જ્યારે હેતુઓના અંતને પામી મોટા ઉતમ જ્ઞાતરૂપ, સર્વ લોકના મોટા જ્યોતિને પામે છે ત્યારે સર્વ સંશય ટળે છે. હે રાજન ! હેતુથી જે જાણવું છે તે જાણવું નથી માટે વાણીએ નહિ સિદ્ધ કરેલુ લેવા યોગ્ય નથી માટે તજવું. યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ ! પ્રત્યક્ષ ! લોકથી સિદ્ધ અને શાસ્ત્રપૂર્વક, બહુ પ્રકારનો વિદ્વજ્જનોનો આચાર છે તે આપ મને કહો. ભીષ્મ બોલ્યા—બળવાન, દુષ્ટ મનવાળા જનોએ હરણ કરાતા ધર્મની સ્થિતિ યત્નોથી કરેલી હોય તોપણ કાળે કરી નાશ પામે છે. વળી હે યુધિષ્ઠિર ! ઘાસથી જેમ કૂવો વિંટાએલો હોય તેમ અધર્મ ધર્મના રૂપથી વિંટાયેલો છે પણ દુષ્ટો સારાં આચરણને બગાડે છે તે સાંભળો. જે સદાચારથી રહિત, વેદને તજવામાં તત્પર ધર્મનો દ્વેષ કરનારા અને મંદ છે તેઓમાં પ્રત્યક્ષ અનુમાનના આચારવાળાઓમાં સંશય છે એમ કહેલું છે. સજ્જનોમાં જેઓ તૃપ્તિ રહિત અને શાસ્ત્રોમાં બુદ્ધિવાળા સંતોષી છે તેઓજ પ્રમાણ છે માટે તેઓને સેવો, તથા પૂછો. વળી લોભ, મોહને અનુસરનારા કામ તથા અર્થને પાછળ કરી ધર્મજ છે એમ જાણનાર થઇ તેઓને સેવો તથા પૂછો; કેમકે તેઓનું શીલ, યજ્ઞને સ્વાધ્યાય કર્મ, આચાર, અને કારણ વેદ એ ત્રણ ભેદ પામતાં નથી માટે ફરી એ ત્રણ શીલ, શૌચાદિ, ને વેદ રૂપ એક ધર્મ છે. યુધિષ્ઠિર બોલ્યા—કે પાર વિનાના સ્થાનમાં પારને ખોળનાર તથા ન દેખનારો હું છું તેની બુદ્ધિ પાછી સંશયમાં મોહ પામે છે. વેદ, પ્રત્યક્ષ અને આચાર એ ત્રણ જો પ્રમાણ છે તો તેની જુદાઇ કેમ પમાય, વળી ધર્મ એક અને વસ્તુ ત્રણ કેમ ? ભીષ્મ બોલ્યા—હે રાજન્ ! બળવાન દુષ્ટ મનવાળાઓએ હરાતા ધર્મનો જો ધર્મ વિચાર માનતા હો તો ત્રણ પ્રકારે ધર્મનું દર્શન છે તે એકજ છે એમ જાણો, પણ ત્રણ પદાર્થોની જુદાઇમાં મારી બુદ્ધિ નથી. જે રીતે ત્રણેય માર્ગ કહ્યા છે તે રીતે તે વિચારો, તર્કથી ધર્મને જાણવાની ઇચ્છા ન કરવી. હે ભરતશ્રેષ્ઠ ! તમને સદા આમાં સંશય ન હો. અંધ તથા જડ જેમ હોય તેમ શંકા રહિત થઇ હું જે કહું છું તે આચરો. હે અજાતશત્રો ! અહિંસા, સત્ય, અક્રોધ અને દાન એ ચારને સેવો, એ સનાતન ધર્મ છે. હે મહાબાહો ! બ્રાહ્મણોમાં જે પિતૃ તથા પિતામહને યોગ્ય વૃત્તિ છે તેને અનુસરો, કેમકે તેઓ ધર્મના ગુરૂઓ છે. જે અજાણ જન પ્રમાણ અને અપ્રમાણ કરે છે તે પ્રમાણતાને યોગ્ય નથી પણ વિવાદને ઉત્પન્ન કરનાર છે. બ્રાહ્મણોનેજ સત્કાર કરી તથા બહુ માની સેવો. તેઓ વિષેજ આ સર્વ લોકો છે એમ જાણો. યુધિષ્ઠિર બોલ્યા કે જેઓ ધર્મમાં દોષારોપ કરે છે તથા જેઓ એને સેવે છે એ, મને કહો, કે તેઓ કયાં જાય છે ? ભીષ્મ બોલ્યા—રજોગુણ તથા તમોગુણથી

બ્યાસ ચિત્તવાળા ધર્મના દ્વેષીજનો નરકને સેવે છે. હે મહારાજ ! નિરંતર જેઓ સત્ય તથા નમ્રતામાં તત્પર થયેલા ધર્મને સેવે છે તે નરો સ્વર્ગને ભોગવનારા થાય છે. તેઓ આ-ચાર્યોની ઉપાસનાથી ધર્મમાંજ ગતિ કરે છે. જેઓ ધર્મને સેવે છે તેઓ દેવલોક પામે છે. મનુષ્ય અથવા દેવો શરીરને તાપ પમાડી લોભ તથા દ્વેષરહિત થઇ ધર્મવાળા છે તેઓ સુખેથી વૃદ્ધિ પામે છે. જેમ મન પાકેલા ફળને સેવે તેમ બુદ્ધિમાન્, ધર્મિઓ બ્રહ્માના પ્રથમ પુત્રરૂપ ધર્મને સેવે છે.

યુધિષ્ઠિર બોલ્યા—અસજ્જનોનું કેવું રૂપ છે ? સજ્જનો શું કરે છે અને સજ્જનો તથા દુર્જનો કેવા છે ? તમે મને તે કહો. ભીષ્મ કહે છે—દુર્જનો દુરાચારી દુઃખે પરાભવ પમાડાય તેવા અને દુષ્ટ મુખવાળા હોય છે. સજ્જનો શીલસંપન્ન છે, આ વિદ્વજ્જનોના આચારનું લક્ષણ છે. હે રાજેંદ્ર ! ધર્મિજનો રાજમાર્ગમાં, ગાયોના મધ્યમાં ને ધાન્યોની વચમાં મૂત્ર તથા વિષ્ટાનો ત્યાગ કરતા નથી. સજ્જનો પાંચ દેવ પિતૃ, ભૂત, અતિથિ ને કુટુંબને ભોજન આપી શેષ રહેલું જમે છે. ભોજન કરતાં બોલતા નથી અને ભીના હાથવાળા સુતા નથી. જેઓ સૂર્ય, બળદ, દેવ, વ્રજ, ચોટાં, અને ધાર્મિક બ્રાહ્મણને પ્રદક્ષિણા કરે છે, જેઓ વૃદ્ધ, ભારથી તપેલાઓ, સ્ત્રીઓ, સર્પ અથવા બહુ ગા-મોના અધિપતિ, બ્રાહ્મણો, ગાયો અને રાજાઓને માર્ગ આપે છે, જે સર્વ અતિથિ, દાસ, સ્વજન તથા શરણેચ્છુને રક્ષણ કરનાર તથા સ્વાગત આપનાર થાય છે. મનુષ્યોનું પ્રાતઃ-કાળે તથા સાયંકાળે ભોજન કરવું એ દેવોએ નિર્મેલું છે. મધ્યમાં ભોજન કરવું યોગ્ય દીઠું નથી તે ઉપવાસનો વિધિ છે. હોમને વખતે જેમ અગ્નિ કાળનેજ જુવે છે તેમ નારી ઋતુને વખતે ઋતુનીજ વાટ જુએ છે. જે બીજી રીતે સ્ત્રી પાસે જતો નથી તે બ્રહ્મચારી કહેલ છે. એક તરફ અમૃત ભોજન, બ્રાહ્મણ અને ગાયો એ ત્રણ અને બીજી તરફ બીજાઓ એ તુલ્ય છે, માટે વિધિ પ્રમાણે નિત્ય ગાયો તથા બ્રાહ્મણોનું અર્ચન કરવું. યજુર્વેદથી સંસ્કાર કરેલું માંસ ખાનાર દોષ પામતો નથી. પૃષ્ટનું માંસ, વૃથા માંસ, અને પુત્રનું માંસ તે સમાન છે. પોતાના દેશમાં અથવા પરદેશમાં અતિથિને ઉપવાસ કરાવવો નહિ. સફળ કર્મ કરી ગુરૂઓ-ની પાસે નિવેદન કરવું. ગુરૂઓને નમી તથા પૂજી આસન દેવું. ગુરૂને પૂજવાથી મનુષ્ય આયુષ્ય, કીર્તિ અને લક્ષ્મીથી પૂર્ણ થાય છે. વૃદ્ધોનો પરાભવ કરવો નહિ, તેમ તેઓને કયાંય મોકલવા નહિ. તેઓ બેઠા હોય ત્યારે બેસવું નહિ, આમ કરવાથી એનું આયુ-ષ્ય ઘટતું નથી. ભોજન છાનું કરવું, તીર્થોના ગુરૂઓ તીર્થરૂપ છે. ચોખા નરોનું હૃદય પવિત્ર છે. દર્શનોમાં જ્ઞાન ઉત્તમ છે અને સંતોષ પરમ સુખ છે. સાયંકાળે તથા સવારે વૃદ્ધોની વાણી સાંભળવી. નિરંતર વૃદ્ધોની સેવાથી શાસ્ત્ર જણાય છે. સ્વાધ્યાયમાં તથા ભોજનમાં જ-મણો હાથ ઉંચો કરવો. નિરંતર વાણી, મન તથા ઇંદ્રિયોને નિયમમાં રાખવાં. નિત્ય સં-સ્કાર કરેલો, દુધપાક, સાળ, ખીચડી, ઘૃત, વગેરેથી પિતૃ તથા દેવતાઓનાં અષ્ટક શ્રાદ્ધો કરવાં અને ગ્રહોનું પૂજન કરવું. દાઢિના કર્મમાં મંગળ વચન કહેવું. સર્વ પીડિતને પ્રસન્ન રાખવાં અને વ્યાધિવાળાઓનાં આયુષ્યનું અભિનંદન કરવું. પીડા પામેલાએ પણ કદી અતિ મોટાને તું એમ કહી બોલાવવા નહિ. વિદ્વજ્જનોમાં તુંકાર અથવા વધ એ બેમાં એક પણ વિશેષ નથી. પોતાનાથી ઉતરતા, સમાન અને શિષ્યોને ખુશી કરવા; નિત્ય પાપ કરનારાઓ હૃદયને પાપરૂપ કહી આપે છે. દુર્જનો જ્ઞાનપૂર્વક કરેલાં કર્મને ઢાંકે છે. મહાજનની પાસે

જ્ઞાનપૂર્વક કર્મને છાનું રાખનારાઓ નાશ પામે છે. મનુષ્યો મને જોતા નથી ને દેવતાઓ મને દેખતા નથી આમ જાણી પાપથી પરાભવ પામેલો પાપી પાપવાળાં સ્થાનમાં જન્મે છે. જેમ વ્યાજ ખાનારો દિવસના ભેદવિષે વૃદ્ધિની વાટ જુએ છે તેમ ધર્મથી ઢંકાએલું પાપ ધર્મનેજ વધારે છે. જે રીતે જળમાં બૂડેલું લવણ જળમાં લીન થાય છે તે રીતે પ્રાયશ્ચિત્તથી નાશ પામેલું પાપ ઝટ વિનાશ પામે છે માટે પાપને ઢાંકવું નહિ પાપ રાખેલું વધારાને પામે છે વાસ્તે તેથી કરીને સજ્જનોને કહેવું જેથી તેઓ શાંત રહે. આશાથી સંચય કરેલું દ્રવ્ય વખતે નથી ભોગવાતું અને તે પ્રાણિના વિયોગમાં બીજાઓ એને પામે છે. બુદ્ધિમાન લોકો સર્વ પ્રાણિયોના ધર્મને મનથી થયેલો કહે છે માટે સર્વ પ્રાણિયો ધર્મ પ્રત્યેજ રહેલા છે. એકલાએજ ધર્મ કરવો પણ ધર્મને પ્રકાશ કરનાર ન થવું. જેઓ ધર્મને ભોગવે છે તેઓ ધર્મરૂપ વ્યાપારવાળા છે. દેવતાઓને દંભ વિના પૂજવા, ગુરૂઓને માયા વિના સેવવા અને પરલોકમાં હિત માટે તથા યાત્રા માટે દાન શબ્દવાળો ભંડાર કરવો.

अर्चेद्देवानदम्भेन सेवेतामायया गुरून् ।
निधिंनिदध्यात्पारत्र्यं यात्रार्थं दानशब्दितम् ॥ ६३ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे धर्मप्रमाणकथने त्रिषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६३ ॥



## અધ્યાય ૧૬૪ મો, ભાગ્યની બળવત્તા.

युधिष्ठिर उवाच—नाभागधेयः प्राप्नोति धनं सुबलवानपि ।
भागधेयान्वितस्त्वर्थान् कृशो बालश्च विन्दति ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—અતિ બળવાન્ પણ ભાગ્ય વગરનો મનુષ્ય ધન પામતો નથી. દુર્બળ અને બાળ પણ ભાગ્યવાળો ધન પામે છે. લાભનો વખત ન હોય ત્યારે પ્રયત્ન કરવાથી પણ ધનને પામતો નથી તથા લાભને વખતે યત્ન વિના ઘણું ધન પામે છે. ઘણા નરો યત્ન કરતાં નિષ્ફળ દેખાય છે અને ઘણા જનો યત્ન વિના વૃદ્ધિ પામતા દેખાય છે. હે ભરતશ્રેષ્ઠ! જો મનુષ્ય ગુણવાન થાય છે તો તે સર્વ ફળ પામે છે. મનુષ્યોએ અલભ્ય નથી પમાતું, પ્રયત્નને કરનારા નરો પણ નિષ્ફળ જતા દેખાય છે. કેટલાક ઘણા ઉપાયોથી ધનને ખોળે છે છતાં પણ અફળ જાય છે અને જે નથી ઉપાય કરતા તેમાં કોઇકજ સુખી છે. વારંવાર અકાર્યને કરી નરો નિર્ધન દેખાય છે તથા પોતાના કર્મમાં રહેલા કેટલાક ધનયુક્ત હોય છે અને કોઇક નિર્ધન પણ હોય છે. નીતિશાસ્ત્રોને ભણી કોઇ નીતિથી યુક્ત નથી દેખાતો અને કોઇ અજાણ છતાં કોઇ કારણથી સહાયતાને પામેલો જણાય છે. વિદ્યાયુક્ત તથા વિદ્યારહિત, ધનવાન અને દુષ્ટ બુદ્ધિવાળો હોય છે. જો વિદ્યાનો આશ્રય કરી સુખ પામે છે તો વિદ્વાને જીવિકા માટે વિદ્યાથી હીનનો આશ્રય કરવો નહિ. જેમ પુરૂષ જળને પામી પાણીની ઇચ્છાને જીતે છે તેમ પ્રિય અર્થ વિદ્યાથીજ થાય છે માટે વિદ્યા તજવી નહિ. ઘણાં બાણોથી વિંધેલો છતાં કાળ આવ્યો ન હોય તો મરતો નથી, કાળ આવ્યો હોય તો ખડના અગ્રભાગના સ્પર્શથી મરી જાય છે. ભીષ્મ બોલ્યા કે જો આરંભોને ઇચ્છનાર ધન ન પામે તો ઉગ્ર

તપ કરવું; કેમકે ન વાવેલું ઉગતું નથી. દાનથી ભોગવાન થવાય છે, વૃદ્ધની સેવાથી જ્ઞાનયુક્ત બુદ્ધિવાળા થવાય છે અને અહિંસાથી દીર્ઘ આયુષ્યવાળા થવાય છે, આમ વિદ્વાનો કહે છે માટે દાન કરવું, યાચના કરવી નહિ, ધાર્મિકોને પૂજવા, સારૂં બોલનાર, પ્રિય કરનાર, શાંત અને સર્વ સત્વોને ન હિંસનાર થવું. હે યુધિષ્ઠિર! જો ડાંસ, કીડા અને કીડીઓનાં સુખદુઃખ, ઉત્પત્તિ, અને સ્વભાવ પ્રમાણરૂપ છે તો તમે પોતાનાં સુખદુઃખાદિમાં સ્થિર બુદ્ધિ ચઞ્ચલતા રહિત થાઓ.

यदा प्रमाणं प्रसवः स्वभावश्च सुखासुखे ।
दंशकीटपिपीलानां स्थिरो भव युधिष्ठिर ॥ १४ ॥

इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे धर्मप्रशंसायां चतुःषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६४ ॥

## અધ્યાય ૧૬૫ મો. કાળની વિચિત્રગતિ.

भीष्म उवाच—कार्यते यच्च क्रियते सच्चासच्च कृताकृतम् ।
तत्राश्वसीत सत्कृत्वा असत्कृत्वा न विश्वसेत् ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—જે સત્ય, અસત્ય અથવા સારૂં નઠારૂં અને કાર્ય, અકાર્ય કરાય છે તથા કરાવાય છે તેમાં સારૂં કરી વિશ્વાસ કરવો, પણ ખરાબ કરી વિશ્વાસ ન કરવો. કાળજ સર્વ વખતે પ્રાણિયોની બુદ્ધિમાં પેસી દંડ તથા અનુગ્રહને આપનાર થઇ ધર્મ, અધર્મને પ્રવર્ત્તાવે છે. જ્યારે ધર્મનું ફળ જોવાથી ધર્મનીજ બુદ્ધિ થાય ત્યારે ધર્માત્માએ ધર્મમાં વિશ્વાસ રાખવો, પણ બુદ્ધિ દૃઢ ન હોય તો વિશ્વાસ ન રાખવો એટલુંજ નહિ પણ પ્રાણિયોમાં પંડિતનું લક્ષણ છે માટે કાળથી યુક્ત એવા કર્તવ્ય તથા અકર્તવ્ય એ બેને જાણનારાએ જે શેષ રહેલું યોગ્ય હોય તે કરવું. જે રીતે રાજસ જનો ઐશ્વર્યને પામનારા નથી થતા એ રીતેજ ધાર્મિકો આત્માને આત્માથી પૂજે છે. કોઇ રીતે પણ કાળ દુઃખના કારણપણાથી અધર્મને આપતો નથી માટે આત્માને શુદ્ધ તથા ધર્મને આચરનારો જાણવો. બળતા અગ્નિની પેઠે કાળે રક્ષણ કરેલા ધર્મને વ્યાપેલો અધર્મ સ્પર્શ કરવાને સમર્થ થતો નથી, તેથી ધર્મેકરી વિશુદ્ધતા અને અધર્મનો અસ્પર્શ કરવો. ધર્મજ જય આપનાર છે, ત્રણ જગતના પ્રકાશરૂપ, ને કારણરૂપ છે. કોઇ પણ પંડિત મનુષ્યને હાથમાં લેઇ ઉંચે લેઇ જતો નથી પણ ધર્મ તથા લોકના ભયના છળનાં કારણથી ધર્મ સારૂ કહેલો નર ઉંચે જાય છે. કેટલાક બીજાઓ હું શૂદ્ર છું મને ચાર આશ્રમપણાના સેવનમાં અધિકાર નથી, એવા જ્ઞાનને છળરૂપ નથી કરતા, અર્થાત્ અધિકાર પ્રમાણે આચરે છે. પંચભૂતનાં શરીરવાળા, સર્વ સરખા આત્માવાળા છતાં હું ચાર વર્ણનો કારણથી વિશેષપણાએ ધર્મ કહું છું. લોકોના ધર્મમાં તથા શાસ્ત્રના ધર્મમાં વિશેષ કર્મ કહેલું છે. જે રીતે પ્રાણિયો એકપણાને પામે તે સારૂ વિસ્તાર છે. લોક કેમ અસ્થિર છે અને ધર્મ કેમ સ્થિર છે? હે તાત! જ્યાં સંકલ્પ સ્થિર છે ત્યાં સનાતન ધર્મ સ્થિર છે, અર્થાત્ નિષ્કામ ધર્મ સ્થિર છે, બીજા અસ્થિર છે. સર્વ તુલ્ય દેહવાળા અને સર્વ સરખા આત્માવાળાઓનો ધર્મથી યુક્ત કાળ શેષ રહેલો પોતે

ગુરૂરૂપ છે. આમ છે, તેથી ધર્મના સેવનમાં પ્રાણિયોનો દોષ નથી. પશુ વગેરેની જાતિ પણ સજ્જનોએ લોકનેજ ગુરૂ માનેલા છે.

एवं सति न दोषोस्ति भूतानां धर्मसेवने ।
तिर्यग्योनावपि सतां लोक एवमतो गुरुः ॥ १५ ॥

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि दानधर्मे धर्मप्रशंसायांपञ्चषष्टयधिकशततमोऽध्यायः ॥ १६५ ॥**

## અધ્યાય ૧૬૬ મો. વંશાનુકીર્તન.

**वैशंपायन उवाच—शरतल्पगतं भीष्मं पांडवोऽथ कुरूद्वहः ।**
**युधिष्ठिरो हितं प्रेप्सुरपृच्छत्कल्मषापहम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા—પછી કુરૂ કુળને ધારણ કરનારા, હિતને ઇચ્છનારા પાંડુના યુધિષ્ઠિર બાણોની શય્યામાં સુતેલા પાપને હણનારા ભીષ્મને પૂછવા લાગ્યા કે—પુરૂષને શ્રેય છે? શું કરનારો સુખે વૃદ્ધિ પામે છે? પાપરહિત શાથી થાય છે અથવા શું પ નાશ પમાડનારૂં છે? વૈશંપાયન બોલ્યા—હે પુરૂષશ્રેષ્ઠ! ફરીને શંતનુના પુત્ર ભીષ્મે સેવા નારા યુધિષ્ઠિરને ન્યાય પ્રમાણે દેવનો વંશ કહ્યો. ભીષ્મ બોલ્યા—હે પુત્ર! આ ઋષિ વંશથી યુકત દેવતાઓનો વંશ ત્રણ કાળ પાઠ કરવાથી પાપોને હણનાર છે. ઇન્દ્રિયોવડે કરનારો પુરૂષ બુદ્ધિપૂર્વક અથવા બુદ્ધિરહિત રાત્રિમાં કે બે સંધ્યા વખતે દિવસથી જે કરે છે તે સર્વ પાપોથી સદા પવિત્ર થાય છે. વળી જે પાઠ કરે છે તે અંધ થતો બહેરો નથી થતો અને સદા કલ્યાણવાન રહે છે. તે તિર્યક્ યોનિને, નરકને તથા પામતો નથી. તેને દુઃખ થતું નથી તથા મરણમાં તે મુંઝાતો નથી, દેવ તથા અસુરોના સર્વ પ્રાણિયોએ નમેલા, દેવ, અચિંત્ય, ન કહી શકાય એવા, સર્વના પ્રાણરૂપ અને યોનિ ન જન્મેલા જગતના નાથ બ્રહ્મા, બ્રહ્માનાં સતી સાવિત્રી, પૃથ્વીકર્ત્તા વિષ્ણુ, નારાયણ રહિત ઇન્દ્રિયોવાળાં પાર્વતીના પતિ સેનાઓના પતિ વિશાખ એવા કાર્ત્તિકસ્વામિ, અ વાયુ, કાંતિને કરનારા ચંદ્ર, સૂર્ય શચીનો પતિ ઇન્દ્ર, ધુમોર્ણા સહિત દેવયમ, ગૌરી સ વરુણ, ઋદ્ધિસહિત કુબેર, સૌમ્ય, દેવી સુરભિ ગાય, મહર્ષિ વિશ્રવા, સંકલ્પ, સાગર, ગ નદીઓ, મરૂદ્ગણ, તપથી સિદ્ધ એવા વાલખિલ્યો, કૃષ્ણદ્વૈપાયન, નારદ, પર્વત વિશ્વા હહા, હૂહૂ, તુંબરૂ, પ્રખ્યાત દેવદૂત, ચિત્રસેન, મહા ભાગ્યવાળી દેવકન્યાઓ, દિવ્ય અપ્ ઓના ગણો, ઉર્વશી, મેનકા, રંભા, મિશ્રકેશી, અલંબુષા, વિશ્વાચી ઘૃતાચી પંચચૂડા તિ ત્તમા, આદિત્યો, વસુઓ, અશ્વિનીકુમાર સહિત રૂદ્રો, પિતૃ, ધર્મ, શાસ્ત્ર, તપ, દીક્ષા, સાય, પિતામહ, રાત્રિયો, દિવસો, મારીચ, કશ્યપ, શુક્ર, બૃહસ્પતિ, મંગલ, બુધ, રાહુ, શ્ચર, નક્ષત્રો, ઋતુઓ, માસો, વર્ષોસહિત પક્ષો, ગરૂડો, સમુદ્રો કદ્રુપુત્રો, સર્પો, શતદ્રુ, વિપ ચંદ્રભાગા, સરસ્વતી, સિંધુ, દેવિકા, પ્રભાસ, પુષ્કરો મહાનદી, ગંગા, વેણ્ણા, કાવેરી, ન કુલંપુના, વિશલ્યા, કરતોયા, અંબુવાહની, સરયૂ, ગંડકી, લોહિત મહાનદ, તામ્રાઅરૂણા, વતી, પર્ણાશા, ગૌતમી, ગોદાવરી, વેણ્યા, કૃષ્ણવેણ્ણા, અદ્રિજા, દષિદ્વતી, કાવેરી, ચંક્ષુ, ર

કિની, પ્રયાગ, પ્રભાસ પુણ્યકારી નૈમિષ, જ્યાં તે નિર્મળ સર છે એવું વિશ્વેશ્વરસ્થાન, પુણ્યતીર્થ, સુંદર જળવાળું જે કુરૂક્ષેત્ર કહેલું છે તે, સિંધૂત્તમ, તપ, દાન, જંબૂનો માર્ગ, હિરણ્યવતી, વિતસ્તા પ્લક્ષવતી, વેદસ્મૃતિ, વેદવતી, માલવા, અશ્વવતી, પુણ્યકારી એવા ભૂમિભાગો, ગંગાદ્વાર, ઋષિકુલ્યા, પવિત્ર સિંધુને વહન કરનારી નદીઓ, ચર્મણ્વતી, પુણ્યરૂપ કૌશિકી, યમુના, ભીમરથી, બાહુદા, મહાનંદી, માહેદ્રવાણી, ત્રિદિવા, નીલિકા, સરસ્વતી, નંદા, અપરનંદા, તીર્થ મહાહ્રદ, ફલ્ગુતીર્થ, દેવોથી યુક્ત ધર્મારણ્ય, પુણ્યવાળી દેવનદી, પુણ્યકારી, ત્રણ જગતમાં વિખ્યાત, સર્વ પાપને હરનાર, કલ્યાણરૂપ, બ્રહ્માએ નિર્મેલું સર, દિવ્ય ઔષધોવાળો હિમવાન્ પર્વત, ધાતુઓથી વિચિત્ર અંગવાળો, તીર્થવાન અને ઔષધોથીયુક્ત વિંધ્ય, મેરૂ, મહેંદ્ર, મલય, રૂપાથી યુક્ત શ્વેતશૃંગવાન, મંદાર, નીલ, નિષધ, દર્દુર, ચિત્રકૂટ, અંજનાભ, ગંધમાદન પર્વત, પુણ્યરૂપ સોમ પર્વત, તેવા બીજા પર્વતો, દિશાઓ, પૃથ્વી, તેમજ સર્વ વૃક્ષો, વિશ્વેદેવતાઓ, આકાશ, નક્ષત્રો, ગ્રહો અને દેવોએ સર્વ મેં કહેલા તથા ન કહેલા સદા અમને પાળો. આ સર્વને કહેનારો નર, સર્વ પાપોથી છૂટે છે, સ્તુતિ કરનાર અને ખુશી થનાર સર્વ ભયથી મૂકાય છે. આ રીતે દેવતાઓની સ્તુતિથી આનંદ પામનાર, સર્વ સંકટ તથા પાપોથી છૂટે છે. હવે દેવતાઓ તપથી સિદ્ધ અને તપથી અધિક કહેલા સર્વ પાપોને છોડાવનારા બ્રાહ્મણો કહું છું.

યવક્રીત, રૈભ્ય, કક્ષીવાન, ઔશિજ, ભૃગુ, અંગિરા, કણ્વ, પ્રભુ એવા મેધાતિથિ અને ગુણસંપન્ન બર્હી પૂર્વ દિશાનો આશ્રય કરી રહેલા છે. મહા ભાગ્યવાન, ઉલ્મુચ, મહા ભાગ વીર્યવાન સ્વસ્ત્યાત્રેય, મિત્રાવરૂણના પુત્ર, પ્રતાપવાન અગસ્ત્ય, ઋષિયોમાં શ્રેષ્ઠ તથા પ્રખ્યાત એવા દઢાયુ અને ઉર્ધ્વબાહુ આ ભદ્રા દિશાનો આશ્રય કરી રહેલા છે. જેઓ પશ્ચિમ દિશાનો આશ્રય પામી વૃદ્ધિ પામે છે તેઓને જાણો–સહોદર ભાઇયો સહિત ઉષંગુ, વીર્યવાન પરિવ્યાધ: ઋષિ દીર્ઘતમા, ગૌતમ, કાશ્યપ, એકત, દ્વિત, ત્રિત, મહર્ષિ અત્રિનો પુત્ર, ધર્માત્મા પ્રભુ એવો સારસ્વત ઉત્તર દિશાનો આશ્રય કરી જેઓ વૃદ્ધિ પામે છે. અત્રિ, વસિષ્ઠ શક્તિ, વીર્યવાન પારાશર્ય, વિશ્વામિત્ર, ભરદ્વાજ, જમદગ્નિ ઋચીકના પુત્ર રામ, ઋષિ ઔદ્દાલિક, શ્વેતકેતુ, કોહલ, વિપુલ, દેવલ, દેવશર્મા, ધૌમ્ય, હસ્તિકાશ્યપ, લોમશ, નાચિકેત, લોમશ, તથા લોમહર્ષણ, ઋષિ ઉગ્રશ્રવા અને ભાર્ગવ ચ્યવન આ સર્વ પાપને છોડાવનારા ઋષિ તથા દેવોસહિત સમુદાય, હે રાજન! નૃગ, યયાતિ, નહુષ, યદુ વીર્યવાન પુરૂ, ધુંધુમાર, દિલીપ, પ્રતાપવાન સગર, કૃશાશ્વ, યૌવનાશ્વ, મિત્રાશ્વ, સત્યવાન દુષ્યંત, ચક્રવર્તી મહા યશસ્વી ભરત, પવન, જનક, રાજા દષ્ટરથ, રઘુ, દશરથ, રાક્ષસોને હણનાર રામ, વીર શશબિંદુ, ભગીરથ, હરિશ્ચંદ્ર, મરૂત, રાજા દઢરથ, મહોદર્ય અલર્ક, ઐલ, નરશ્રેષ્ઠ કરંધમ, કધ્મોર, દક્ષ, અંબરીષ કુકુર, મહા યશસ્વી રૈવત, કુરૂ, સંવરણ, સત્ય પરાક્રમી માંધાતા, રાજર્ષિ મુચુકુંદ, જાન્હવીએ સેવેલ જન્હુ, વેનનો પુત્ર આદિરાજ પૃથુ, પ્રિયકર મિત્રભાનું, ત્રસદસ્યુ, રાજર્ષિયોમાં શ્રેષ્ઠ શ્વેત મહાભિષ, વિખ્યાત નિમિરાજા, અષ્ટક, આયુ રાજર્ષિ ક્ષુપ, કક્ષેયુ પ્રતર્દન દિવોદાસ કોસલેશ્વર, સુદાસ, ઐલ, નલ, રાજર્ષિ મનુ, પ્રજાપતિ હવિધ્ર, પૃષધ્ર, પ્રતીપ, શાંતનુ, અજ પ્રાચીનબર્હી, મહાયશસ્વી ઇક્ષ્વાકુ, રાજા અનરણ્ય, જાનુજંઘ, રાજર્ષિ કક્ષસેન અને જે બીજાઓ કહેલા છે તેઓને પ્રાત:કાળમાં ઉઠી નિત્ય અસ્ત તથા ઉદય વખતે બે સંધ્યામાં પવિત્રને આવરણ રહિત થઇ સ્મરે છે તે ધર્મનાં ફળને ભોગવનાર થાય છે. સ્તુતિ કરેલા

બ્રહ્મ, દેવ, દેવર્ષિઓ તથા રાજર્ષિઓ પુષ્ટિ, આયુષ્ય, યશ અને સ્વર્ગ આપે છે. મ
થાઓ માં, મને પાપ થાઓ માં, મારા શત્રુઓ ન થાઓ, અને નિશ્ચલ એવો મારો જ
પરલોકમાં શુભ ગતિ થાઓ.

मा विघ्नं माच मेपापं मा च मे परिपन्थिनः ।
ध्रुवो जयो मे नित्यः स्यात्परत्र च शुभागतिः ॥ ६२ ॥

इति श्री महाभारतेऽनुशासनपर्वाणि दानधर्मे वंशानुकीर्तनं नामष
धिकशततमोऽध्यायः ॥ १६६ ॥

## અધ્યાય ૧૬૭ મો. યુધિષ્ઠિરને અનુજ્ઞા.

जनमेजय उवाच—शरतल्पगते भीष्मे कौरवाणां धुरंधुरे ।
शयाने वीरशयने पाण्डवैः समुपस्थिते ॥ १ ॥

જનમેજય બોલ્યા—હે વિપ્ર ! જ્યારે કૌરવોના ધુરંધર, બાણોની શય્યામાં સુતેલ
પાંડવોએ પ્રણામ કરેલી, વીરશય્યામાં હતા ત્યારે મારા પૂર્વજોના પિતામહ, મહા બુદ્ધિમા
ષ્ઠિર ધર્મોનાં શાસ્ત્રો સાંભળી જેનો ધર્મ તથા અર્થનો સંશય મટેલો છે એવા થઇ
લાગ્યા તે તમે મને કહેવા યોગ્ય છો. વૈશંપાયન બોલ્યા કે, જ્યારે ભીષ્મ બોલતા બ
ત્યારે જેમ વસ્ત્રમાં અર્પેલું ચિત્ર હોય તેમ બે ઘડીવાર તે સર્વ, રાજમંડળ નિશ્ચલ
સમયે સત્યવતીના પુત્ર વ્યાસ મુહૂર્ત્તવારની પેઠે ધ્યાન કરી સુતેલા ગંગાના પુત્ર ભી
બોલ્યા કે હે નરશ્રેષ્ઠ રાજન્ ! સર્વે અનુસરનારા રાજા તથા ભાઇઓ સહિત કુરૂઓ
યુધિષ્ઠિર પ્રકૃતિને પામેલા છે અને બુદ્ધિમાન કૃષ્ણની સાથે તમને સેવે છે તેને તમે
જવા માટે આજ્ઞા આપો. આ પ્રમાણે ભગવાન વ્યાસે સૂચવ્યું એટલે પૃથ્વીપતિ
અમાત્ય સહિત યુધિષ્ઠિરને આજ્ઞા આપી; અને શંતનુના પુત્ર રાજાને મધુર વચન
લાગ્યા કે હે રાજન્ ! તમે નગર પ્રત્યે પ્રવેશ કરો તથા તમારા મનની પીડા નાશ
હે રાજેંદ્ર ! યયાતિની પેઠે શ્રદ્ધા અને દમપૂર્વક બહુ અન્નવાળા, પ્રાપ્ત થયેલી દક્ષિ
જૂદા જૂદા પ્રકારના યજ્ઞોથી યજન કરો. હે પૃથાના પુત્ર ! ક્ષત્રિયોના ધર્મમાં ત
થઇ પિતૃ તથા દેવોને પ્રસન્ન કરો તેથી કલ્યાણ થશે. તમારા મનની પીડા નાશ પામ
પ્રજાઓને રંજન કરો, સર્વ પ્રકૃતિયોને શાંત કરો અને યથાયોગ્ય ફળોના સત્કારો
જનોને પૂજો. હે તાત ! જેમ ચૈત્યના સ્થાનમાં રહેલાં ફળવાન વૃક્ષની પાછળ પક્ષિ
તેમ તમારી પાછળ મિત્રો અને સુહૃજ્જનો જીવો, હે પાર્થિવ ! તમારે સૂર્ય નિવૃ
અને ઉત્તરાયણ થાય ત્યારે સમય વિષે આવવું, આ સાંભળી 'ઠીક' એમ કહી કુંતી
યુધિષ્ઠિર પિતામહને વંદન કરી પરિવાર સહિત નગર ગજસાહ્વય–હસ્તિનાપુર ગયા.
પતે ! કુરૂઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્ર અને પતિવ્રતા ગાંધારીને આગળ કરી ઋષિ
ભાઇયો, કૃષ્ણ નગર તથા દેશના લોકો અને મંત્રિઓ સાથે ગજસાહ્વયપુર–હ
પ્રત્યે પેઠા.

पौरजानपदैश्चैव संस्तुतश्च पार्थिव ।
प्रविवेश कुरुश्रेष्ठः पुरं वारणसाह्वयम् ॥ १७ ॥

इति श्रीमहाभारतेऽनुशासनपर्वणि दानधर्मे भीष्मानुज्ञायां सप्तषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६७ ॥

---

## અધ્યાય ૧૬૮ મો. ભીષ્મનું સ્વર્ગારોહણ.

**वैशंपायन उवाच—ततः कुन्तीसुतो राजा पौरजानपदं जनम् ।**
**पूजयित्वा यथान्यायमनुजज्ञे गृहान्प्रति ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા—પછી કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિરે ન્યાય પ્રમાણે નગર તથા દેશના લોકને સન્માન દઇ તેમને ઘેર આપી જવાની આજ્ઞા તે સમયે પાંડુપુત્ર, જેના વીર પુત્રો નાશ પામ્યા હતા ને જેના ઇશ્વરો નાશ પામેલા એવી સ્ત્રીઓને જીવિકાનાં સાધનનાં દાનોથી શાંત કરવા લાગ્યા. અભિષેક કરેલા, મહા બુદ્ધિમાન, નરોમાં શ્રેષ્ઠ તથા ધર્મધારિઓમાં ઉત્તમ એવા યુધિષ્ઠિર રાજ્યને પામી પોતાની પ્રકૃતિઓ સ્થાપી સર્વ ગુણોથી ઉત્તમ એવા અને વેદને જાણનારા બ્રાહ્મણોથી ઉત્તમ આશિર્વાદ લેઇ નગરમાં પચાસ રાત્રિ રહી, પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે કૌરવોમાં ઉત્તમ એવા ભીષ્મનો મરણ સમય સંભાર્યો. યાજકોથી યુક્ત સૂર્યને નિવૃત્ત થયેલા તથા ઉત્તરાયણને પ્રવૃત્ત થયેલ જોઇ હસ્તિનાપુરથી તે નિકળ્યા. ભીષ્મના સંસ્કાર માટે પ્રથમ ચંદન અને અગુરૂ વગેરે કાલીયકો, પીળાં ચંદનો, પુષ્પો, ઉત્તમ મૂલ્યવાળાં જૂદાં જૂદાં પ્રકારનાં રત્નો પ્રસ્થાપન કરી ધૃતરાષ્ટ્ર ને યશવાળી ગાંધારીને, માતા કુંતીને અને પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ભાઇયોને આગળ કરી બુદ્ધિમાન્ એવા કૃષ્ણ, વિદુર, યુયુત્સુ, અને યુયુધાને અનુસરેલા, મ્હોટા રાજાઓએ ભોગવવા યોગ્ય સાધને યુક્ત, સ્તુતિ કરાતા, મહાતેજસ્વી, ભીષ્મના અગ્નિયોને અનુસરતા કુરૂકુળમાં થયેલા યુધિષ્ઠિર દેવોના પતિ ઇન્દ્રની પેઠે ત્યાં જવા નિકળ્યા. હે વિભો! તે પછી કુરૂક્ષેત્રમાં રહેલા શંતનુના પુત્ર પાસે આવ્યા અને રાજાએ બુદ્ધિમાન પરાશરના પુત્ર વ્યાસ, નારદ, દેવલ, અસિત જૂદા જૂદા દેશોથી આવેલા, નાશ પામેલાઓથી શેષ રહેલા બીજા રાજાઓ અને ચોતરફથી રક્ષણ કરનારાઓએ રક્ષણ કરાતા તથા વીર શય્યામાં સુતેલા ભીષ્મને જોયા. પછી ભાઇયો સાથે રથમાંથી ઉતરી કુંતીપુત્ર ધર્મરાજા શત્રુને દમનાર પિતામહને વંદન કરી દ્વૈપાયન વગેરે બ્રાહ્મણોને નમી તેઓએ ખુશી કરેલા ધર્મપુત્ર બ્રહ્મા સરખા, ઋત્વિક્ અને ભાઇયો સાથે ઋષિયોથી યુક્ત બાણુશય્યામાં રહેલા ભરતશ્રેષ્ઠ ભીષ્મ પાસે આવી, કૌરવોસહિત ધર્મરાજા યુધિષ્ઠિર, ભાઇયો સાથે સુતેલા ગંગાના પુત્ર ભીષ્મને કહેવા લાગ્યા કે હે ગંગાના પુત્ર નરાધિપ! હું યુધિષ્ઠિર તમને નમસ્કાર કરૂં છું. હે મહાબાહો! સાંભળો છો તો કહો કે તમારૂં હું શું પ્રિય કરૂં? હે વિભો! હે રાજન્! અગ્નિઓને આચાર્યોને બ્રાહ્મણોને ઋત્વિજોને તથા મારા ભાઇયોને લેઇ તમારા મરણ સમયે આવ્યો છું. તમારા પુત્ર મહાતેજસ્વી, જનોના અધિપતિ ધૃતરાષ્ટ્ર અમાત્યો સહિત આવ્યા છે, વીર્યવાન્ વસુદેવના પુત્ર કૃષ્ણ અને હણાતાં શેષ રહેલા સર્વ કુરૂક્ષેત્રના રાજાઓ આવ્યા છે. હે નરશ્રેષ્ઠ! તેઓને જુઓ તથા નેત્ર ઉઘાડો, જે કંઇ કરવા યોગ્ય હતું તે સર્વ મેં આણેલું છે, જે રીતે તમે કહ્યું હતું તે રીતે મેં સર્વ કરેલુંજ છે.

વૈશંપાયન બોલ્યા—બુદ્ધિમાન્ કુંતીના પુત્રે આ રીતે કહેતાં ગંગાના પુત્ર, વિંટીને બેઠેલા સર્વ ભરતકુળમાં થયેલાઓને જોવા લાગ્યા. પછી ઉદય પામતા મેઘના સરખા સ્વરવાળા ઉત્તમ વકતા બળવાન્ ભીષ્મ તેનો મોટો હાથ ઝાલી સમય જોઇ બોલ્યા કે હે–કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! તમે અમાત્યો સહિત આવ્યા તે સારૂં થયું. ભગવાન હજાર કિરણોવાળા સૂર્ય નિવૃત્ત થયા, આજે તીક્ષ્ણ અગ્ર ભાગોવાળાં બાણોમાં સુતાં મારી અઠ્ઠાવન રાત્રિયો જેમ સો વર્ષ જાય તેમ ગઇ. હે યુધિષ્ઠિર ! આ માઘ માસ આવ્યો અને સૌમ્ય, આ ત્રણ ભાગથી શેષ એવો શુકલ પક્ષ પણ યોગ્ય છે. આ રીતે ગંગાના પુત્ર ભીષ્મ ધર્મના પુત્ર યુધિષ્ઠિરને કહી ધૃતરાષ્ટ્રને બોલાવી બોલ્યા કે હે રાજન્ ! જેણે ધર્મ જાણેલો છે તથા જેણે અર્થના સંશયનો અતિ નિશ્ચય કરેલો છે એવા તમે બહુશ્રુત, ઘણા બ્રાહ્મણોએ સેવેલા છો. હે મનુજેશ્વર ! તમે સમગ્રપણાથી સર્વ વેદશાસ્ત્રો, સર્વ ધર્મો અને ચાર વેદોને જાણો છો. હે કૌરવ્ય ! તમારે શોક ન કરવો, થનાર હતું તે થયું. તમે કૃષ્ણદ્વૈપાયનથી પણ દેવોનું રહસ્ય સાંભળેલું છે. હે રાજન્ ! જે રીતે પાંડુના તે રીતેજ ધર્મથી આ તમારા પુત્રો છે માટે ધર્મમાં રહેલા તમે ગુરૂની સેવામાં પ્રીતિવાળા તેઓને પાળો. શુદ્ધ મનવાળા, ધર્મરાજા યુધિષ્ઠિર તમારી આજ્ઞામાં રહેશે. હું એને અક્રૂરપણામાં તત્પર અને ગુરૂ જેને પ્રિય છે એવો માનું છું. તમારા પુત્રો દુષ્ટ મનવાળા ક્રોધ, લોભને અધિન, ઇર્ષ્યાથી પરાભવ પામેલા અને દુરાચરણવાળા હતા માટે તમે તેઓનો શોક કરવા યોગ્ય નથી.

વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રને કહી મહાબાહુ વસુદેવના પુત્ર કૃષ્ણને કહેવા લાગ્યા કે હે ભગવન ! હે દેવ દેવેશ, તથા અસુરોએ નમેલા, ત્રિવિક્રમ અને હે શંખ ચક્ર તથા ગદાને ધારણ કરનાર ! હું તમને નમું છું, તમે વસુદેવના પુત્ર હિરણ્યાત્મા વિરાટ પુરૂષ, સૂર્યરૂપ, જીવરૂપ, થયેલા યોગ્ય અને સનાતન પરમાત્મા છો. હે પુરૂષોત્તમ ! કમળના સરખાં નેત્રવાળા અને વૈકુંઠના પુરૂષોમાં ઉત્તમ શ્રીકૃષ્ણ તમે સૌની રક્ષા કરો તથા મને આજ્ઞા આપો. તમે જેઓના પરમ આશ્રયરૂપ છો તે પાંડવોની આપે રક્ષા કરવી. મેં પ્રથમ દુષ્ટ બુદ્ધિવાળા મંદ દુર્યોધનને કહ્યું હતું કે, " જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે " માટે હે પુત્ર ! તીર્થરૂપ વસુદેવના પુત્ર કૃષ્ણની સાથે શાંતિ કરી સંધિ કરવાનો ઉત્તમ કાલ છે. વારંવાર કહેવા છતાં મારૂં તે વચન અતિ મંદ બુદ્ધિવાળા મૂઢે કર્યું નહિ અને પૃથ્વીનો નાશ કરાવી પાછળથી મરણ પામ્યો. હે દેવ ! હું તમને શ્રેષ્ઠ ઋષિ અને નરની સાથે બદરીકાશ્રમમાં અતિ ઘણો વખત રહેલા જાણું છું. નારદે તથા મ્હોટા તપવાળા વ્યાસે મને તેમજ કહ્યું છે કે આ બે નરનારાયણ મનુષ્યોમાં થયેલા છે માટે હે કૃષ્ણ ! તમે મને આજ્ઞા આપો જેથી હું શરીરને છોડું, તમે આજ્ઞા આપેલો હું ઉત્તમ ગતિ પામીશ.

વાસુદેવ કૃષ્ણ બોલ્યા–હે પૃથ્વીપતે ! મોટી કાંતિવાળા ! ભીષ્મ, તમને આજ્ઞા આપું છું, તમે વસુઓને પામો, તમોને આ લોકમાં કશું પણ પાપ નથી. હે રાજર્ષે ! બીજા મૃકંડના પુત્ર હોય તેમ તમે પિતૃના ભકત છો તેથી જેમ નમેલ દાસ હોય તેમ મૃત્યુ તમારા વશમાં રહેલું છે. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે કહેતાં ગંગાના પુત્ર ભીષ્મ પાંડવો પ્રત્યે તથા ધૃતરાષ્ટ્ર વગેરે સર્વ સુહજ્જનો પ્રત્યે બોલ્યા—હે ભારતો ! હું પ્રાણોને તજવા ઇચ્છું છું માટે મને તેમાં આજ્ઞા દેવા યોગ્ય છો. તમારે સત્યો વિષે યત્ન કરવો, સત્યજ ઉત્તમ બળ છે, સદા તમારે નિર્મમિત મનવાળા, અક્રૂરપણામાં તત્પર, ધર્મશીલ, બ્રહ્મ અથવા બ્રાહ્મણોમાં

આસ્તિક અને નિત્ય તપસ્વી થવું. આવી રીતે સર્વ સુહૃજ્જનોને કહી મળીને ફરી બુદ્ધિમાન ભીષ્મ યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યા–હે જનાધિપ ! તમારે નિત્ય બ્રાહ્મણોને વિશેષનાથી પંડિતોને, આચાર્યોને તથા ઋત્વિજોને પૂજવા.

**ब्राह्मणाश्चैवतो नित्यं प्राज्ञाश्चैव विशेषतः।**
**आचार्या ऋत्विजश्चैव पूजनीया जनाधिप ॥ ५२ ॥**

**इतिश्री महाभारतेऽनुशासनपर्वणि भीष्मस्वर्गारोहणपर्वणि दानधर्मे अष्टषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६८ ॥**



## અધ્યાય ૧૬૯ મો. ભીષ્મની ઉત્તરક્રિયા.

**वैशंपायन उवाच—एवमुक्त्वा कुरून्सर्वान् भीष्मः शान्तनवस्तदा ।**
**तूष्णीं बभूव कौरव्यः स मुहूर्तमरिंदम ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા—હે અરિંદમ ! તે વખતે કુરૂના કુળમાં થયેલા, શંતનુના પુત્ર ભીષ્મ આ પ્રમાણે સર્વ કુરૂઓને કહી મૌન થઇ બોલતા બંધ થયા આત્માને ધારણાઓ વિષે ક્રમ પ્રમાણે ધારણ કર્યો અને મહાત્માના રૂંધેલા પ્રાણો ઉંચે ચડી ગયા. હે પ્રભો ! તેવામાં સર્વ વ્યાસ વગેરે મળેલા ઋષિઓસહિત મહાત્માઓના મધ્યમાં આ આશ્ચર્ય થયું તે સમયે શંતનુના પુત્ર જે જે અંગને મૂકતા ગયા તે તે યોગવાળા ભીષ્મનું અંગ શલ્યરહિત થતું ગયું. ક્ષણવારમાં તેઓના જોતાં તે શલ્યરહિત થયા. તે જોઇ સર્વ વ્યાસ વગેરે મુનિયો સાથે વસુદેવના પુત્ર વગેરે વિસ્મિત થયા. હે નૃપ ! સર્વ સ્થાનકોમાં તેણે રોકેલો આત્મા મસ્તકને ભેદી સ્વર્ગ પ્રત્યે ઉડી ગયો. પુષ્પોની વૃષ્ટિ સાથે દેવનાં દુંદુભિનો નાદ થયો. સિદ્ધ તથા બ્રહ્મર્ષિયો હર્ષ પામેલા 'સારૂં થયું' એમ બોલવા લાગ્યા. હે જનાધિપ ! ભીષ્મના મસ્તકથી નીકળીને આત્મા જેમ મોટી ઉલ્કા હોય તેમ આકાશમાં પેસી ક્ષણવારમાં અંતર્ધાન થયો. હે રાજશ્રેષ્ઠ ! આ પ્રમાણે તે વખતે શંતનુના પુત્ર ભીષ્મ જે ભારતોનાં કુળને ધારણ કરનાર હતા તે કાળવશ થયા ત્યારે લાકડાં તથા જુદા જુદા પ્રકારના ઘણા ગંધોને લેઇ વિદુર, યુયુત્સુ અને મહાત્મા પાંડવો ચિતા કરવા લાગ્યા. બીજાઓ, કુરૂકુળમાં થયેલા ભીષ્મને જોવા લાગ્યા. મહા બુદ્ધિવાળા વિદુર અને યુધિષ્ઠિર બે કુરૂકુળમાં થયેલા ગંગાના પુત્ર ભીષ્મને ક્ષૌમ વસ્ત્ર અને પુષ્પોથી ઢાંકવા લાગ્યા. એ પછી યુયુત્સુએ તેમનાં ઉત્તમ છત્રને ધારણ કર્યું. ભીમસેન તથા અર્જુન એ બેએ શુભ્ર ચામર અને પંખો ધારણ કર્યો. માદ્રીના પુત્રોએ બે પાઘડીને મુકુટ ગ્રહણ કર્યો. કૌરવોના નાથની સ્ત્રીઓ કુરૂકુળને ધારણ કરનારા ભીષ્મને તાલના પંખાઓ લેઇ ચોતરફથી પવન નાંખવા લાગી. ત્યારપછી મહાત્માનો વિધિ પ્રમાણે પિતૃમેધ અને બહુવાર અગ્નિમાં યજન કર્યું. સામને જાણનારાઓ સામને ગાવા લાગ્યા. પછી ધૃતરાષ્ટ્ર વગેરે શ્રેષ્ઠ કુરૂઓ ચંદનનાં લાકડાં, પીળાં ચંદન અગુરૂ વગેરે જૂદા જૂદા પ્રકારના ગંધોથી ગંગાના પુત્ર ભીષ્મને ઢાંકી અગ્નિ સળગાવી ચિતાને અપસવ્ય કરવા લાગ્યા. ગંગાના પુત્ર કુરૂશ્રેષ્ઠ ભીષ્મનો સંસ્કાર કરી નગરના જનો આવ્યા હતા તે અને વ્યાસ, નારદ, અસિત, કૃષ્ણ તથા ભરતકુળની સ્ત્રીઓએ અનુસરેલા કૌરવો પુણ્યકારી, ઋષિયોએ સેવેલી ભાગીરથી ગંગા પ્રત્યે ગયા. તે વખતે શ્રેષ્ઠ ક્ષત્રિયો અને

સર્વજન મહાત્મા ભીષ્મને ઉદક કરવા લાગ્યા. પછી પુત્રનું ઉદક કર્યું ત્યારે જળથી બહાર આવી દેવી ભાગીરથી ગંગા રોતાં શોકથી વિહ્વળ થઇ વિલાપ કરતાં કૌરવોને કહેવા લાગ્યાં કે—હે નિષ્પાપ પુરૂષો ! મેં કહેલું વૃત્તાંત છે તે જાણો. જે રાજ વ્રતથી, બુદ્ધિથી ને કુટુંબથી સંપન્ન, વૃદ્ધ કુરૂઓનો સત્કાર કરનાર, પિતૃભક્ત અને મ્હોટાં વ્રતવાળા હતા, પૂર્વે જમદગ્નિના પુત્ર રામ જેનો પરાજય કરી શક્યા ન હતા તે મહા પરાક્રમવાળા ભીષ્મને આજ શિખંડિએ દિવ્ય અસ્ત્રોથી હણ્યો. હે રાજાઓ ! જરૂર મારૂં હૃદય પાષાણની તુલ્ય સ્થિર ભાગવાળું છે જેથી આજ પ્રિયપુત્રને હું જોઉં છું તોપણ મારૂં હૃદય ચિરાતું નથી. આણે કાશીપુરીમાં સ્વયંવર વિષે મળેલા ક્ષત્રિય રાજાઓને એકરથથી જીતી કન્યાઓને હરી હતી. પૃથ્વીમાં બળ વિષે જેની તુલ્ય કોઇ નથી તેને શિખંડિયે હણેલો સાંભળી મારૂં મન ચિરાતું નથી ! યુદ્ધમાં મહાત્માએ કુરૂક્ષેત્રમાં જમદગ્નિના પુત્ર રામને અતિ યત્ન વિના પીડયા હતા, તેને આજ શિખંડિયે હણ્યો, આ પ્રકારે બહુ વિલાપ કરતાં મહાનદી ગંગાને તે વખતે પ્રભુ દામોદર કૃષ્ણ આશ્વાસના કરવા લાગ્યા કે—હે કલ્યાણિ ! હે શુભ દેખાવવાળાં ! તમે આશ્વાસના પામો, શોક કરો માં, તમારા પુત્ર ઉત્તમ લોકને પામ્યા છે, એમાં સંશય નથી. હે શોભને ! આ મહા તેજસ્વી વસુ શાપના દોષથી મનુષ્યપણાને પામેલો માટે તમે એનો શોક કરવા યોગ્ય નથી. હે દેવિ ! જે રણભૂમિમાં ક્ષત્રિયના ધર્મથી લડતા હતા તે ભીષ્મને શિખંડિયે હણ્યા. હે શુભાનને ! યુદ્ધમાં સાક્ષાત્ સો યજ્ઞ કરનાર ઇન્દ્ર પણ કુરૂઓમાં શ્રેષ્ઠ, મહા યુદ્ધમાં બાણ ઉગામનાર ભીષ્મને હણવા શક્તિમાન નથી તેથી તમારા પુત્ર સ્વચ્છંદપણાથી સ્વર્ગ પ્રત્યે ગયા છે. હે સરિચ્છ્રેષ્ઠે ! યુદ્ધમાં સર્વ દેવતાઓ તેને હણવા શક્તિમાન્ નથી માટે તમે કુરૂના પુત્ર ભીષ્મનો શોક કરો માં. હે દેવિ ! આ તમારો પુત્ર વસુઓ પ્રત્યે ગયો છે માટે નિશ્ચિંત થાઓ. વૈશંપાયન બોલ્યા—હે મહારાજ ! આ પ્રમાણે કૃષ્ણ તથા વ્યાસે આશ્વાસન અપાયેલા ઉત્તમ નદી ગંગાજી શોકને તજી પોતાના જળ પ્રત્યે ઉતર્યાં. તે પછી હે નૃપ ! તેણે આન આપેલા સર્વ જનોના અધિપતિયો ગંગાનો સત્કાર કરી નિવૃત્ત થયા.

**संस्कृत्य ते तां सरितं ततः कृष्णमुखानृपाः ॥**
**अनुज्ञातास्तया सर्वेन्यवर्तन्त जनाधिपाः ॥ ३७ ॥**

**इति श्रीमहाभारते शतसाहस्र्यांसंहितायांवैय्यासिक्यामनुशासनपर्वणि भीष्मस्वर्गारोहणपर्वणिदानधर्मे युधिष्ठिरसंवादे भीष्ममुक्तिर्नाम एकोनसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १६९ ॥**

# ॥ अनुशासनपर्व समाप्त ॥

